# કુસુમાવતી.

વાઘેલા વંશની છેલ્લી રજપુત

રાજધાનીનો ચિતાર.

'સાજ વર્તમાન' માટે ખાસ


લખનાર :

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર,

( કિન્ડરગાર્ટનીસ્ટ, મુંબઈ. )



છાપીને પ્રસિદ્ધ કરનાર

'સાજ વર્તમાન' પ્રેસના માલેકો

# પ્રસ્તાવના

*

ઇતિહાસીક વીર્તાઓની સિદ્ધત્તાનો મુખ્ય આધાર, પ્રાચાન-અર્વાચીન શોધ ઉપર રહેલો છે. ઇતિહાસનુ સત્યં સ્વરૂપ, સ શોધ-કની શકિતપર રહેલુ છે. હિન્દનાં, ખાસ કરીને ગુજરાત ને રજપુતાના પ્રસ્તોની રજધાનીની અસલ તવારીખ 'રાસ–માળા' નામના ગ્રથમા સારી રીત મળી શકે છે; તોપણ તે પુર્ણ છે, એમ કહી શકાશે નહિ. હિન્દનો જુદો જુદો ઇતિહાસ, વિવિધ પ્રકારની હકીકતથી મન-પર અસર કરી રહ્યો છે. કોઇક જુના લેખમા લખાયલી હકીકત નવી નવી આવૃત્તિમાં બદલાયલો ને છિન્ન ભિન્ન થયેલો જોઇ શકાય છે ઇતિહાસમા પ્રસિધ્ધ થયેલી હકીકત, મૂળ હકીકતથી ઘણીવાર જુદીજ જણુય છે અમુક રાજાનુ વૃત્તાત તપાસીએ, તો ભાટ–ચારણો એક રીતે કહે છે અને ગ્રથ-લેખ કંઇક જુદુજ અજવાળુ પાડે છે ટાડ રાજસ્થાન, કે હટરકૃત હિન્દનો ઇતિહાસ, વા મેવાડની મુખતેસર હકિકત, કે મેવાડની જાહોજલાલી, કાઠિયાવાડ સર્વ સગ્રહ, ને સર-કારી શોધનાં તત્વથા બનેલા બીજા ગ્રથો વિચિત્ર રીતે સબંધ ધરાવતા દૃષ્ટે પડે છે, સર્વ કારણો ગમે તે સ્થિતીમા ડોલતા દેખાય, પણ સત્તાધીશોની સત્યતા માન્યભૂત ગણાય છે, ને તે રીતે છેવટની શોધ, તે માંહે કરવામા આવેલો સુધારો, ને દેશકાળની સ્થિતીપર નિયમીત થયલુ ઇતિહાસિક ધોરણ માન્ય-ભૂત થવું જોઇએ. ભવિષ્યની પ્રજાને પ્રાચીન ભારતના ક્ષત્રીય

શુરાતનનુ વાંચન કદાચ નિર્બળ મગજને આડે માર્ગે દોરવી જાય, એવા ભયથી ઇતિહાસિક સશોધન બહુજ નમ્ર વાણીમા પ્રસિદ્ધ થતુ જાય છે. અને એજ રીતે જો હિન્દના પારિભાષિક લેખકો તે પગલે ચાલતા રહે, તો નિર્વિવાદ વાત છે, કે એક કાળની પ્રજા, આ ભારત રાજવંશીઓને નબળાં ગણી શકે!

ઇતિહાસની મૂળ શોધ તો શીલાલેખો, તામ્ર પત્રો, ભાટ-ચારણોની દંતકથાઓ, બારોટોના ચોપડા, રાજાઓની વંશાવલી પરથી થયલી છે, પણ—

દીન વિત્યા દર માસ, વર્ષે આંતરીયા;
સૂરત ભૂલી સાહેબા, નામે વીસરીયાં

આ રીતે નામનો પણ નાશ થઇ જાય!

ઇતિહાસિક વૃતાતના આશય પર આ મ્હારૂ બીજુ પુસ્તક છે પ્રથમમા 'બ્હાદુર કલો' નામની વાર્તા એક દાયકા પેહલા પ્રસિદ્ધ કરી છે આ વૃતાત ઇતિહાસના પૃષ્ટપર જણાતો નથી, પણ બીજા જુદા જુદા ગ્રથોમા પ્રસિદ્ધ થયો છે, અને 'બ્હાદુર કલા'ની વાત સુપ્રસિદ્ધ છે જો કે તેમા ઇસ્લામી સલતનતના દોરનો અઘટિત ચિતાર, સત્યતાને દૂર રાખીએ, તો નબળા મનને માઠી અસર કરે, એવાજ ભયથી ઇતિહાસિક ગ્રથ-માળામા દાખલ થયો નથી, એમ કહી શકાય, પણ અસલ વાત ખોટી નથી, ને એજ પ્રમાણે આ વાર્તા પણ સગ્રહેલા ભાવથી ભરેલી છે

કુસુમાવતીનો કંઇક વૃતાંત રાસમાળાની અંદર આવેલી વાઘેલા વંશની છેલ્લી બાબતમાંથી લઇને એક તેવાજ બીજા કથન સાથે મેળવી દીધો છે. કારણ વાઘેલાની રાજધાનીનો અંત આવ્યા પછી ગુજરાત પ્રાંતનાં રાજ્યોમાં જે ખળભળાટ થયો હતો, તે વખતનો આ બનાવ છે, ને તે વિષે કેટલીક ચારણીય હકિકત મળવાથી નવી કલ્પના જોડે આ વાર્ત્તા ચીતરી છે વાર્ત્તા પ્રસંગ રસીલો છે, અને તેની રસજ્ઞતાનો 'સાંજ વર્તમાન' પત્રના વાંચનારાઓએ ઘણા સ્નેહથી સ્વિકાર કર્યો છે, એજ લેખની સાફલ્યતા માની છે. 'સાંજ વર્તમાન' ના ગુણજ્ઞ માલેકોએ આ વાર્ત્તાને જે ઉત્તેજન આપ્યુ છે, તેનો આભાર માનવાનું અત્રે અયોગ્ય ગણાશે નહિ.

કિન્ડરગાર્ટન સ્ટૉલ,<br>ગીરગામ બેક રોડ.<br>મુંબઇ, કાર્તિક માસ<br>૧૯૬૩.

કર્ત્તા.

# અનુક્રમણિકા.

# કુસુમાવતી.

## પ્રકરણ પ્હેલું.

### પ્રેમનું પ્રતિબિંબ.

(નાયક-નાયિકાનો પ્રેમ-સંયોગ.)

પુષ્પતાગ્રા.

નથી જગમાં દુ:ખ કોઇ માનવોને,
જગ દુઃખ છે બસ પ્રીતિના જનોને,
નથી દુનિયાં કોઇ પ્રીત હીનિ,
જડ-પશુ પ્રાણિ ચહે પ્રભા પ્રીતિની."

મનોહર ગુજરાત પ્રાંતની રસાળ ભૂમિકા પરવશપણાને લીધે રસહીણુ ને પ્રકાશહીણુ જણાતી હતી. ગુજરાત પ્રાંતની સરહદપર નાગમલ્લ ફેણુ માંડીને ડોલતા હતા. સાબરમતી ને નર્મદાના પાણીનો પ્રવાહ, જે મહા ઘોઘથી દુશ્મનોની છાતી ધડકાવતો હતો, તે કેવળ મંદ પડી ગયો હતો. સંહ્યાદ્રી અને સાતપૂડાનાં જે શિખરો, શત્રુઓનાં અંગ કપાવતાં હતાં, તે ડોલતાં થઇ ગયા હતાં. ગુર્જર

રાજા જયચંદ્ર ને ભૂવડનો જે સંગ્રામ ભૂમિકાને ભય મુક્ત કરતો હતો, ને વનરાજ જેવા રાજાને જયશાળી બનાવી દેવા પોકાર કરતો હતો, તે સંગ્રામનો અંત, ગુજરાતના છેલ્લા રાજા 'કર્ણની પાયમાલીનું' દિગ્દર્શન દેખાડી રહેલો હતો; અને આ કાળે એ છેલ્લા રાજા કર્ણની સ્વારીનો રણઝણાટ જે ગુર્જર ભૂમિનાં લાવણ્યને ખિલતો દેખાવો જોઇએ, તે મંદ પડી ગયો હતો ગુજરાતની ફળદ્રુપ ધરતીપર વ્હેતી સરિતાઓમાંથી માધુર્યતા જાણે ટળી ગઇ હતી—તરૂવરો; પાન વગરનાં ઝોલા ખાતાં હતાં. સુગંધીદાર મોગરો ને લ્હેઝતદાર ગુલાબ જેવાં પ્રફુલ્લિત પુષ્પો કરમાતાં હતાં. મંદાર ને પારિજાતક જેવાં સ્વર્ગીય પુષ્પો પોપવાને ભોગી ભ્રમરાઓ પણ જાણે બ્હીકણ થઇ ગયા હતા. નિર્દોષ પશુ–પક્ષિઓ કલ્લોલ કરી નિર્ભયપણે ગુર્જર વાડીઓમાં આનંદ કરતાં હતાં, તેઓમાં કંઇક સુન્ય, કંઇક કોલાહલ કરતા હતાં, અને કંઇ કલ્પાંત કે આક્રંદ કરતાં જણાતાં હતાં વનચરો એક વગડેથી બીજે વગડે નાસતાં હતાં તેમનાપર પણ તીરોના બાણનો વર્ષા વરસતો હતો જુલ્મના મહા પ્રબળનો વર્ષા તો વરસતો ન હતો, પણ જુલ્મનો કેર તો ગુજરતો હતો ક્ષત્રી રાજાઓ મૃગયા રમણ કરતા, એ વનચરોને બાહુલ્ય નહોતુ, પણ મુસલમાની શાહ–સૂબાઓ અનિયમીતપણે શિકાર કરીને તેમનો પ્રાણ રીબાવી રીબાવી લેતા હતા, એ બહુધા કઠીણ લાગતુ હતુ. જો કે તે શિકાર હાલના અગ્રેજ મોલજરોનાં પેઠે આંખે પાટા બાંધી, જાનવર બદલે મનુષ્ય શિકાર નો કરતા ન હતા, પણ તેનો કંઇક અંશ હતો! હવે ગુર્જર ભૂમિમાં વસતાં જન પ્રાણી કે તરૂવરોને લાગતુ હતું, કે ક્ષત્રી રાજ નિર્બળ પડયું, અને મુસલમાની સ્વતંત્ર સત્તા થઇ ગઇ

નર્મદા નદીના તટ ઉપર સુરપાનેશ્વરના શિવાલયમાં આજે નંદ-નગરીની પ્રજા દર્શન કરવા આવી હતી પર્વણીનો દિવસ હતો. સાધુઓ ભજનમાં મસ્ત હતા. નર્મદા નદીમાં સ્નાન કરવાથી મહા પાતકો નાશ થાય છે, એવી પૌરાણીક ધર્મ-સંસ્થા હોવાથી યાત્રાળુ જનો સ્નાનપાન કરવા બહુ આવતા હતા, અને આજુબાજુના વન-ઉપવનોમાં મહાત્માઓ અને તાપસી લોકો રહેઠાણ કરી રહ્યા હતા. નર્મદાનો અવેગી પ્રવાહ હતો. શાલીગ્રામ મેળવવાને સાધુજનો સદા નર્મદાનું સેવન કરતા હતા. એકાન્ત ભાગમાં જઈને ધ્યાન ધરતા હતા નર્મદાનુ પુન્ય-જળ એક વેળા વૈકુંઠ પ્રાપ્ત કરાવતું હતું. પણ ગુજરાત જ્યારે દ્રૌપદીની દશા પામી અર્થાત્ ગુજરાતની અચળ રાજધાની વિખરાઇ ગઇ, અને જુદા જુદા ધણીઓના હાથમાં આવી, તે વખતથી તેની સ્થિતી બદલાઇ ગઇ અને હિંસારી લોકોથી આ પવિત્ર તપોવન પાતકી થઇ પડયું.

આ સમયે એ તપોવનમાં ગિરીનંદ નામના મહાત્મા કેટલાક વર્ષ સુધી તપ કરતા નિવાસ કરી રહેલા હતા તેઓ હિંસાના ત્રાસથી પોતાના શિષ્ય ગંગેવ સાથે કાશીપુરી તરફ નીકળી ગયા હતા, નર્મદા તટ તજી ગયા હતા, શિકારીઓથી કંટાળી ગયા હતા.

ગુરૂ ગિરીનંદ એક મહાત્મા હતા. નંદનગરીના પરોપકારી નંદરાજા તેના શિષ્ય હતા. રાજા તેઓને પ્રભુતુલ્ય પુજતા હતા, પણ જયારે તપોવનમાં બહુ હિંસા થવા લાગી, રાજાની મહારાણી બાણગંગા વિદેહકૈવલ્ય થયા પછી રાજાનુ ચિત્ત વ્યગ્ર થઇ ગયુ, અને રાજમા અનાચાર થવા લાગ્યો, એટલે ગુરૂજીએ એ સ્થાન છોડી દીધું. રાજાને

ખબર પડી કે ગુરૂજી તપોવન તજી ગયા છે, તયારે તેને બહુ ખેદ થયો, અને ગુરૂની ઘણી શોધ કરાવી, પણ કશો પત્તો મળ્યો નહિ

એક વેળા પર્વણીને દિવસે રાજકુંવરી કુસુમાવતી પોતાની સાહેલીયો સાથે સુરપાનેશ્વરના દર્શન કરવાને આવી, અને સરિતા-પુજન કરતાં તેના કંઠમાંથી મોતીનો એકાવળ હાર જળમાં પડયો આ સમયે એક શિકારી કુમાર ત્યાં આવી ચડયો. શિકાર કરતા તે ભૂલો પડીને અહીં ચડી આવ્યો હતો, તે આ રાજબાળાને જોઇને મોહવશ થઇ પડયો. બાળા પોતાના હાર ગુમાવ્યાથી ગભરાયલી હતી. રાજકુવરે ગુપ્ત રીતે તેમની કથા સાભળીને તરત જળમાં પડયો, ને હાર લાવી આપ્યો, અને તે કુવરીને સ્વાધીન કર્યો. કુમાર અને કુવરીનો ત્યાં હારદ્વારા મેળાપ થયો. કુંવરી શરમાળ હોવાથી કઇ બોલી શકી નહિ, પણ સખી કુમુદને શાનમાં સમજાવી, એટલે તેણે કુમારને પુછયું—

"રાજ ? અમારી સખીપર ઉપકાર કરવાને આપ કયાંથી પધાર્યા ?"

"હું શિકારમાં ભૂલો પડયો છુ, એક મધુરી મેના મને અહીં ઘસડી લાવી."

"આપનુ કુળવત નામ-ઠામ બતાવશો ?"

"મ્હારૂ નામ માળવરાજ, મ્હારૂં વતન મેવાડ, હાંલ ગુજરાતની સરહદપરના રૂપનગરના કિલ્લામા, અને આ સમયે જીવ,, ગુજરાતના સુબા સાહેબના તંબુમા, ને દેહ તમારી હજુરમાં !"

કુંવરી આ નિર્ણય સાંભળીને બહુ આનંદ પામી, બન્નેનો દૃષ્ટિ રાગ થયો. કુમાર આ રાજબાળાને જોઇને મોહના બાણથી વિંધાઇ ગયો તે બોલ્યો—

"બાળાઓ, મને માર્ગ બતાવશો ?"

"તમને ચંચળ ભોમિયાની જરૂર હશે."

"હા. પણ તે એવો ન હોવો જોઇએ, કે જે ભવ-વનમાં ગોથું ખવરાવે."

"ભગવતપર ભરૂંસો રાખશો, તો નકી માર્ગ મળશે પણ અમારી સખીને રૂણમાં રાખીને જશો ? શું તમે નગરમાં નહિ પધારો ? અમારી સખીને રૂણમુક્ત નહિ કરો !"

"બાળા ? હું ગુજરાતના સુબા સાહેબનો મહેમાન છું. ગુજરાતની રસીલી લીલા જોવાને શાહજાદા અહમદશાહ સાથે અહીં આવ્યો છું. બન્ને મિત્રો શિકારમાં નીકળતાં છુટા પડી ગયા છીયે. તે મ્હારી શોધ કરતો હશે, માટે મને જલદી જવું જોઇએ પ્રેમ હશે, તો પ્રસગ ઘણો. મન હશે, તો મેળાપ ઘણો એક સ્વપને ગત પુરી થતી નથી એક કોળીયે ભૂખ ટળી જતી નથી"

આમ વિનોદ કરે છે, એટલામાં 'વાઘ'ની બૂમ પડવાથી સખીમંડળ વિખરાઇને ન્હાશી ગયું. માળવરાજ કૃત્રિમ અવાજ સાંભળીને સ્તબ્ધ થઇ ગયો; તેવામાં એક શખ્સ દોડતો આવ્યો, અને પોતાના સપાટામાંથી કુંવરી ન્હાશી ગઇ જાણીને મનસ્વી અફસોસ કરવા લાગ્યો. તેની નજર માળવ કુંવરપર પડી; અને પોતાની ગુપ્ત વાત તેણે સાંભળી હશે, એવા શકથી તે જોડે દમભર વાત કરવા લાગ્યો—

"તમે કોણ છો, ને આ જોખમભરેલી જગ્યામાં એકલા કેમ ઉભેલા છો!"

"હું એક મેવાડી શિકારી છું. એક નિર્દોષ હરણીપર ઘાતકી વાઘ તરાપ મારે છે, તેને બચાવવાને અહીં ઉભેલો છું."

"પારકી સરહદમાં ઉભા રહેવાનો તમને કંઇ અખ્ત્યાર નથી."

"પોતાના અન્નદાતાની દીકરીપર બુરી નજર કરનારને તો આ સરહદમા ઘડીભર ઉભા રહેવાનો અધિકાર નથી."

"તમે મને ઓળખી શકયા છો?"

"પુરેપુરી રીતે. તમે એક ઘાતકી વાઘ છો. જેણે તમને પાળ્યા છે, તેનુજ તમે નખોદ કહાડનાર વિકાળ વરૂ છો."

"તો તેનાથી દૂર રહેવું વધારે સારૂં છે."

"વાદીઓ સાપના ઝેરથી ડરતા નથી, પણ તેના દાંત તોડી પાડીને શરણે કરે છે."

"ઠીક છે. જોઇ લઇશ." એટલું કહીને તે ચાલ્યો ગયો; અને કુમાર પણ રસ્તે પડયો. માર્ગમાં ચાલતાં પેલી કુંવરીના સ્વરૂપ તથા સ્નેહપર ફીદા થઇ ગયો.

એ સુંદરી નરદરાય વાઘેલાની કુંવરી હતી. તેનો ચહેરો રૂષિજનોને અજાવી દે તેવો હતો. તેનું વિશાળ કપાળ અર્ધચંદ્રની આકૃતીનુ અનુકરણ કરતુ હતુ. વિકાસતા કમળના જેવી મુખમુદ્રાપર કામના મદાંધ ભમરો ફરતા હતા. કલાનિધીમાંહેતુ લાંછન, તેના ગાલ—તિલની સૌંદર્યતાને વધારતું હતું. ભ્રકૂટીનો વાંક, અર્જુનના ગાંડીવ-ધનુષ્ય પેઠેમ કામી દુર્યોધન જેવા દુશ્મનને હણવા તૈયાર જણાતો હતો

મૃગનયની બાળાના ભ્રમર નીચેના બે ખાડામાં કોયલડી માળો કરીને રહેલી હોય, એમ જણાતુ હતુ: કિરીટની ચંચુ સમાન નાસિકાનો ઘાટ, આખા મુખાર્વિંદને દેદીપ્યમાન કરતો હતો. પ્રવાળ જેવા હોઠ કેસુડી વનને લજાવતા હતા કોઇવાર તે મંદવાયુમાં જેમ કમલપત્ર હાલે, તેમ હાલતા હતા, ને કોઇવાર કોઇ તપસ્વીના યોગધ્યાન સમયે જેમ તેના અવયવ શાન્ત થઇ પડેલા હોય, તેવા તે સ્તબ્ધ જણાતા હતા. અન્નયંત્રની ચક્કી સમાન દાડમની કળિયો જેવા દાતનું અનુમાન થતુ હતું. મનોહર કંઠથી મેનાં શરમાતી હતી. ગ્રીવાથી હંસણી લજાતી હતી કદળી સમાન જંઘા અને કુંજરનાં ગંડસ્થળ જેવા નિતંબ જોઇને મુનિવર ચળાયમાન થતા હતા. કોમળ પાયમાં નમણાં નુપુર હતાં. મુક્તાહાર તો ભાગ્યશાળી હતો, કેમકે હૃદયપટ્ટપર મસ્ત બનીને ઝુલતો હતો. ગુજરાતની સુંદર રસાળ અને ફળદ્રૂપ ભૂમિકાના હૃદયપટપર જેમ સંહ્યાદ્રી અને સાતપૂડાના શિખરોની ટોચ નીકળી આવે, તેમ તેનાં ઉર ઉપસણનો દેખાવ થઇ રહ્યો હતો, અને તેપર જેમ વાદળીયો છાયડી કરે, તેમ ધવલ વસ્ત્ર આચ્છાદન થયું હતુ અનેક ભમરાઓ આ કોમળાંગીને નીરખી, મુક્તાહારને ભાગ્યવંત ગણતા હતા. શરીરના ક્રમવાર અવયવોની સુંદરતા જોતાં આ મુગ્ધામાં સર્વ યૌવન ચિન્હ પ્રફુલ્લિત થયેલાં જણાતાં હતાં. કોમળાંગી બાળાનુ ગૌરવ જોઇ, ચંદ્રમાને લાભ થતો હતો. તેના અજાનબાહુ પરથી તેને પ્રાચિન ભારતની ક્ષત્રિયાણીનાં પરાક્રમોનો ચિતાર દૃષ્ટે પડતો હતો

કુમારિકા ભરચક યુવાનીમા લચી રહેલી હતી. મદનરાગમાં મસ્ત છતાં તે અખંડ પુન્યશાળી હતી. તેની કાન્તિ જોઇ બ્રહ્મા કદી

ભૂલ્યો હોય ! કેમકે મોહિનીનો બીજો અવતાર, અથવા રતિનો પુનરોદ્‌ભવ થયેલો કહીયે તો તે સત્ય ઠરે, એવી આ બાળા હતી. તેની તુલના કરતાં ચંદ્રમા, આ વાઘેલી કન્યાને દુષ્યન્ત જેમ શકુન્તલાને સંબોધે, તેમ સ્મરતો હતો.

"જે ફૂલ હજી સુધી સુંઘાયલું નથી; અને ઉતરાવેલા નખવડે પણ જે કળી ચુંટાયલી નથી, જે રત્ન વિંધાયલુંજ નથી; જેનો રસ ચાખવાને કોઇ સમર્થ થયું નથી; જેનું પુન્ય અખંડ છે, જે ફળ વૃક્ષપરથી ઉતરેલું અનામત છે, એવા પદાર્થને કોણ ભાગ્યશાળી ભોક્તા પ્રભુએ ઉપસ્થિત કર્યો હશે ?"

'મોહિની ? તું મહાન નરોને ચળિત કરે છે !' ચંદ્ર બિચારો આમ આક્રંદ કરતો હતો. વાઘેલી કન્યાનુ સૌંદર્ય જોઇ મહાન વીરનરો મોહ પામતા હતા, ઉધમાં પણ અદૃષ્ય સુંદર–અભિનયથી આ બાળા શોભતી હતી, એટલે વિશ્વામિત્ર જેવો કોઇ તપસ્વી પણ ચળિત થશે. રંભાના જેવું રૂપ હતુ એટલે શૃંગી કે મત્સ્યેંદ્રનાથ જેવા મોહ પામશે. ઉર્વષી જેવો પ્રેમ હતો, એટલે પુરૂરવા જેવા રાજા લોભાશે. શકુન્તલા જેવી અવસ્થા હતી, એટલે દુષ્યંત જેવા રાજા પ્રેમપાશમાં પડી જશે ભીમક તનયા દમયંતી પેઠે અતિથીની પ્રસાદી પામેલી આ વાઘેલી કન્યાને નૈષધરાય જેવો પતિ પણ મળશે. ખરે, પ્રેમ પ્રસ્થાનુ તો પડી ગયુ હતુ.

આશ્ચર્ય કંઇ નથી વીજળીક તંત્રની ચમત્કૃતિ એવીજ હોય છે. કુદરતના અંશવાળો પદાર્થ લોહચુંબક સમાન, સંસ્કાર તંત્રે કરીને પર પદાર્થને આકર્ષિ શકે છે. માનવ પ્રકૃતિ પોલાદ જેવી છે. પ્રેમપ્રકૃતિ લોહચુંબક સમાનછે.

બાળાના હૃદયમાં મેવાડકુમાર વસ્યો એટલુંજ નહોતું, પરંતુ મેવાડકુમારનાં મનમાં પણ આ કુમારિકા વાસો કરી રહી હતી. લુચ્ચી બજરે, ગુજરાતનાં સઘળાં રત્નો લુટી લીધાં હતાં, પણ દૈવયોગે આ અકિમતી રાજરત્ન અખૂડ હતું. અખૂડ હતું, પણ અખૂડ ગયું નહોતું. પ્રદેશીઓના લક્ષમાં તે પ્રસંગોવસાત્ આવતું હતું. આ રત્ન તાકીદે કોઇ બળવાન ઝવેરીના ઝવેરાતખાનામાં જવાની તક ગોતતું હતું. રત્નમા જોતીનુપાણી હતું. કંઇક બળિષ્ટતા હતી, તો પણ ગુર્જર દેશની પડતી દશા, અને વાઘેલ વંશની નબળી હાલતને લીધે તેનાં મનમાં દૃઢતા રહેતી નહોતી. પળપળે વિચાર બદલાતા હતા શ્રાવણનાં વાદળા પેઠે આકાશનો રંગ બદલાતો હતો. ક્ષત્રીરાજ્યની દશાનાં વાદળાં પણ પળપળે વિખરાતાં ગુજરાત દેશમાં લાલ નજરે પડતાં હતાં સાયંકાળનો જો કે માત્ર રંગ જણાતો હતો, પણ તે મુસલમાની બાદ સુબાઓની ઝળકતી ને ચળકતી તરવારનો હતો. ક્ષત્રીઓ માટે તો અમાવાસ્યાની રાત હતી, અને તારાઓ તો કેવળ સુબાના તેજના જ ચળકતા હતા. સુબાની સત્તા હતી ખરી, પણ આ બાળા તેથી બેપરવા હતી, નિર્ભય હતી. તેને તો ક્ષત્રીવીર વરવાનું જાણે વરદાન મળ્યું હોય, તેમ અભિમાન ધરતી હતી. ને ખુબ જાણતી હતી કે તેનું સુખ સુબાની માયાભરી મહેરબાનીમાં રમણ કરતું હતું? ગમે તેમ હતું, તોપણ સૂર્યનો તાપ ખારા પાણીને ખેંચીને વરાળ લઇ મધુર જળ ધરતીપર રેડતો હતો, તેમ બાળાનો પ્રેમ સૂર્ય, પ્રેમીના પ્રેમ અંશને સ્વચ્છ બનાવતો હતો.

## પ્રકરણ ૨ જું.

### ગુજરાત પ્રાંતની છેલ્લી રજપુત રાજધાની.

"તુજને પાલણહાર, હૈયામા ન્હારી હતે;
ક્યારે થઇશ ખ્વાર, તારે ચદ્ર ઘેલો દિસે.
આજ સુધી પરહસ્ત, ગઇ નથી ગુજરાત તું;
સુખનો સૂરજ અસ્ત, આજ થયો ત્હારો દિસે !"

"વનરાજ ચાવડો."

ઘેલુડી ગુજરાત! ગાંડી ગુજરાત! મનોહર નવપલ્લવતરૂવરોથી સુશોભિત ભૂમિકા! આખર તુ પરદેશીને પાને પરવશ પડી! તારો પાલણહાર ઘેલો થઇ ગયો! કરણ જેવો કરણ ગાડો થઇ ગયો માલબર ખેડુતોથી રળિયામણી—મસ્ત થયલી, ધનાઢય વેપારીઓથી મગરૂર બનેલી, તરેહવાર પદાર્થોની ઉત્પન્ન કરવાવાળી તરીકે પ્રશંસા પામેલી, રાજાઓને માનમાં લચકાવી મુકાવનારી, ઓ ગુજરાત? તુ રડની થઇ ગઇ, નિરાધાર થઇ ગઇ, પાયમાલ થઇ ગઇ. વાઘેલા વંશના છેલ્લા રાજા કરણે તને રઝળાવી; માધવની પદ્મિનીએ તને પાયમાલ કરી! દુષ્ટ—ખૂની અલાઉદ્દીને તારી લજ્જા લોપી! ગરીબ પણ હિમ્મતવંત—હિમ્મતવંત પણ ગાડો, ગાડો પણ માયાળુ અને માયાળુ પણ ડાગળીછડ, મૂરખ રાજા કરણ બાયલો બન્યો શ્રીમતી રાણી કૌળાદેવી મલેચ્છના પંજામાં પડી ગઇ, અને કુમારી દેવળદેવી નીતિના મંદિરમાંથી નીકળીને અનીતિના ગૃહમં પ્રવેશી અણહિલવાડ પાટણની જાહોજલાલી એક કાળે સૂર્યના તેજ સામે ચળકાટ કરતી હતી, આર્યવીરના આશરા

તળે મદાંધ થઇ હતી, તે મ્લેચ્છના પ્રભાવથી અપવિત્ર થઇ ગઇ, નિસ્તેજ થઇ ગઇ, રસાળ છતાં અરસિક થઇ ગઇ!.......કર્ણ વાઘેલાની છેલ્લી સ્થિતીનો ચિતાર આપતાં રાસમાળાનો કર્ત્તા લખે છે કે–

"અણહિલવાડના સર્વથી છેલ્લા, અને અત્યંત દુર્ભાગી રાજા વિષે ઇતિહાસમાં વધારે નોંધ થઇ નથી. તેને તેના દેશથી અને ગાદીથી હાંકી કહાડેલો, રજપૂતને તેના ઘર કરતાં અને તેની સત્તા કરતાં પણ વિશેષ વહાલી એવી તેની પ્રતિષ્ટા લૂટી લેવામાં આવી, તેની સ્ત્રીએ હેત ઉતારી તેનો ત્યાગ કરેલો, અને તેના દુર્ભાગ્યમા છેલ્લામાં છેલ્લો અને દુસહ ડંશ પડવાનુ જેના ભાગ્યમા લખેલુ એવી તેની કુંવરિએ પણ છેવટે તેના ઉપરથી હેત ઓછુ કરીને તેને જતો મુકેલો, એવો તે કર્ણ રાજા કદાપિ કોઇ નામઠામ જાણે નહિ, એવી સ્થિતીમાં રઝળતો મરી ગયો હશે. આવું છતાં પણ રાજા કર્ણનો ખેદ શાન્તિ પામ્યો નહિ હોય! અણહિલવાડ, અને તેની ખેદાન મેદાન થયલી ભૂમિકામાંથી લૂટ ચલાવનારા માંહેથી એક ઝેરી નાગ કાફૂર (ગુલામ) રહી ગયો. તેણે પોતાનુ ઝેર પ્રસરાવ્યુ, અને મહાકાળે અલ્લાઉદ્દીનનો પણ નાશ કરવાની તૈયારીમા પડયો, અણહિલવાડની વધુ પાયમાલી કરવા બેઠો, ગુજરાતને ચુંથવા બેઠો—મલેક કાફુર જે એક હજાર દિનારનો ખંભાતનો ગુલામ હતો, અને જેને તે રાજનીતિથી ઉલટા અને જુલમભરેલા કામમાં આંધળો થઇને અધિકારી આશરો આપતો હતો, તેથી ઉમરાવોને અરૂચિ ઉત્પન્ન કરાવી હતી, અને લોકોમા અલાઉદ્દીને સર્વત્ર અસંતોષ ઉપજાવ્યો હતો, તેના સ્વાધીનમાં તેણે પોતાના સઘળા રાજકારભારની લગામ સોંપી દીધી હતી. મલેક કાફુર ત્રણ

દિવસથી રાજ લઇ લેવાનું તકાસતો હતો, તે હવે પાદશાહના વંશનો છેડો લાવવામાં ગુંથાયો. દેવળદેવીનો ધણી ખીજરખાન, અને તેના બાપના રાજ્યનો નાશ કરનાર અલ્પખાન એ, બન્ને સુલતાનનો જીવ લેવાને સલ્લાહ કરે છે, એવું તેમનાપર તહોમત આણીને તે બન્નેનો ઘાટ તેણે પહેલો ઘડયો, અને શેકસપિયરના ઑથેલો નાટકના પ્રપચપાત્ર ઇયાગોની પ્રકૃત્તિને હઠાવે, તેવાં કામનો બહાદુર મલેક, પ્રથમ તો બન્ને જીવડાનું બળિદાન લેવાને ભાગ્યવંત થયો. આ વેળાએ સર્વના મનમાં રાજ્યનાં સામું બંડ મચાવવાનો અગ્નિ, જે ઘણા દિવસથી ધુંધવાયા કરતો હતો, તે બહાર સળગી ઉઠયો. અને ગૂજરાતની ભૂમિએ વનરાજના ક્રમાનુયાયીઓની આ રીત માન્ય કરેલી તેઓનુ વેર લેવા તેમના નાશ કરનારની ચિત્તા સળગાવવાને જાણે પહેલ કરતી હોય, તેમ પંહેલી ચિંગારી ગુજરાતમાં સળગી, અને આખા ગુજરાતમાં બંડ ઉઠયું. અલાઉદ્દીને કમાલખાં સુલતાનને મોકલ્યો, પણ મરનાર અલ્પખાનનાં માણસોએ ખૂનરેજી કરીને હઠાવ્યા. આ પ્રસગનો લાભ લઇને મેવાડીયો પણ સ્વતંત્ર થઇ ગયા. આ બનાવોથી અલ્લાઉદીન ગભરાઇ ગયો, આજારી પડી ગયો, અને છેવટ એજ રોગથી ૧૩૧૬ ના ડીસેમ્બર મહિનાની ઓગણીસમી તારીખની સાંજે મરણ પામ્યો, અને મરતાં મરતા પણ પેલા નીચ કાપુરનાં કાવત્રાંનો વહેમ, સાથેજ લેતો ગયો."

"મલેક કાપુર, પોતાની કરણી ભોગવીને મુવો; અને ૧૩૧૮ માં અલ્લાઉદ્દીનનો શાહજાદો મુબારક ખીલજી દિલ્લીપતી થયો, પણ ગુજરાત તો સળગેલું હતું, એટલે તરત ખટપટમા પડયો. અંતે બળવો બંધ.

કર્યો, અને ગુજરાતનું રાજ પોતાના સસરા ઝફરખાનને સોંપ્યું. અણહિલવાડમાં આ વેળા ફરી બંડ ઉઠ્યું, પણ સમી ગયુ, તોપણ બેવકૂફ રાજાએ તે સરદારને મારી નાખ્યો; અને રજપૂત પરમાર વટલીને મુસલમાન ધર્મ અંગિકાર કરી હિસામુદીન તરીકે નામ ધારણ કરી રહ્યો હતો, તેને સુબો ઠરાવ્યો. એ રીતે ૧૩૯૦ સુધી ગ્યાસુદીન તઘલખે ગુજરાતની સુબાગીરી કરી. તેણે સ્વતંત્રતા મેળવી હીંદુ ધર્મને પુષ્ટી આપી, ત્યારે મોહમેદનોએ અરજ કરી. તે ઉપરથી હીંદુ લોહીનો તાક અથવા તક્ષક જાતિનો એક દરબારનો ઉમરાવ હતો તેને ગુજરાતનો રાજા બનાવ્યો, અને તેનું નામ મુઝફ્ફરખાન પડ્યુ. મુઝફ્ફરશાહની સામે ફરહતુલમુલ્ક નામે લડાઇ કરવા આવ્યો, પણ અંતે મુઝફ્ફરશાહે હરાવ્યો, ને ૧૩૯૧ માં અણહિલવાડના રાજ્યની લગામ હાથ કરી; અને તેણે ગુજરાત પ્રાંત સ્વતંત્ર કરીને ૧૪૦૭ થી ૧૪૧૧ સુધી પોતાની સત્તા કરી બેઠા.

..........................

આ વેળાએ ગુજરાતમાં કલાહોલ હતો. રાજ્યની વ્યવસ્થા ચોગરદમ પૃથક પૃથક ચાલતી હતી. અણહિલવાડની ગાદી, રમખાણને લીધે અનિયમીત સ્થિતી ભોગવતી હતી. રાજા કરણ વાઘેલાના વંશજો, સાબરમતીના પશ્ચિમ ભાગમા, અને બીજા ગુજરાત–કાઠિયાવાડની સરહદ તરફ પોતપોતાનું ફાવે તયાં મથક કરી પડયા હતા. ગુજરાતની પડતી થઇ હતી ! રજપૂત વંશજોનું પાણી નાશ થઇ ગયુ હતુ સોલંકી વંશના કેટલાક મેવાડમાં ગયા હતા. કોઇ કોઇ વાઘેલાઓ વટલીને મુસલમાન થયા હતા. કેટલાક ટેકવાળા હતા, તેઓએ સ્વતંત્ર મેળવી

હતી કેટલાક ભાલમાં વસ્યા, કેટલાક ઝાલાવાડમાં ગયા, અને થોડી કાળે એક નંદરાજ વાઘેલાના વંશજો કલ્લોલ અને સાણંદ * પ્રગણાના ધણી થયા હતા આ પ્રકારે ગુજરાતની રાજધાનીનું છેવટ આવ્યું હતું.

## પ્રકરણ ૩ જું.

### નંદરાજ-વાઘેલો.

નંદરાજ વાઘેલો, કરણનો વંશજ હતો તેમણે પોતાનો ગરાસ જાળવી રાખ્યો હતો જાતે મીલનસાર, ભોળો ને ભલો હતો મુસલમાની અમલમાં પણ તે દરેકને વિશ્વાસુ થઇ પડયો હતો. જો કે તેની દરેક હીલચાલ વખાણવા જેવી હતી, તોપણ તે એકમાર્ગિય ને અટંકી

* મુઝફ્ફરશાહનો પુત્ર અહમદશાહ, નંદરાજ વાઘેલાની કન્યા કુસુમપર આશક હતો, પણ તે તેને હાથ ન પડવાથી અંતે નંદરાયના મર્ણ પછી તેનું રાજ જપ્ત કરી લ્હેવાનું ધાર્યું હતુ તેના બે પિત્રાઈ વરસોજી તથા જેતોજી, પોતાના ગરાસ માટે બહારવટે નીકળ્યા હતા

શાહજાદા અહમદશાહને કુસુમ વાઘેલી ન મળવાથી, નંદરાજનું રાજ પાછળથી કબ્જ કરી લ્હેવું હતુ, પણ તે દરમ્યાન બન્ને ભાઇઓએ પાદશાહની હુરમ-બેગમોને હજ કરવા જતા માર્ગમાં રોકી હતી, અને છેવટે પોતાનો ગરાસ મેળવ્યો હતો. પણ લીલાદે ચાવડી (નંદરાય વાઘેલાની રાણી)એ, અહમદશાહને વચન આપેલું કે કુસુમને તને પરણાવીશ, તે પાર ન પડવાથી બીજી કન્યા **લાલા વાઘેલી** જે બહુજ ખુબસુરત હતી, તેને આ બન્ને ભાઇ, વરસોજી તથા જેતાજીએ, પાદશાહ અહમદશાહને પરણાવી હતી, એમ રાસમાળાનો કર્ત્તા પૃષ્ટ ૩૭૬

હતા. મુસલમાનો સત્તાને ત માન દેતો, પણ પરતંત્રતા ભોગવીને તે નમતો નહતો; એટલુંજ નહિ, પણ ધર્મ વિરૂદ્ધ કામ કરી ધન, ભૂમિ કે સત્તા મેળવવાને પોતાનું પાણીને ગુમાવતો નહિ પડતી અવસ્તા છતા તે મગરૂર અને માનભર રહેતો હતો ઘણા રજપૂતો વટલી જતા હતા શાહને માન દેવા પોતાની દીકરીને પરણાવીને પણ સત્તા લ્હેતા હતા; પણ નંદ વાઘેલો એ રીતને પોષીને અધિકાર મેળવતો ન હતો, પરતુ પોતાની ટેક કેમ જળવાય, એ ઉપાય સંભાળી રાખતો હતો. તે પોતાની રાણી બાણગંગા ગુજરી ગયા પછી–વીજુબા કરીને ચાવડા વંશની કન્યા લાવ્યો હતો આ ક્ષત્રીબાળા બહુ શુરવીર અને ડહાપણવાળી ન હતી દયાળી અને ભાગ્યશાળી નહતી. પણ ભોળી ને નબળા મનની હતી તેને કોઇ ભમાવે, તો ભમી જતી હતી મલ્લરાજ

---

થી ૫૮૦ મા કહે છે. નદરાજ વાઘેલાનુ અનુસધાન ઇતિહાસના પૃષ્ટ પર નથી; પણ ભાટ લોકોની દંતકથામાં, જે કન્યા કુસુમ વાઘેલી, શાહને પરણાવી છે, જે આગલા વચનને લીધે પરણાવી હતી, એ પ્રસગ મળે છે. એટલે અનુમાન કરવાને કારણ છે કે નદ વાઘેલાની રાણી લીલાદેવડીએ, અહમદશાહ શાહજાદાની અવસ્થાએ હતો, તેને કુસુમ પરણાવવાનુ વચન દીધું હતું, ને તે વચન પળી ન શકવાથી, અહમદશાહે પોતાના બાપના મરણ પછી ગરાસ લઇ લીધો હતો, તે ગરાસ લાલાને પરણાવ્યા પછીજ આવ્યો હતો, તે સાબીતી રાસમાળા માથી મળી શકે છે. નદ વાઘેલાએ ગુજરાતની સરહદ ઉપર નંદગઢ નામે કિલ્લો બાધી રાજય વસાવ્યુ હતું, તે ખુચાઇ ગયુ, અને કુસુમ, રૂપનગરના (મેવાડના સોલંકી રાજાના) કુમારને પરણી (મેવાડના રૂપનગરના સામંતની સરહદ ગુજરાતની સીમાપર આવેલી છે, જુવો. રાસમાળા પૃષ્ટ ૫૩૨)

નામના તેમના ભાણેજપર તેણીનો ભરૂંસો હતો. નંદરાજ ભલા ગુણનો, ભોળા સ્વભાવનો હતો. તેને થાવડી રાજ્યના મહા કામમાં તે બોજારૂપ થઇ પડતી હતી.

નંદરાજ, પોતાના રાજકારભારમાં અને પ્રજા મંડળમાં બહુ માનીતો થવા ઉપરાંત ગુજરાતના નવા રાજા મુજફ્ફરશાહનો પણ મિત્ર હતો. મુજફરશાહને તે ચાહતો હતો. ખંડણી આપીને પણ સ્વતંત્ર રહેતો હતો. નંદરાજ કાયર થઇને રાજ્ય કરતો નહતો, પણ પ્રજામંડળમાં ફરતો, અને પોતાની રાજભૂમિ કેવી આબાદ, કેવી ફળદ્રૂપ છે, એ પણ તપાસતો. માત્ર કોઇ કોઇ વેળા તેને પૂત્ર સંતાન વિષે મનમા ખેદ થતો, પણ કુસુમને જોઇને સંતોષ માનતો હતો.

---

## પ્રકરણ ૪ થું.

---

### અતિથીનો આશિર્વાદ.

સંસારથી વિરક્ત થયા પછી પણ જીવનકાળની કઠિણતા અનુભવીજ જાણી શકે છે. જયાં સુધી મહાત્મપદ મેળવવાને કોઇ યોગી ભાગ્યશાળી થતો નથી, ત્યાં સુધી દેહરક્ષણ માટે અનેક યોજનાઓ ઘડવી પડે છે, અને તેના પરિણામે સંસારીઓ તરફથી તેમને બહુજ વેઠવું પડે છે. જગતનું શિષ્ટ કરનારા મહાત્માઓ બહુ વખત પરાકાષ્ટા ભોગવી, જનમંડળની અજ્ઞાનતાનો ભોગ થઇ પડે છે. સંસાર ત્યજવા પછી પણ શાન્તિ નથી. કોઇ વીર યોગેશને તૃપ્તિ રહેતી હશે, પરંતુ અનેક યોગજંતુઓ અથડાઇને અંતે અતૃપ્તિ પ્રાપ્ત

કરે છે ઉદ્યમના અભાવનો યોગ, અશાન્તિ ઉત્પન્ન કરે છે. વિપત્તિનો વૈરાગ્ય પ્રશાન્તિ પામે છે

• ગિરિનંદ તપસ્વી, હિમાલયની તળેટીમાં લંબો કાળ નિર્ગમન કરી ભારતભૂમિનાં પ્રાચીન તિર્થોની યાત્રા માટે પરિક્રમણ કરતો હતો. પ્રદેશ પ્રવાસમાં અનેક મગજ દુખાવનારા ભૂત જેવા જન–ભૂતો મળતા. તેઓના અજ્ઞાનપણાના ઝડરૂપ અજ્ઞાત પ્રશ્નોનું સમાધાન કરવાનો કાળક્ષેપ બહુ કિમતી થઇ પડતો. એ માટે સમજુ મહાત્માઓ મૌનવૃત્ત ધારણ કરે છે. કોઇ અજ્ઞાનતાને લીધે ધર્મનાં રહસ્યો ન જાણવાથી મહાત્માનો આડંબર બતાવા તેમ કરે છે, કોઇ વિદ્વાનો મુર્ખોની સાથે વિવાદમાં ન ઉતરવાના હેતુથી તેમ કરે છે, અને કેટલાએક ખાસ વૃત્ત તરીકે મૌન ધારણ કરે છે ગિરિનંદનો મુખ્ય સંકલ્પ ઉપલોજ હતો, પણ તેનો આશય મધ્ય પ્રશ્નનોયે હતો ખરો.

• જગન્નાથપુરી થઇ, બંગાળના અખાતમા પ્રવાસ કરતો શ્વેતબિન્દુ રામેશ્વર આવ્યો, અને ત્યાંના પુજ્ય તિર્થોમાં સ્નાન કરીને તે દક્ષિણ ઘાટમા ઉતર્યો. દક્ષિણનાં કેટલાએક તિર્થ કર્યાં પછી તે નાસિક–ત્ર્યંબક આવ્યો અને તેમનો એક શિષ્ય, તો કોઇ માર્ગિય સાધુની કુમારિકાના પ્રેમમા પડીને સંગથી છુટો થઇ ગયો. ગિરિનંદની એક આંખ, અથવા બેઉ બાહુ કહીયે, તો એ શિષ્યજ હતો; કેમકે તેણે એવું વૃત ધારણ કર્યું હતું, કે પોતાને હાથે જમવું નહિ. મૌન ધારણ કરવાથી ભોજનપર બેઠા પછી મુકાયલુ ભોજન પરિચ્છેદવુ નહિ આ પ્રતિજ્ઞા શિષ્યની સહાયતાથીજ પળાતી હતી તે તપસ્વીની ટેવનો અનુભવી હતો તેમની સેવા બીજાથી સંપુર્ણપણે થઇ શકવાની નહોતી,તેથી બહુ વિપત્તી પડી ઓછામાં પુરૂં તે શિષ્યજ,

ઝોળી ઝુંડો અને વસ્ત્ર વાસણ સહિત પુળાયમાન થઇ ગયા હતા, મુનીને કોઇની કને યાચના કરવાની પણ પ્રતિજ્ઞા હતી. હવે શી અવસ્થા થશે, એ શોચમાં એક રાત્રી તો તેણે ગુજારી, પણ પછી કંટાળીને હિમગીરિ તરફ જવાનો એકલાએ પંથ પકડયો. ગિરિનંદ સિદ્ધપુરને માર્ગે કાશી તરફ જવા ઇચ્છતો હતો, અને તેથી અણહિલપુર પાટણ જતાં નંદનગરના કિલ્લામાં તેણે એક દિવસ નિવાસ કર્યો હતો, અર્થાત્ એ નગરના ઉપવનમાં તેણે આશ્રમ કર્યો હતો.

ગ્રિષ્મઋતુનો તાપ બહુ પડતો હતો. પાણીની બહુજ અછત હતી. ગિરિનંદ તૃષાથી પિડિત છતાં, પાત્રના અભાવે કરીને, અને યાચનાની પ્રતિજ્ઞાને લીધે, તે જળાશય જાણીને વનમાં આવ્યો હતો, પણ કોઇ પ્રયત્ને તે તૃપ્ત થયો નહતો. છેવટે નગ્રમાં પ્રવેશ કરવાની ઇચ્છા કરી. સમય સંધ્યાકાળનો હતો, જેષ્ટ માસની શરૂઆત હતી શરૂઆતનાંજ મેઘચિન્હ જણાતા હતાં અને કંઇક વર્ષાબિંદુ પડવા માંડયાં હતાં. કિલ્લાની નજદીક ગયો, તેવામાં વર્ષાએ બહુ જોર કર્યું. પોતાની કને લોટો કે કમંડળ ન્હોતું; અને પોતાને હાથે જળ પીવાની પ્રતિજ્ઞા હતી. વાસણ વડે, પરહાથ બીજો કોઇ માણુસ ખવરાવે, કે પીવરાવે તોજ ભોજન-ગૃહણ કરવાની પ્રતિજ્ઞા હતી, ને શિષ્ય ચાલ્યો ગયો હતો, એટલે તળાવમાંથીજ મોં વડે પશુવત્ પાણીપીવાની ઇચ્છા રાખી હતી. સદ્ભાગ્યે નગ્રમાથી એક જન-સબને અગ્નિદાહ કરવા માટે ડાઘુઓ નીકળ્યા. સ્મશાન કને જળાશય હશે, એમ ધારી ગિરિનંદ તપસ્વી પાછળ પાછળ ચાલ્યો, અને નગ્રની પશ્ચિમ બાજુએ, એક કોસપર જ્યાં સ્મશાનભૂમિ હતી, ત્યાં પહોંચ્યો. એ ભૂમિ ઉપવનની

નજીકજ હતી. અગ્નિદાહ કરવાના સ્થળ નજીક નાનું સરોવર હતું; પાણી જોઈએ પુરતું નહોતું, વહેળો પણ નહોતો, પરંતુ તળાવના ખાડામાં જરા ભરાયલું હતું. ગિરિનંદે બે હાથ જમીનપર રાખીને મોં વડે; કિનારાપરથી પાણી પીધું, અને વર્ષા તથા થાક-શ્રમને લીધે તેણે દુર એક ઝાડના આશરામાં સ્થિતી કરી.

માણુસ ધારે છે એક, અને ઇશ્વર બનાવેછે બીજું ! ગિરિનંદ આનંદ મેળવવાને જનસમુહ સમજી, સ્મશાન વૈરાગ્યની પ્રક્રીયા જોવા બેઠો, ત્યાં અણધારી આફત આવી પડી.

નંદનગરવાસીઓએ સબની ચેહ ખડકી, અને અગ્નિદાહ દીધો, પણ વર્ષાને લીધે કાષ્ટ લીલાં થતાં ગયાં, એટલે ચેહ સળગી નહિ ઘણા ઉપાયો કીધા, પણ અગ્નિ પ્રકટી નહિ. લગભગ ત્રણ કલાક એમજ વ્યતિત થયા, છતાં મુડદાને અગ્નિ લાગી નહિ—સ્મશાનીઓને તરેહવાર શંકા ઉત્પન્ન થઇ. કોમળ હૃદયના અને બ્હીકણોનાં કાળજાં થડકવા લાગ્યાં—કેટલાક નાસી જવાની તજવીજમાં પડયા; અને કેટલાક છુપાઇ જવાની ગોઠવણ કરવા લાગ્યા. આ મંડળમાં કેટલાક પુખ્તજનો હતા, પણ તેઓની દૃઢતા રહી નહિ અંતે એક બાયલા બ્રાહ્મણે તર્ક કર્યો. તે હિમ્મતથી હુશિયારીથી ચાલાકીથી ને ડહાપણભરીથી બોલ્યો "ભાઇઓ ? પેલો કોઇ જીવનો ખવીસ બેઠેલો લાગે છે. એ આપણા મુડદા પાછળ ભાગોળેથી પડયો છે—લોકો કહે છે કે, દરવાજે ખવીસ રહે છે—તેને આ મુડદુ ખાઇ જવું હશે, તેથી તે અગ્નિ સળગવા દેતો નથી—માટે તેને અહીંથી હાંકી કહાડવો જોઇએ"

'ઉંટ બિલાડી લે ગઇ, હા–જી-હા !!' એ કહેવત પ્રમાણે કંટાળેલા બ્રાહ્મણો એકમત થઇને બિચારા નિસ્પૃહ ને એકાન્તવાસી નિર્દોષ તપસ્વીને દુખ દેવા ઉઠયા કેટલાક દુર ઝાડીમાં જઇને સંતાઇ ગયા કેટલાક ગુદડાંની ચેહ છોડીને ગયાજ નહિ, અને બે ત્રણ હિમ્મતવાનનું ડોળ ઘાલતા હતા, તે ગિરિનંદ પાસે ગયા.

દિલ્લી–બિલ્લીની વાત કરવામા ફાકડા, ભોજનનાં વખાણ કરવામાં વાંકડા, અને ટંટો તોફાન કરવામાં માંકડા બ્રાહ્મણો જીવપર આવતાં એવા રાંકડા થઇ જાય છે, કે જાણે બ્હીકણ બૈરી પણ શરમાય !

ગિરિનંદ તપસ્વી ત્રિકાળજ્ઞી હતો તે ધ્યાન ધરીને બેઠો હતો બ્રાહ્મણોના પ્રપંચ તેના તર્કમાં પ્રવેશ થવા પામ્યા, મૂર્ખ જનોની ભ્રમણા તે સમજી ગયો

શ્રીમદ્ ભગવતગીતામા શ્રી કૃષ્ણે અર્જુનને સમજાવ્યુ કે 'જડબુદ્ધિના જનો જે માર્ગે વહન કરતા હોય, તે જ માર્ગે દોરવી જનારો ઉપદેશ થવાથી તેની જડત્વતા નાશ પામે છે' આ વાક્ય મુનિને આગ્રહી થઇ પડયુ. પેલા બાયલાઓ આવીને પ્રથમ નમ્યા. તપસ્વીએ નિહાળ્યા તેઓ ટગર ટગર સામુ જોઇ રહ્યા મુનિનો વિક્રાળ દેખાવ, રક્તનેત્ર, અને યોગાસન જોઇને બ્રાહ્મણોને લાગ્યુ, કે રખે ખાઇ જાય–યા ભસ્મ કરી નાખે ! કોઇ બોલી શકે નહિ. એક બીજા પરસ્પર મુકીઓ મારે. આખરે એક ધરડા વિપ્રે નજીક જઇને કહ્યું, "મહારાજ ! અહીંથી ચાલ્યા જાઓ." તપસ્વીએ ઘડીભર જોયા કર્યું. અને હસ્યા. જેમ જેમ ગિરિનંદે મૌન રાખ્યું, તેમ તેમ પેલા ભ્રમિતોને વધુ શંકા પેસતી ગઇ, વચ્ચે ઉઠીને એક જણે કહ્યું, 'જુઓ છો શું' ?

પકડો, બાંધો, ને લાત મારીને સીમ બહાર કાઢી મુકો ! લુચ્ચો ભૂત-પિશાચ ખવીસ જેવો લાગે છે !' એટલુ બોલીને તેઓએ નાસવા માંડયુ. તપસ્વી વિહ્વળ આંખ કરી ઉભો થયો, અને લાકુભટ મોંભર પડતા નાઠા ગિરિનંદ ચેહ પાસે આવ્યો. ચોતરફ ફર્યો, વર્ષા સહજ આવતો હતો, કાષ્ટ પણ લીલા હતાં, મૂર્ખ વિપ્રો કંઇ પણ તપાસ કર્યા વિના અખ્ખાભક્તના કહેવા પ્રમાણેઃ—

વા વાયાથી નળીયું ખસ્યું,

તેવી રીતે એક મતે યોગીને સતાવાનો ઠરાવ કીધો. મુનીએ યુક્તિ શોધી ઘીની વાટકી પડી હતી, તે લીધી, અને સબ પાસે બેઠો. એવામાં દૂરથી પથરાના ઘા પડવા માંડયા એક બે સમજુએ વિપ્રોને અટકાવ્યા, અને કારણ પુછવા મુની કને આવ્યા. વૃદ્ધ વિપ્રે નમીને પુછયું, "મહારાજ, ચેહ નથી સળગતી, તેનું શુ કારણ હશે ?" મુનીએ સમસ્યામાં સમજણ આપી, "સબ, પાપિષ્ટ છે. તેની વાન્છના બ્રહ્મભોજય કરવાની રહી ગઇ છે, માટે આ નગરના બ્રાહ્મણ સાધુ જમાડવાની પ્રતિજ્ઞા કરો, અને એક મણ ઘી, તથા એક મણ સુખડનાં સુકાં કાષ્ટ, આ દેહીના દેહને પવિત્ર કરવા ચેહમા નાખો જો તેમ કરશો, તો ચેહ સળગશે; નહિ તો એક કલાક પછી પિશાચરૂપે તમને સઘળાને એ ભરખશે, માટે તરત પ્રયત્ન કરવો"...મુનિને આ મૌન બોધ તેણે દેવનગરી લિપિમાં હથેળીમાં લખી આપ્યો. વિપ્રોનાં તો ગાત્ર શિથિળજ થઇ ગયાં. તેઓ તો એકદમ વિપ્રમંડળમાં આવ્યા, અને દૂર ઉભા રહેલા વિપ્રોને સઘળી વાત કરી મૃત દેહીના સંબંધીઓએ મુનીનું વચન કબુલ્યું, પણ તેને દુર જવા વિનતી કરી. મુની સમજી

ગયા. તેણે ઉપવનનો માર્ગ પકડયો; અને બ્હીકણ બ્રાહ્મણોએ મુનીના કહેવા પ્રમાણેજ—માત્ર ભયને લીધેજ સર્વ ક્રિયા કરી. રાત્રી બહું ગઇ હતી, તો પણ નિરૂપાયે નગ્રમાં જઇને ચંદનકાષ્ટ ને ઘી લઇ આવ્યા. વર્ષા બંધ પડી ગયો. સબના દેહને અગ્નિ લાગ્યો, ને પ્રાત કાલ થતાં પ્હેલાં નગ્રમાં ગયા. કેટલાક બ્હી ગયા હતા, તે માંદા પડયા અને કેટલાક થાકી ગયા હતા, તે પણ બ્હીકણુમાં લેખાઇને માંદા થયા! આ રીતે ગિરિનંદજીની તપશ્ચર્યાનો સંસારી વર્ગમાં આ પ્રકારે ન્યાય મળ્યો!!!

નંદનગરમાં ચર્ચા ચાલી. ચોટે—ચકલે વાતો થવા માંડી. કોઇ તપસ્વીએ મૃત—દેહીની ચેહને બલતી અટકાવી પાપી દેહ હતો, તે ઘી ચંદન હોમ્યુ, ત્યારે તેને અગ્નિ લાગી. કેટલાક જોશી બચ્ચાઓએ તેપરથી ટીપણાયોગ કહી બતાવ્યો. નગરમાં પાપ વધી પડયુ છે. એ યોગી તો કોઇ પરમેશ્વરનો અવતાર હતો. સુચના માટેજ આ નિમિત્ત બતાવ્યું, બાકી રાજાજી યજ્ઞ નહિ કરે, તો ભયંકર દુકાળ પડશે ને પ્રજા—રાજ બન્ને પાયમાલ થશે, ઇ૦... .. .

સ્વાર્થમાં પરમાર્થ કરનારા આ આડબરી ભૂતડાને કામ નીકળ્યું. બિચારો યુવક વિપ્ર મરી ગયો, તેનો શોચ જળમાં ડુબી ગયો. દસ વર્ષની કુમારિકાનો ભવ બગડી ગયો, એ હવામાં વાત ઉડી ગઇ, અને તપસ્વીના ચમત્કારનો ડ્ણગો ફૂટયો, આ ચર્ચા દરબારગઢમા પ્રવેશી, અને નંદરાજ વાઘેલાના કર્ણ પણ પવિત્ર થઇ ગયા.

નંદરાજ વાઘેલો વિચારવંત, ઠરેલ મિજાજનો, અને ગંભીર હતો. તપસ્વીએ બતાવેલો ચમત્કાર, વહેમીનું ભ્રમ—ખંડન કરનાર હતો, તોપણુ એ મહાત્માને મળવાને તેનુ મન ઉશ્કેરાયું. મુનિને માનવૃત

હોવાથી વાણી વિલાસ થાય-તેમ તો ન હતો, તોપણ દર્શન કરવામાંજ સાફલ્યતા માની હતી. યોગીરાજ ઉપવનમાં છે કે કેમ, તે તપાસ કરાવી, અને નંદરાજ વાઘેલો પોતાના વિશ્વાસુ ભાણેજ મલ્લરાજને તેડીને એકજ સેવક સાથે ઉપવનમાં ગયો. ગિરિનંદજીને અગાઉથી ખબર કરી કે, 'નંદ નગરના નૃપતિ દર્શનાર્થે પધારે છે.'

સાત્વિક ભાવનાવાળા, જગતનું શ્રેય ઇચ્છવાવાળા, અને પરોપકાર કરવામાંજ દેહનું સાર્થક સમજનારા ગિરિનંદજી નંદરાજના આવાગમનથી બહુ પ્રસન્ન થયો નંદરાજની નિર્મળ વૃત્તીથી તેને આનંદ ઉપજ્યો. મહાત્મા રાજાનો તેણે સત્કાર કીધો. રાજા ચરણમાં પડયો, અને માનસહ આશિર્વાદ દઇને તેની પાસે હસતે મુખડે બેઠા. નંદરાજે કુશળતા પુછી. યોગીરાજે તેની પ્રજાની ને રાજ્યની કુશળતા ચાહી. સંતતિ માટે પ્રશ્ન કર્યો. નંદરાજના નેત્રમા અશ્રુબિંદુ ભરાયાં-ગિરિનંદે કર્મરેખા ભણી અંગુલી કરી, અને પ્રભુપર શ્રધ્ધા રાખવાનો ઇસારો કર્યો. નંદરાજે કેટલાક પ્રશ્નો કરવાની અભિલાષા બતાવી, ત્યારે ગિરિનંદે લિખિત પ્રશ્ન માગ્યા, ને ઉત્તર માટે કાગળ પેન પણ મંગાવ્યાં. ગિરિનંદે તરત સેવકને રવાના કર્યો, અને ગિરિનંદના નિવાસ અને પ્રવાસની હકિકત પુર્ણ થાય, તે પ્રથમ કાગળ લઇ સેવક આવી પહોંચ્યો. ગિરિનંદની આજ્ઞા લઇ, નંદરાજે પ્રશ્ન લખવા માંડયા, પણ ગિરિનંદે કહ્યું, કે આ પ્રસંગનો વિનોદ માત્ર તારે તારા હૃદયમાંજ રાખવો, પ્રકટ કરવો નહિ. નંદરાજે કબુલ કર્યું, ને નીચેના પ્રશ્નો લખી આપ્યા.

૧. ગુજરાત પ્રાંતની પડતી થવાનાં કારણ અને ભવિષ્ય!
૨. નંદનગરનું જીવન.
૩. પોતાના વંશજોનું ભવિષ્ય.

આ ત્રણ પ્રશ્નોનો ઉત્તર, હિંદી ભાષામાં સંસ્કૃત સિદ્ધાંતો સાથે ગિરિનંદે ઝડપમાં લખી આપ્યો. તેનો સાર આ પ્રમાણે હતો.

૧. ગુજરાત પ્રાંતમાં ક્ષત્રીવંશોની નીતિ અને આચાર ભ્રષ્ટ થયા. 'यथा राजा तथा प्रजा' એ પ્રમાણે પ્રજામાંથી ધર્મત્વ ગયું. ગુર્જરતિર્થો ભ્રષ્ટ થઇ ગયાં. ગુજરાતનો દાયકો નબળો પડયો, ઇસ્લામી સત્તાએ આર્યધર્મસંસ્થા ભ્રષ્ટ કરી; અને ગુજરાતમાંથી પરૂં ક્ષત્રી બીજ નાશ થયું; કારણ કે હિંસા ને પાપ વધી પડ્યું ! આ કથા ખરી છે કે,

એક મેર ઉડુરાજ, ગીરિ પાછળ જાયે છે,
એક મેર શુભ ઉદય, અહરમણિનો થાયે છે;

. ... ... ... ...

આર્ય પ્રજાની પડતી થઇ, હવે યવન લોકનો અમલ થયો છે આર્યે, મૌન ધારણ કરવાનું છે. હિંદુ દેવાલયો અને લક્ષ્મીનો નાશ થશે. ભારતમા કોલાહોલ થશે. ક્ષત્રીયો લજ્જાહીણ ને ધર્મહીણ થશે. એ ભ્રષ્ટ થતા જાય છે, યવન થઇ ગયા છે, અને હજી થશે પોતાની પવિત્ર ક્ષત્રી બાળા, યવનને વરાવશે.

૨ નંદનગરનુ જીવન, ત્હારા જીવન સુધી છે ત્હારી રાણી પવિત્ર હતી અહો ભાગ્યવાળી હતી. તેનાં પવીત્ર ચરણ વાઘેલ ભૂમિમા હતાં, એટલે ત્યાં સુધી રાજની આબાદી હતી હવે પછીની રાણી પ્રપંચી નીવડશે. ત્હારો ભાણેજ કુસંપથી તને નડશે.

૩ તારા વંશજન્મમાં ત્હારી રાણીને એક કુમારી અવતરી છે, તે પરાક્રમી પ્રારબ્ધી ને પ્રાગલ્ભી થશે. યશવંતી થશે ક્ષત્રી ધર્મ

તજી, પરધર્મમાં કદી પ્રવેશ કરશે નહિ. પુત્રથી જે કાર્ય થશે નહિ, તે ત્હારી પુત્રી કરશે. તે પિતૃભક્ત અને ધર્મભક્ત થશે. નંદરાજ ? તું શ્રદ્ધાવાન છે. તારૂં જીવન સાફલ્ય થશે."

આ ત્રણ પ્રશ્નોના ઉત્તરની નીચે આમ પણ લખ્યું હતું— સંસારની માયા વિચિત્ર છે દેહીએ માત્ર દેહનું સાર્થક જોવાનું છે સંસ્કારે કરીને સર્વ વસ્તુ સાંપડે છે, તેમાં યોગે કરીને કટુતા-માધુર્ય તો રહેલાં હોય છે મૃત્યુ પછીની અવસ્થા જોવાની નથી. જીવનકાળમાં બનતા બનાવો પ્રત્યે પણ લક્ષ દેવાનું નથી' નિમિત્તકાલે સર્વ બને છે; તેમા દોષિત ભાગ્ય છે. ત્હારા વંશજો, ત્હારી ગેરહાજરીમાં યવન થઇ જાય—ભ્રષ્ટ થઇ જાય, તેમાં તને કશું નથી. ત્હારો ભાણેજ ત્હારી પરનાળિકાનો વહેળો ભ્રષ્ટ કરે, તેમા તું લગારે સંકોચાઇશ નહિ. મરણ પછી ત્હારે ક્યાં જોવાનું છે ? જીવતાંજ એવા બનાવ જોવા પડે, તો મુવા પછી શું ? તું સુજ્ઞ છે, જ્ઞાની છે, એટલે સ્વિસ્તર મેં જણાવ્યું છે. ક્ષોભ કરીશ નહિ દૈવી બનાવની આગળ મહાત્મા પણ લાચાર છે. વિશેષ ઉત્તરની આશા રાખીશ નહિ મને કોઇ પણ પ્રકારનો માયામાં લંપટ કરવાનો આગ્રહ કરીશ નહિ મને બહુ પર્યટન કરવાનું છે. ઇત્યાદિ . .

નંદરાજે, આ સઘળું ગંભીરતાથી વાંચ્યું મનન કર્યું. દીર્ઘદ્દષ્ટિ કરી જોયું વાસ્તવિક લાગ્યું મહાત્માના દર્શન સફળ થયાં. પુત્રી કૃપાત્ર નીવડે નહિ, એટલે લોકાપ-પવાદમાંથી બચાવ થયો; જીવનકાળમાં પુત્રવત્ પુત્રીનો લાભ થયો. મૃતજીવન પછી અરિષ્ટ કરનાર વંશજો નીવડશે તે પ્રત્યે અભાવ બતાવ્યો. ગિરિનંદ.

નંદરાજની ઇચ્છા જાણી ગયો સંતોષ પામ્યો. નંદરાજ ચરણમાં પડયો. ગિરિનંદના ચરણનું પુજન કરવાની પ્રતિજ્ઞા કરી. એકવાર પ્રતિવર્ષે દર્શન દેવાની યાચના કરી. ગિરિનંદે બંધન રાખ્યુ નહિ. પોતાના જીવન માટે નિશ્ચયતા બતાવી શકયો નહિ. નંદરાજે સેવા કરવાનું કહ્યુ તે ગિરિનંદે સભાવે અનાદર કર્યો. માયામાં લંપટ ન થવાનો, મિષ્ટાનપાન કરી ઇંદ્રિયોને સતેજ ન કરવાનો નિયમ જણાવી દીધો. રાજાએ માત્ર રાજમેહલ પવિત્ર કરવાનુ આમંત્રણ કર્યું. અત્યાગ્રહે ગિરિનંદે કબુલ્યું, પણ પવિત્ર હાથે ભોજન કરાવી વિપ્રને હાથે ખવરાવવાનો પોતાનો નિયમ જણાવ્યો નંદરાજે કબૂલ કર્યો. સર્વે નગરમાં ગયા નંદરાજે, ગિરિનંદનું આતિથ્ય કર્યું. મહારાણીએ પુજન કર્યું પવિત્ર ભોજન કરાવ્યુ, અને ગિરિનંદે આશિર્વાદ આપ્યો.

---

## પ્રકરણ ૫ મું.

---

### નંદરાજપર નવી આપત્તિ.

---

#### દોહરો.

ચડતી પડતી જગતમાં, જન જનની છે જેમ;
સુખ દુઃખ આ સંસારમાં, તાપ છાંયડી તેમ.
વિકટ વાટ વગડા તણી, પંથી પંથ અજાણ;
ભવાટવીમાં ભટકતો, ભૂલી ભવનું ભાન.
અસાર આ સંસારમાં, વિવિધ ભાતના રંગ;
ધનુ [illegible] છે, ઉડતા સિંધુ તરંગ
વિ[illegible]માં [illegible]ના, સજ્જન રાખે સંગ;
[illegible]નાને બાયલો, રમણે આ જગ–જંગ

'ભાગ્યવંતનું ભગવતી પગલું ઘરમાંથી કે દેશમાંથી ઉડી જાય છે, ત્યારે તેની ગેરહાજરીનો વિયોગ અખિન જનોને આકરો જણાય છે."

નંદરાજ વાઘેલાની પવિત્ર રાણી, પોતાની બાળ કિશોરી કુસુમને માતા વિનાની કરીને વિદેહ–કૈવલ્ય પામી, તે પછીથી નંદરાજની સ્થિતી અનેચ્છિન્ન થવા માંડી રાણીના વિયોગનું સંકટ એટલું સાલવા લાગ્યું, કે રાજ્યપર અરૂચી થઇ ગઇ, અને માત્ર વ્હાલી કુંવરી કુસુમને જાતે, દૃષ્ટિમાં લઇને દીન રાત સેવન કરવા લાગ્યા. ઘડીમાં હસે, ઘડીમાં રડે, ઘડીમાં મહાત્મા બને, ને ઘડીમાં સંસારી થઇ જાય, એવી ભ્રમિત અવસ્થા વાઘેલા રાજાની થઇ ગઇ; આખરે મહાત્માને પ્રતાપે, ગુરૂ જ્ઞાને કરી ચિતવૃત્તિ સ્થિર થઇ, અને બે વર્ષે બીજી નવી રાણી પરણ્યો. અત્યાગ્રહે પરણ્યો

ગિરિનંદના આશિર્વચનોમાં સમાયલો ભેદ સંપુર્ણપણે સમજ્યો હતો, કુસુમ તરફથી સંતોષ હતો, તોપણ રાજ્યનાં ભલાં માટે અને વંશ જાળવવા માટે ચાવડી કન્યાને તે પરણ્યો. તે અકુળવાન કજીદ્દિવાન, અને નીચ પ્રકૃતિની હતી, તો પણ રૂપાળી દેખાવડી વાચાળ અને ભપકાવાળી હતી નંદરાજ તેના ચળકતા મોહમાં પડીને, મૃતરાણીનાં પ્રેમી વાકયો કે સદ્‌ગુણ વિસર્યો ન હતો; કુસુમ જેવું પુત્રીરૂપ ફૂલ તે પોતાના હૃદયમાં પ્રભુ તુલ્ય રાખી સેવતો હતો. યોગ ધ્યાનમાં, જપ માળ વખતે કુસુમનું દિર્ઘાયુ ઇચ્છતો હતો પ્રભુનુ સ્તવન કરતો હતો. કુસુમ નંદરાજનો પ્રાણ હતી. કુંવરી પણ તેવીજ ચંચળ ને નમણી હતી. દુશ્મનને પણ વ્હાલી હતી. તેની નમણી મુખમુદ્રા ઝળકતી ચંદની પેઠેમ, ચતુરાઇથી તે બહુ શોભતી હતી. તેની મૃગલાં જેવી ચંચળ

ચક્ષુ જોનારને પ્રેમ ઉપજાવતી હતી. તેની વાણીમાં કુદરતે અજબ મધુરતા મુકી હતી. તેના ખરી પડતા શબ્દો, સાચા મોતીની કિંમતના જેવા ને રસિક લાગતા હતા. નંદરાય હરેક વેળાએ પ્રાણાધાર કુસુમની ખબર રાખતો હતો. એમ કરતાં કરતાં આ મનોહર કુંવરી પંદર વર્ષની વયની થઇ હતી. નવી રાણી હજી સુધી સંતાનહીણ હતી. નંદરાય વાઘેલાને તે અનેક પ્રેમપાશમાં બંધન કરતી, પણ ચાવડી કન્યાનુ કંઇ વળતું નહોતુ. બીજુબા રાણી, કુસુમને જોઇને બહુ બળતી, અને રાજાને વશ કરવાની ધારણા પાર પાડી શકી નહતી. તેને ખાત્રી થઇ ગઇ હતી, કે નંદનગરની રાજ્યધાની આખરે કુસુમને કર્મે જડી છે આ લોભ માટે અનેક પ્રપંચ કર્યાં, પણ જેને રામ રાખે, તેને કોણ ચાખે ?

લાડકડી કુસુમને કેળવણીપર શોખ હતો, તો પણ રજવાડાની જુની રૂઢી પ્રમાણે તેને ભણતર ભણાવવાની મનાઇ કરી હતી. ભણવા થી દીકરી રંડાય, વઠી જાય, કે મરી જાય, આ નીચ પ્રકારનો ને સંસારનો નાશ કરનારો વહેમ કોઇ મતલબી આંધળાઓએ પ્રવેશ કરાવ્યો હતો, અને કુસુમાવતી જેવી, નંદરાય જેવા પુત્ર-અંધની એક આંખ હતી, તેને કેળવણી આપેજ કેમ ! તોયે કુસુમ વાચતાં લખતાં પોતાની મેળે શીખી હતી, અને સર્વેથી છુપી રીતે નવાં નવાં પુસ્તકો વાંચતી તેને વીરરસનાં પુસ્તકો વાંચવાનો શોખ હતો. નવી રાણીની પજવણી અને પ્રપંચ પછી, કુસુમ એકવાર નંદરાજ વાઘેલા કને તે દુખ માટે રડી પડી હતી, ને તે સમયની દયાજનક લાગણીનો ડાઘ રાજાના મનમાં ખટકેલો હોવાથી કુસુમ માટે જુદોજ મહેલ બંધાવ્યો હતો

તેને સંભાળ કરનાર એક સારા ગુણની ને મૃતરાણીની વિશ્વાસુ ખવાસણને ત્યાં રાખી હતી કુસુમને તે દીકરી કરતાં વધુ વ્હાલી હતી ગૌરવ ને ગુણથી એ ડોશી, કુસુમપર પ્રીત થઇ ગઇ હતી. કુમારિકા બહુજ લાડ લડતી, તો પણ તેનો ગેરઉપયોગ કરીને બાળકાળમાં જુલ્મી સત્તા ચલાવતી નહોતી તે નમ્ર સુચિયલ માયાળુ ને ભલી હોવાથી પોતાના સ્નેહી સુડળમાં બહુજ વ્હાલી થઇ પડી હતી એનાં વખાણ નંદરાજ કને થતાં, ત્યારે તે મગરૂર થતો હતો 'પુત્ર કરતા પુત્રી ભલી' એ ગિરિનંદનુ વચન તેને પળેપળ યાદ રહેલુ હતુ. કુસુમ તેની એ આંખ હતી. તેના ઉપરજ જીવનની સાફલ્યતા રાજા માનતો હતો.

બાળકુમારિકા, પિતા વગર ઘડી કોઇની કને રહેતી નહોતી દરબારગઢમાં પણ પુત્ર વેશે કુસુમ નંદરાજ સાથે રહેતી હતી. શિકારમાં પણ તે અળગી થતી નહોતી કુસુમને શિકારનો અદ્દભૂત શોખ લાગ્યો હતો. પિતા સંગે પોતે પણ તીરબાણનો ઉપયોગ કરવા લાગી, અને છેવટ નિર્ભયપણે જંગલી વિકાળ જાનવરોનો શિકાર કરીને નંદરાજને પણ છક કરી નાંખ્યો. નંદરાજા પોતાની કન્યાને બહાદુર થયેલી જોવા રાજી હતો, એટલે તેણે આ છુટ આપી હતી. ક્ષત્રિય કન્યાનું આ પણ એક કર્તવ્ય છે, એમ તે સમજતો હતો, તોપણ જે જે વીરત્વના લાભ કુસુમને મળ્યા હતા, તે માત્ર - પિતાના લાડનુ પરિણામ હતું કુસુમે પોતાની મુગ્ધાવસ્થામાં તીર મારવાને. હુન્નર અજબ રીતે હાથ કર્યો હતો. ચપળ કન્યાએ નિશાનબાજીની વિદ્યામા એટલી કુશળતા મેળવી હતી, કે નંદરાજે નિશાન પાડવાને માટે જાહેર કરેલાં ઇનામ મેળવવામાં કુસુમ

પહેલું ઇનામ જીતી ગઇ હતી બાળકુમારિકા, બાર વર્ષ સુધી આ પ્રમાણે જાહેર છુટ લઇ શકી હતી; પણ તેટલા સમયમાં તેના રૂપ–ગુણ ને પરાક્રમ વિષે દેશ–પ્રદેશમાં કીર્તિ ફેલાઇ ગઇ હતી. કુસુમ પંદરમે વર્ષે જનાનામાં પેઠી હતી. હવે તેને યૌવન આવવા માંડયુ હતું નંદરાયે તેણીને માટે ખાસ એકાન્ત મહેલ બંધાવી આપ્યો હતો એકાન્તવાસી થયા છતાં, પ્રસંગોપાત તેણી પુરૂષના વેશમાં શિકારે નીકળી પડતી હતી. એમ કરતાં લગભગ આટલા વરસ વીતી ગયાં નંદરાજ પણ પ્રિયાનુ દુઃખ વીસરીને સુખી થયો તોપણ મૃતરાણી વિષે તેના મનનો ડંખ ગયો નહિ. ડંખમા નવી વિપત્ત આવવાથી વધુ દુઃખી થયો.

મુજફ્ફરખાન ગુજરાતનો પાદશાહ થયો. તેનો કશો જુલ્મ વાઘેલા ઉપર હતો નહિ. તેણે ગુજરાતના કેટલાક મુલ્કો લઇ લીધા હતા હિંદુ ઠાકોરોને ખંડિયા બનાવવા માટે પ્રથમ તેણે ઇડરગઢ ઉપર ચડાઇ કરી હતી, તેમાં મહાયુધ્ધે છેવટે જય મેળવ્યો, અને તે પછી ૧૩૯૦ માં સોમનાથનાં હિંદુ દેવાલયો તોડી પાડયાં ૧૩૯૮ માં ઇડરના રાવ રણમલ્લપર ફરી ચડાઇ કરી હતી. ૧૪૦૧ મા ઇડરની રાજધાની મેળવી–આ અરસામા વાઘેલખંડની સરહદમા દૂકાળ પડયો, અને નંદરાજ વાઘેલાની પ્રજા, અન્ન પાણીથી તરફડવા લાગી–મુજફ્ફરશાહને આ હકિકત નિવેદન થતાં નંદરાજને બંદોબસ્ત કરવા જણાવ્યુ, ને થોડા સમયે પોતે જાતે એ પ્રદેશની વ્યવસ્થા જોવાને નીકળી પડયો

નંદરાજ વાઘેલાના દેશમાં દુકાળે નવી આપત્તિ ઉત્પન્ન કરી હતી. લોકોમા ભુખમરો પેઠો. લાલચુ ને આળસુ લોકો ખેતીવાડીના સાધનો વેચીને ભીખ માગતાં થઇ ગયાં. નંદરાજ વાઘેલાએ પ્રજાને

બહોળે હાથે અન્ન આપવા માંડયું, ને બળદો, ગાય-ઘોડા, ભેંસો વગેરેને ઘાસ આપવાનો બંદોબસ્ત કીધો. અનાથો માટે અન્નાશ્રમ બાંધ્યા, ને મજુરોને ઉદ્યમે લગાડવા માટે કુવા-વાવ-તળાવો બંધાવા શરૂ કીધા. આ ગોઠવણથી પ્રજાનો કોળાહળ બંધ પડયો પણ નંદરાજનું મન શાન્ત થયું નહિ.

પોતાની પિડિત પ્રજા માટે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. તેના કોમળ મનપર માઠી અસર થઇ, અને એ પ્રસંગમાં ચાવડી રાણી, આ ભોળા રાજાનું બહુ આશ્વાસન કરવા લાગી. ભલો ને માયાળુ વાઘેલો, ચાવડીના પ્રેમમાં લોભાઇ ગયો, કંકાસથી કાયર, અને સંસારથી કંટાળેલો રાજા તેને વધુ ચાહવા લાગ્યો. મહારાજાના મનપર માઠી અસર થાય, એ નિમિત્તે તેમને બહાર રઝળવા દેવા નહિ; અને દુકાળની ખરાબ હવાથી તબીયત બગડે, એ માટે તેને પોતાની કનેથી દુર કરવા નહિ, એવો પ્રપંચ લડાવ્યો.

કોઇ વેળા દરબારમાં, તો કોઇ વેળા કુસુમને ત્યાં જવા દેવા સિવાય નગર બહાર જવા દેવાને નવી રાણી હઠીલાઇ કરવા લાગી.

નવી રાણીના આ પ્રપંચમાં એક ભેદ હતો. કાળે કરીને મનુષ્ય પ્રકૃતિમાં અન્તર પડી જાય છે. જે વાઘેલાને અપ્રિય વસ્તુ હતી, તે પ્રિય થઇ પડી. ચાવડી રાણીને ચહાતો, પણ પ્રેમપાશમાં પડયો નહોતો. કાળે તેને બંધન કર્યો હતો. ચાવડી હવે તેજદાર થઇ હતી. માત્ર મનમોજ મોતીના ચોક પુરતી હતી. નંદરાજની ગાદી મેળવવાની બાબતમાં તે તક શોધતી હતી, કોઇપણ પ્રકારે રાજાને ભોળાવીને ગાદીનો વારસ પોતે સ્થાપવા ચાહતી હતી.

આ અયુક્તિ પ્રસંગે ગુજરાતનો સુબો મુજફ્ફરશાહ, નંદનગરના ઉપવનમાં આવ્યો હતો, અને શિકારમાં પ્રવીણતા મેળવી કીર્તિ પામનાર નંદ વાઘેલાને તેણે ઉપવનમાં બોલાવ્યો હતો. શાહને કયાં ખબર હતી, કે સ્વતંત્ર વાઘેલો હાલ ચાવડીને વશ પરતંત્ર થઇ ગયો છે

---

## પ્રકરણ ૬ હું.

---

### મલ્લરાજનો ગુપ્ત પ્રપંચ.

'ઇયાગોના કાવતરાથી ભોળો ઓથેલો ભમાઇ ગયો, અને નિર્દોષ પત્નિનું નાહક ખૂન કરી પાછળથી પસ્તાવા લાગ્યો.'

**'ઓથેલો'–'શેકસપિયર.'**

'ગર્ટરૂડ જેવી રાણી, રાજ્યના લોભમાં લલચાઇને પોતાના પેટના દીકરાનું નખોદ વાળતાં અન્તે પોતેજ આશાના ડંખથી મૃત્યુ પામી.

**'હેમલેટ'–શેકસપિયર.'**

'દિલ્હીના પાદશાહ અલ્લાઉદ્દીને, નીચ નોકરપર વિશ્વાસ રાખ્યો' તો તેણેજ તેની ગરદન ઉડાવી, અન્તે તેપણ રીબાઇને મુઓ.'

**'ગુજરાતનો ઇતિહાસ.'**

**છપ્પયછંદ.**

કાવતરૂં કરનાર, નહિ જગમાં જય પામે,
કાવતરૂ કરનાર, હામ હૈયાની વામે,
કાવતરૂં કરનાર, ફસી જાયે હર ઠામે;
કાવતરૂ કરનાર, ઘસી જાયે હર કામે,
રે કાવતરૂ કરનારને, કુદરતની શિક્ષા મળે.
જીવ–પતંગ, દીપક તેજને હરતાં આપ બળી મરે

'કૈકેયે રાજલોભ કરીને રામચંદ્રને વનવાસ મોકલવા પ્રપંચ કર્યો, તો અંતે પોતે સૌભાગ્ય હારી, અને પુત્રોનો ધિક્કાર પામી.'

**રામાયણ.**

દુર્યોધને દગો કરીને પાંડવોને જુગાર રમાડયા, તો સ્વકુળ નાશ પામ્યું.

**મહાભારત.**

નૃપલોભની દુષ્ટતાથી મલ્લરાજે દેશનિકાલ થવા પ્રપંચ રચ્યો. ચાવડીને ભંભેરી. મલ્લરાજ, નંદરાજ વાઘેલાનો સગો પણ સાવકો ભાણેજ થતો હતો એટલે કે નંદ વાઘેલાના બાપે બે રાણી કરી હતી. મલ્લરાજની મા અને નંદરાય બન્ને ભાઇ બહેન છતાં માતા જુદી જુદી હતી, ને તેથી મલ્લરાજ સાવકી બહેનનો પુત્ર હતો. નંદરાયે સાવકાપણું બતાવ્યું ન હતુ, ને એકજ બેનના હોવાથી તે ગુજરી જતાં મલ્લરાજને પુત્ર તરીકે પોતાને ત્યાંજ રાખીને ઉછરેલો હતો. અને તે અનાથ થઇ ગયો, એટલે મલ્લરાજ મામાને શરણે આવ્યો હતો. નંદરાજે પોતાના પુત્રની પેઠે તેને પાળ્યો હતો, વિશ્વાસુ પુત્ર તરીકે તેને રાજમાં રાખ્યો હતો પણ 'પાળેલો કુતરો પગ કરડે' તેમ મલ્લરાજે, નંદરાજની કૃપાનો ગેરઉપયોગ કર્યો હતો. પ્રથમ તેણે પોતાનો વિશ્વાસ બેસાડીને નંદરાજ જેવા ભલા ને ભોળા રાજાનું ચિત્ત હરી લીધુ હતું એ ચંચળ પ્રકૃતિનો, તર્કબાજ ને ચાલાક હોવાથી નંદરાજે તેને વહિવટની સત્તા આપી હતી. મલ્લરાજ લગાર ટટાર થયો અને રાજના કામથી તથા પ્રપંચથી માહિતગાર થયો, ત્યારે તેનાં મનમાં રાજકીય અંકુર ઉત્પન્ન થયા. જ્યાં સુધી સિંહનું બચ્ચું, બકરાંનો વૃંદમાં પળતું, ત્યાં સુધી તેનાં જાતિ સ્વભાવની ગણના તે

કરી શકતું નહિ, પણ જ્યારે તેણે માંસલ રૂધિર ચાખ્યુ, ત્યારેજ તેનામાં ઘાતકી ગુણ પ્રવેશ થવા પામ્યો

મલ્લરાજે પ્રથમ કુસુમને ફસાવવાની જાળ પાથરી, પણ ચકોર બાળાએ તેને અત્તુજ ચાલાકીથી છેતરી હઠાવ્યો જો કે કુસુમે મલ્લરાજની અલપચારી પ્રસિદ્ધ ન કરી, એટલાજ માટે કે તેનાં મનમાં ગુપ્ત ડંખ રહેવાથી ભય રહેશે. ખરી વાત છે કે, ગુન્હેગારનો ગુપ્ત ગુન્હો પ્રસિદ્ધ કરવા કરતાં ગુપ્તજ ગણવાથી એ અપરાધી હમેશાં દબાતોજ રહે છે મલ્લરાજ, કુસુમ પ્રત્યે હવે દબાયલો રહેતો હતો, તે ઉંચી નજર કરી શકતો ન હતો.

કુસુમના શબ્દો મલ્લરાજના મનમાંથી વિસરાયા નહતા એ મૂર્ખ ગધેડાને બે તરફની આશા હતી. 'એકતો નંદરાજના વારસ તરીકે પોતાને સફળ થવુ, અને બીજું તો ધર્મ વિરૂદ્ધ છતાંયે વિષયી નજરે કુસુમ જેવી ચમકદાર ચપળાને લોભાવી, મોહાવી, તેનો પ્રેમ સંપાદન કરાવી પરણવુ; અને કુવરી તથા રાજગાદી મેળવવી કુસુમ જો પોતાને વશ થઇ જાય, તો નંદનગરની રાજધાની મેળવવાને વાર નહિ. કુસુમ કદી મલ્લરાજના પ્રેમમા છુપી રીતે પણ રહે, તોએ તેણી મલ્લરાજ માટે પિતાને ભલામણ કરે, અને સ્નેહ સંબધે રાજ ઉપરથી પોતાનો હક ઉઠાવી લ્હે! પોતાને તો કોઇ સમર્થ રાજકુમારનો વૈભવ મળે, પછી નવીરાણીને રાજ ભોગવવા દેવાની ભલાઇ શા માટે પસંદ કરે? આ પ્રકારના મલ્લરાજના પ્રપંચ વંટોળીયા પેરે ઘૂમતા હતા, પણ 'ચોરીમાંથી દાંત કરડાય' તેમ કુસુમની પહેલીજ મુલાકાતે મલ્લરાજ નાસીપાસ થયો હતો. હવે તેણે બીજો દાવ માંડયો હતો.

માણુસ, જે કોઇની આશા રાખે, અને તેમાં તેની તરફથી તેને નિષ્ફળતા મળે, તો તે દુશ્મનનું રૂપ ધરીને તેના પ્રતિપક્ષીનો મિત્ર બને, અને બને ત્યાં સુધી તેનું અરિષ્ટ કરવા ચુકે નહિ, પણ ફૂડને અંતે તો ધૂળની ધૂળજ.

ચાવડી રાણી પણ રાજલોભમાં પડી હતી. કુસુમને રાજ મળવાનાં ઘણાં સંભવિત કારણ હતાં, ને તેમ થવાથી પોતે તેના આશરા નીચે ખુશામત કરવાને હઠીલી થતી હતી. નંદરાજનો કુસુમપર પ્રેમ હતો, તે ટાળવા બળવંત બની ન હતી, ત્યાં સુધી કુસુમની વિરૂદ્ધ વાત સાંભળવાને નંદરાજ કેવળ હઠીલો થાય, તેમા નવાઇ નહતી, એટલુજ નહિ પણ ચાવડી રાણી એની વિરૂદ્ધનો શબ્દ બોલવાનેજ નબળી પડેલી હતી એ માટે તેણી પણ આડકતરો માર્ગ શોધતી હતી-મહ્લરાજ જે તક શોધતો હતો, તેજ દાવ ચાવડી અજમાવવા ચાહતી હતી-લોખંડ ને લોહચુંબક મળ્યાં ચકમકપર ચકમક ઘસાયો અગ્નિ પ્રકટી સગડીમા અગ્નિ છુપાયલો રહે, તેમ બન્નેનાં મન તો બળેલાંજ હતા; કાપટ્યથી ભરેલાં હતાં. ચાવડી રાણી પોતાની મતલબમાં રમતી હતી-મહ્લરાજ પોતાના સ્વાર્થમાં સરદાર ગણાતો હતો કુસુમને નાલાયક ઠરાવવી, ચાલ-ચલણમાં દુર્ગુણી ઠરાવવી, અને તેમાં પણ પાછો પડે, તો છેવટે નામદાર સુલતાન મુજફ્ફરશાહના શોખીન બેટા અહમદશાહને શોખ લગાડી કુસુમ પાછળ ગાંડાવવો; અહમદશાહ ડૂબ્યો, એટલે નંદરાજને પદભ્રષ્ટ કરવામાં વાર નહિ-બન્નેનું કાટલું કરવાને ચાવડીને ઉશ્કેરવી, અને ચાવડીને હાથેજ બન્નેને પદભ્રષ્ટ કરીને પછી વારસ તરીકે પોતે તથા રાણી બન્નેએ

સામેલ થઇ અમલ મેળવવો છેવટે રાણીપર અપવાદ લાવીને દુર કરવી, અને છેલ્લે પોતેજ અધિકારી થઇ જવું, આ પ્રપંચો રાત દીન મલ્લરાજના ભમતા મગજમાં ભુત પેઠે ફરતા રહેલા હતા, અને પ્રસંગોપાત નવી રાણીને તે મળતો હતો. પોતાની રાજ માતા તરીકે તે માનવાનો દેખાવ કરતો હતો મલ્લરાજને રાણી પુત્ર તરીકે ગણવાનુ ડોળ બતાવતી હતી. નવી રાણીપર નંદરાજનો પ્રેમ ન હતો, અને વળી જુવાન, રહી લગાર ઇસ્કમાં ચકચુર હતી, એટલે મલ્લરાજ જેવા ઘરનાજ કૂતરાની પીઠપર હાથ ફેરવવાનું આ મૂર્ખ રાણી પસંદ કરતી હતી. મલ્લરાજ તો કેવળ કૂતરો જ હતો. તે નિમકહરામ કૂતરો હતો નવી રાણીના ચાળા ચસ્કા, ને સુવાળા શબ્દો ભેદથી ભરેલા હતા, સ્વાર્થથી સંધાયલા હતા, પણ મૂર્ખ મલ્લરાજ વિષય વાસના સાથે રાજય લોભને ઉત્તમ સમજતો હતો

દર્દીને દર્દી મળ્યો એકજ દર્દના રોગી હતાં, એટલે અરસપરસ રસભર વાતો થતી હતી. શંકા જવાનું કોઇને કારણ ન હતુ, કેમકે નંદરાજે તો મલ્લરાજને વિશ્વાસનું પાત્ર માન્યુ હતુ, ને નવીરાણી તેને પુત્ર તુલ્ય પાળે છે, એમ મહારાજાને ખાત્રી રાખી હતી. પછી ભલાઇને લાભ લઇ, લુચ્ચાં જનો ગેરઉપયોગ કરે, તો તેના કર્મની વાત !

નંદરાજના દરબારમાં ગુજરાતના પાદશાહ મુજફ્ફરશાહનો આમંત્રણપત્ર વાંચવામા આવ્યો. નંદરાજને મળવા જવાની અગત્ય પડી. શાહે સપ્રેમ આમંત્રણ કીધું, એટલે તેને બેવડું માન આપવાની જરૂર પડી સભા બરખાસ્ત કરી, અને કુસુમને મેહેલે ખબર કરીને બીજે દિવસે પ્રભાતમાં શાહને મળવા જવા માટે મલ્લરાજને હુકમ કર્યો—તરકટી મલ્લરાજે ખોટું સમજાવ્યું, કે કાસદને પ્રત્યુત્તર લખી આપ્યો

આ કાળે મલ્લરાજના ભ્રમિત મગજમાં પ્રપંચનો એક ફણગો ફુટયો. શુભ ચોઘડીયાંનો ફણગો ફૂટેલો, એટલે તરત તો આશાનાં ફળ મળવા જેવો લાગ્યો, પણ પાછળથી તો કપટ ત્યાં ચપટજ !!

નંદરાજ વાઘેલો, શાહને મળવા જઇ ન શકે, એવી યુક્તિ કરવા લાગ્યો. નંદરાજ મળવા ન જશે, એટલે શાહ ક્રોધે ભરાશે, અને શાહની દાનત બગડી, એટલે પ્રપંચ લડાવીને વાઘેલાને પદભ્રષ્ટ કરશે; જ્યારે નંદરાય વાઘેલો પદભ્રષ્ટ થઇ ગયો, તો કન્યા કુસુમપણ પદભ્રષ્ટ થઇ ચુકી કારણ કે પિતાને તજીને કુસુમ રાજપદ ભોગવેજ નહિ અગર કદાચ ઇચ્છા બતાવી, તો તેનાપર અપવાદ ચડાવતા વિલંબ શો ? કોઇ જુક્તિથી નહિ સપડાય તો નવો મુદ્દો ઘડી કાઢીશું.

મલ્લરાજ દરબાર માંહેથી નંદરાજ સાથેજ ઉઠયો. વાઘેલો પોતાની કન્યાને મળવા તેના મેહેલ તરફ ઉપડયો, ત્યારે મલ્લરાજે ચાવડી રાણીના મેહેલનો માર્ગ પકડયો માર્ગમાં જેટલા તંતુઓ ઓલી શકે, તેટલાં કામે લગાડીને કપટી પ્રયોગ તૈયાર કર્યો, અને એ વીજળીક પ્રયોગ, તત્કાળ રાણી સાહેબ કને પ્રદર્શિત કર્યો કંઇક હર્ષમુદ્રા બનાવી. કંઇક ગંભિરતાનો દેખાવ કર્યો. કંઇક માનવન જણાવ્યું, અને કંઇક પ્રપંચમાં રમ્યો ચપળ ચાવડી, અંતરભેદ સમજી ગઇ. હર્ષથી પ્રશ્ન કર્યો.

'અલ્યા મલ્લરાજ ! આજે તો કોઇ ત્રબકરૂપ મહાત્મા જેવો દેખાય છે !'

'હા, બા ! આવા જેવોજ દેખાનો હદશ પણ જાણો છો કની કે મુનીજનો, ભોળા–ભલા, નિસ્પૃહી ને પરોપકારી હોય છે !'

'હા. તું પણ તેજ પગલે ચાલવા ધારે છે! કાગમડળી કદિ ગિરિવર ઉપર ચડશે, તેથી રાજહંસ ગણાશે ?'

'ભલે ચડાવો–બનાવો! કાગડો થઇને પણ રાજહંસ ગણાશે'

'કહે તો ખરો, કયા પ્રકારે ?'

'પ્રયુક્તિયે–પ્રપંચે! બુદ્ધબળે–આત્મશક્તિયે!'

'ઓહોઃ! ત્યારે તું તો-કોઇ વરદાન લઇ આવેલો દેખું!'

'હા–માત્ર તમારી ઇચ્છાનો આશિર્વાદ જોઇએ છે'

'મારી ઇચ્છા! હા, હા, હા, મુર્ખજ કેની! ઘેલા, હું તે કોણ ?

'દેવી! મહાદેવી! કાળભક્ષણી દેવી! તમે ધારો તો જગત-બાળો, તમે ધારો તો જગત તારો!'

'આ બધી તારી કવિત્વશક્તિને દુર કરીને સીધી સાદી વાત કરની કે તને લાયક માર્ગ બતાવું!'

'તક હાથમાં આવી છે. કુસુમને દગાના પંજામાં સપડાવતાં ભવ નીકળી જશે. રાજાને છેતરી રાજનો હક લખાવવામાં જીવતર જશે, પણ આ સમય એવો કિમતી છે, કે પાનને ચુનો લગાડવામાં આપણેજ રાજા–વગર લડવે, વગર બોલવે, વગર પ્રપંચે ને વગર પ્રયત્ને કે વગર મહેનતે રાજાજ–રાજા!

'લુચ્ચો! બાયલો! ક્ષત્રીનો દીકરો–ધનુર્ધારી–શસ્ત્રધારી થયો છે. શરમા! બુડી મર! રાજ કરવા નીકળ્યો છે! સ્વપ્નાંમા કંઇ ભ્રમણા થઇ હશે. જો સુવો રેઢીયાળ, મને બનાવે છે! વગર પ્રયત્ને ને વગર મહેનતે, તે પણ વળી વગર પ્રપંચે ને વગર પ્રયુક્તિએ વાઘેલ ખંડનો રાજા થવાં નીકળ્યો છે! રડયા છોકરો તો થયો નથી ?"

'જે કહો તે, પણ હવે ડહાપણ ડોળવાનુ કામ નથી મહારાજા, કુસુમ બેનને ત્યાં ગયા છે, તે આવી પહોંચશે, તો સર્વ વાત અપુર્ણ રહેશે મનની મનમા રહેશે, ને પાછળથી પસ્તાવો થશે!'

'કુસુમને ત્યાં શું ? હમેશતો અહીંથીજ જતા હતા, ને આજે પરભારા! એમ કેમ!'

'જાણતા નથી! કુસુમ દીકરાને હવે યુવરાજપદ દેવુ છે, પટ્ટાભિષેકનો પ્રપંચ ઘડવાનો છે.'

'એટલે!'

'એટલે એ કે રાજ પ્રપંચ ઉત્પન્ન થયો છે નંદરાજ મામા, આપને પ્રથમ અણમાનીતી કરીને હમણા માનીતી કરી કેમ બેઠા છે, એ જાણ્યુ! તમે તેનાં કામો વખાણો તે માટે; પ્રપંચ ભરેલાં ને ભેદ ભરેલા હોય, તેમાં પણ નિ:શંક નજરે જુઓ, એ માટે!'

'એટલે!'

'હજુ ન સમજ્યાં! કુસુમને વારસ તરીકે કબુલ કરાવવા શાહ સાથે ગોઠવણ કરી છે. શાહ આપણી સરહદમાં આવ્યો છે પ્રપંચથી વાઘેલા રાજાને આમત્રણ કરી બોલાવ્યા છે. રાજમંડળ જાણે કે માન આપવા બોલાવે છે દુકાળમાં પ્રજારક્ષણ કીધું, તેનુ માન દેછે; પણ અંદરખાને બીજો ભેદ છે! નહિતો વળી તાબાના ખડિયા રાજાને નમ્ર ચીઠી શેની હોય! પ્રપંચમાં એજ કે કુસુમને રાજહકની વારસ ઠરાવવી. એ નકી થાય, તેમાં પાછળથીએ તમે તકરાર ન કરો, એ માટે હાલનો પ્રપચી પ્રેમ બતાવે છે? અગર જો તમે વિમુખ હોય, તો કકાસ કરો. પણ શરમમાં હોય તો તમે કંઇ બોલી શકો નહિ. એ

માટે તમારા પતિએ લાખે કાળે તમને વહાલાં કીધાં તમે તો એ ભોળા રાજાને ભોળાવશો ત્યારે, પણ હમણાં તો તેણે તમને હાથમાં ચાંદ બતાવ્યો. કોણીયે ગોળ ચખાડયો. ને ભોળી ભમરીને પ્રપંચી ભમરાએ ઠગી કુસુમને ત્યાં જવાનું કામ ન હતું, અને તાકીદનો હુકમ રોકી, બીજે દિવસે મળવા જઇ શકાય, એવુ શાહના હુકમને સંભવતું નહતુ, પણ મૂળથીજ પ્રપંચ! સાંભળ્યું છે કે મુસલમાની શાહના હુકમ, ખડિયા રજપૂત રાજા થોભાવી શકે!' પણ દાળમાં કાળું! નદરાજની શાહ પાસે એટલી શરમ! શરમમા તમારૂ કાટલુ, ને કુસુમને રાજ! અમે તો જનમના ભિખારી છે, પણ તમે બાવાં થવાનાં! અમે દુધ સાકરનાં ભોજન કયે દિવસે કરતા હતા? બાપની ગાદી કયાં જતી રહી હતી? વીજુબા, તમારૂ પાણી જશે! ચાવડીનો ચમત્કાર રદ મળવા બેઠો! પ્રપંચના પૂતળાએ તમને ઠગી! ભોળા બગલાએ તમને બનાવ્યાં! કુસુમની સમતિ લેવા ગયા છે, તે હમણાં અહી આવશે. તમને સમજાવશે કે, બિચારી અટુલી બાળા કોઇ દિવસ વિખુટી પડી નથી, ને એકદમ મળવા જવુ પડે, તેથી ઓછુ આવે. માટે કુંવરીને ત્યાં જવું પડયુ, જાણે તમે એમ ન સમજો, કે યુવરાજ પદની વાત કરવા ગયા હતા. જાણે તમે તો જાહેર દુશ્મન! આમં પણ તમને જણાવશે મોપર એક, અ ત્તરમાં બીજુ! રાજ પ્રપંચ તે હાથીના દાંત છે. ઘણું ડાહ્યા પણ મીઠાંની તાણુ! પેટમાં બળે છે, તે વધારે બોલુ છું, બોલતાં શીખવાડયો,' તેથી બોલું છુ. તમે છો–તમારા પતિ છે. ગમે તે કરો, પણ તમારૂ કંઇ નથી. પરણ્યાં તે કરતાં કુંવારાં ભલાં. પતિપરાયણી કરતાં વિધવા સારાં! રખે તમને જુદાં રાખીને સુસારો

આપી. આપો! કુસુમને રાજ! કેમ જાણે તમે તો તમારી માતાના પેટમાંથીજ વાંઝીયામેણું લઇ અવતર્યાં હોય! જગત તો જુઓ! કળિયુગ! રજપૂતોનાં રાજ એમજ ગયાં કેની! વાઘેલા વંશ ડુબ્યો એમજ! કરણઘેલો તે ઘેલોજ રહ્યો! વળી તેના વંશજો તે કયે દિવસે ડાહ્યા હોય! વીજુબા? શું ધાર્યું! હવે વિશ્વાસનું પોટલું છોડજે. કંઇક રજપુતાણીનું પાણી દેખાડજે. શાહને મળવા જવાનું યુક્તિથી અટકાવજે. ચાવડાવંશની મુક્તિ થયેલી હોય, તેને જાગૃત કરશો નહિ વંશજોને શ્રાપ પડશે. પેટમાં બહુ લ્હાય બળે છે. બાળકપણથી બકવાદ કરતાં બતાવ્યું, ત્યારે બોલ્યો છું. માફ કરજે મોટી મા?"...

મલ્લરાજ બહુજ બક્યો! ચાવડીને હલકી ગણી. મોટી મા કહી. તોછડાઇ કરી વિવેક બતાવ્યો. પ્રપંચે રમાડી દાઝ ખાધી—ઉશ્કેરણી કરી. શાન્તવૃત્તિ ધારણ કરી. રાજપ્રપંચમાં રમ્યો, અને આખરે પરોપકારી જીવડો પણ પોતાને હાથે પોતેજ હણ્યો ચાવડીએ સઘળું ધીરજથી સાંભળ્યું. વાતમાં રસ ન દેખાડ્યો. હૃદયમાં દાવાનળ પ્રકટ્યો નંદરાજને દુશ્મનનું રૂપ આપ્યું. મલ્લરાજના પ્રપંચને પારખી ન શકી, ઘડીવારે રક્તનેત્ર કરી બોલી. બોલવા જતાં અટકી. મલ્લરાજે પ્રત્યુત્તરમાં જે ગંભીરતાની આશા રાખી હતી, જે વીરત્વની આશા રાખી હતી તેથી ઉલટી નીકળી માત્ર એટલાજ શબ્દ ઉચરી —

'મલ્લરાજ? હમણાં તું તારે ઘેર જા—કદી મહારાજા તને કંઇ હુકમ કરે, તો તું તારી વિવેકબુદ્ધી વાપરજે મહારાજા પોતેજ જો પોતાની પરણેતરનો હક ડુબાડશે, તો હું મ્હારો હક મેળવવા માટે જીવ સુટોસટ ન્યાવસર લડીશ, પણ પ્રપંચ વડે તેને કે રાજ્યની

આબાદીને નુકસાન તો નહિ થવા દઇશ—મ્હારી મુલાકાત લેવાની તક મળતાં પહેલાંજ જો મહારાજાના હુકમનો અમલ કરવામાં આવે, તે વેલુ ખવાસણને વાત કરજે, તેની સમત્તિ લ્હેજે' ચાવડી એટલુ બોલીને ભપકામાંજ અંદર ચાલી ગઇ. મલ્લરાજ સમજી ગયો. પોતાની વાક્ચાતુર્યતાએ બળવાન અસર કરી દીધી છે, એમ જાણીને હરખાતો ફુલાતો ઘેર ગયો પણ તેની છેલ્લી વાતથી તે લગાર નિરાશ થઇ ગયો. અબળાના ભરૂસાપર રાજને ડોલાવાનું મ્હાભારત કામ આરંભતાં ડર્યો, પણ નકટાને નાક નહિ, નિર્લજને લાજ નહિ, એ રીતે નીષ્ફળ નીવડે, ને ભોપાળું ફૂટે તો ક્ષમા માગવી, એજ નિર્વાણ ધાર્યું.

---

## પ્રકરણ ૭ મું.

---

### ચાવડા રાણીની ચતુરાઇમાં લપટાયલો નંદ વાઘેલો.

'વાઘેલી રાણીના પ્રપંચમાં ભોળો રાજા લપટાઇને જગદેવને દેશપાર કરી પસ્તાયો હતો.'

'રાસમાળા.'

મલ્લરાજ, ચાવડી રાણીના કોમળ મગજમાં ધીમું ઝેર રેડીને ચાલ્યો ગયો, અને ચાવડીને શુર ચડયું. તેના અંગમાં દેવ આવ્યો. વગર મંત્રે માથું ધુર્યું, અને તાડિકા જેવી રાક્ષસી રૂપે રામને ગળી જવાની તૈયારી કરી બેઠી ઘડીઓ વીતની હતી, તેમ તેમ ચાવડીની અધિરાઇ વધતી જતી હતી. તેના મગજતંતુઓ તપેલાં લોખંડ

માફક પ્રજળતા હતા. ક્રોધનો વેગ તીવ્ર હતો પોતાની આશામાં પ્રપંચનો પથરો પડેલો હતો, એટલુંજ નહિ, પણ વાઘેલા રાજાનો પ્રેમ પણ કૃત્રિમ અને પ્રપંચી લાગ્યો હતો. અગ્નિમાં ઘૃત બળે, તેમ મલ્લરાજે વધુ ઉશ્કેરી હતી. હવે તો તે ક્રોધનું બળિદાન દેવા તત્પર થઇ હતી. કોઇપણ પ્રકારે વાઘેલા રાજાને ભ્રષ્ટ કરવા ચાહતી હતી. પદભ્રષ્ટ કરીને પોતે પણ હેરાન થવા ચાહતી હતી. શોકયની દાઝે ધણીનો [illegible] તોડવાનો તેનો આશય હતો વિકરાળ વાઘેણ સમાન મનમા ક્રોધ હતો, પણ શિયાળ સમાન શાન્ત, અને ચતુરાઇ ભરેલો દેખાવ કરીને પાછળના ખુડમાં પોઢી હતી. દાસીને સઘળી હકિકત કહી રાખી હતી. મલ્લુ ખવાસણ બહુ ચકોર હતી. ચાવડીનો પ્રપંચ તે સમજી ગઇ હતી મહારાજા પોતાને ખબર પુછશે, અને રાણી કને જતાં પેહલાં મળવા આવશે, તે પ્રસંગે ચતુરાઇનો ચમત્કાર બતાવવાની તૈયારી રાખી હતી. નંદરાજ ભોળો રાજા હતો તે આ પ્રપંચ એકદમ પારખી શકે તેમ ન હતો. વળી ચાવડી રાણીએ એમ પણ જુક્તિ કરી રાખી હતી, કે તેને એવી ખબર નથી કે વાઘેલો, શાહને મળવા જનાર છે. નંદરાજ મોડી રાત્રે કુસુમને મહેલેથી આવ્યો, અને મહેલના દિવાનખાનામાં પ્રવેશ કરતાં જ ચાવડીને યાદ કરી. મલ્લુ ખવાસણે ગદગદિત કંઠે, નમ્રપણે ઉત્તર આપ્યો, "બાઇની છાતીમાં શૂળ નીકળે છે, અંગ કંપે છે, અને બેશુદ્ધ પડયાં છે. હું ઔષધ માટે સમજાવું છું, તો કંટાળીને મને મના કરે છે. કહે છે કે, હવે મ્હારે મરવુંજ જોઇએ!" મલ્લુ ચરિત્રરૂપે રડી પડી રાજ દરબારની ખવાસણોનાં પરાક્રમો એવાંજ હોય છે! ભલો ને

ભોળો રાજા કશું સમજી શક્યો નહિ. રાણી એકદમ ગભરાટમાં કાં પડી ગયલી છે, ઔષધ લેવાં ના કેમ કહે છે ! એ વિષે તેને સંકલ્પ, વિકલ્પ થયો.

"રાણીની એકાએક તબીયત બગડી અને મને ખબર પણ ન કરી?"

"આપ ક્યાં હશો, એ અહીં કોઇને ખબર નથી !"

"કુસુમને ત્યાં !-હું બીજે ક્યાં જાઉ છું ! ચાવડી જાણતાં નથી, વારૂ? તેઓ તો શયનગૃહમાંજ છેની?"

"હા. પણ આપને કે બીજા કોઇને મળવાને તે ના પાડે છે, આપને માટે મે પુછયું, ત્યારે ધમકી આપી બોલ્યાં કે, હુ મરી જાઉં, પછીજ તબીયત બગડવાનીયે વાત કેહજે."

"એટલુ બધુ કઇ?"

"આપની ગેરહાજરીથી કદાચ તેમના મનપર વધુ માઠો અસર થઇ હોય ! નબળી તબીયત ચાલતી હતી. આપ વ્યાધીમા, એટલે પુરતી દેખરેખ ન થઇ હોય, ને કદાચ કટાળી ગયા હોય !"

"તોપણ હવે મ્હારે મળવુ તો જોઇએજ. ચાલ, મ્હારી સાથે. તું કોઇ માણસને મોકલ, કે વૈદ્યરાજને બોલાવી લાવે."

'તેઓ તો હાજરજ છે, પણ બા સાફ ના પાડે છે, કે ઔષધ ન જોઇએ'

'ઠીક, તને તેડીને અંદર આવ હુ સાથે રહીને તપાસ કરાવુ, વ્હેલી આવ–'

શાન્ત અને સમજુ રાજા શયનગૃહમાં ગયો. પ્રપંચ પારખી શક્યો નહિ. દાસીની મુખમુદ્રા નિહાળી–પુખ્તપણે નિહાળી; રાણીના ગંભીર–

ગર્ભિત ને ગર્વના બોલો સાભળ્યા.. શ્રવણ કરીને સત્ય માની બેઠો વાઘેલાનું હૃદય સંકોચાયુ. માત્ર શાહને મળવા જવામાં વિઘ્ન આવ્યુ, એથી વધુ દીલ દુખાયુ.

ચાવડીએ, વૈદરાજને પણ પક્ષમા લીધો હતો. ચાવડીની તબીયત ભયંકર રૂપ પકડશે, એવો અનુમત વૈદે પ્રથમથી જાહેર કર્યો હતો. મલ્લરાજ મારફત, શાહને ખબર કરવાનો વખત આવે, તો તેને પણ ભંભેરી રાખ્યો હતો.

ચાવડી રાણીએ ચોતરફ ચતુરાઇ ચલાવી મુકી હતી, પ્રપંચની જાળ પાથરી મુકી હતી નંદરાજનો અવાજ સાભળી ચાવડી સ્તબ્ધ થઇ ગઇ હતી સંબવત્ પલંગપર પડી રહી હતી. ભોળો વાઘેલો અંદર આવ્યો. પલંગપર બેસીને નિદ્રાવશ ચાવડીને નિહાળી. શ્વાસ જોવા બેઠો. થોડીવારે દમ લેવાતો જોઇ અધિરો થયો. ચાવડીને બોલાવવા બેઠો કોમળ હાથે, ધીમે સાદે, ખરા અંતઃકર્ણથી ને પુર્ણ ભાવથી, કંઇપણ દગો રાખ્યા વિના ચાવડીને ઉઠાડવા પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ! વૈદરાજ પધાર્યા! મંદ સ્વરે હકિકત પુછી. પઢાવેલા પોપટ પંડિતે ઉત્તર દીધો, 'હૃદયકંપ થયો છે ભયંકર અવસ્થા તો કહેવાય!'

'પરિણામં તો કંઇ–

'કહી શકાય નહિ. પળમા પણ પ્રાણ ત્યાગ થાય ખાસ પ્રઝરતો રોગ નથી; એટલે કંઇ મત બાંધી શકાય નહિ આપની હાજરી હોય, તો સારૂં.'

'કર્મ સંયોગે શાહને મળવા જવાનુ કહેવરાવી ચુકયો છું.'

'મળવા માટે કદી આવી હરકતોને લઈને ના કહેવરાવી શકાય કદાચ આપ જશો, ને પાછળથી કંઈ થયુ, તો જનાપવાદ લાગશે ! મહા કાર્ય નહોય, તો પછી શુ !'

'જાણો છો કેની કે આજકાલ શાહ–સુબાના કેવા ભપકા છે તે ! ઘડીના છઠ્ઠા ભાગમાં રઝળતા કરી મૂકે !'

'પણ ગયુ માણસ આવશે ? શાહ શું આ હરકત નહિ સમજે ?'

'તે કંઈ હરકત ગણીને બેસી રહેશે ? સરહદમાં ચાલ્યો જશે'

'તો અણહિલવાડ જઈને મેલાપ કરીને ક્ષમા માગવી. અહીંથી આ ખબર દેવા !'

'આપણી સરહદ જોવાની છે દુષ્કાળના પ્રસંગે કરેલી ગોઠવણ રદ જાય છે. જાતી હાજરીની વાત જુદી !'

'મલ્લરાજને મોકલો !'

'શિકારનુ લશ્કર છે તે !'

'આપની ઇચ્છામાં આવે તેમ કરો !' વૈદ એટલુ બોલ્યો. અને બંધ રહ્યો. ચાવડી સઘળુ સાંભળતી હતી. પોપટજીને પઢાવ્યો, એવુ પઢવામાં તેણે ભૂલ કરી નહિ નવો પ્રપંચ શરૂ કર્યો વાઘેલી એકદમ પલંગપરથી ચીસ પાડી ઉઠી ! ઘેલાં માણસ પેઠેમ નાસવા માંડી વૈદે પકડી લીધી વાઘેલાએ પકડવાની બૂમ મારી, એટલે બીજાં નોકર માણસોએ તેણીને ઘેરી લીધી ભ્રમિત અવસ્થા થઇ ગઇ છે, એમ નિશ્ચય થયો. પલંગપર સુવાડી. વૈદે કેવળ જુદી દવા સુંઘાડી તબાકુ સુંઘાડી કહે છે કે માત્રાની દવા છે. મનજનો મળ પાણી થઇ છીકદ્વારા નીકળશે. તેમજ થયું. રાજવૈદ મદારીનો વાંદરો થઇ રાણીની ઢોલકીપર નાચતો હતો. રાણી

બેચેન થઇ પડી. વાત વધી પડી. રાજા ગભરાઇ ગયો. આ ગભરાટ રાણી સન્મુખ પ્રસિદ્ધ ન કરવાની વૈદે સલ્લાહ આપી અને વાઘેલાએ શાહને મળવા જવાનું માંડી વાળ્યું, અને મલ્લરાજને તેડાવ્યો. મલ્લરાજ એકદમ અશક્ત બિમારીમા પડેલાના વૈદરાજે જૂઠા સમાચાર જણાવ્યા; ત્યારે કોઇ સ્વારને મોકલી શાહને આ સઘળી હકિકત નિવેદન કરવાને મલ્લરાજ તરફ હુકમ ફરમાવ્યો. એ હુકમ આપવાને મલ્લુ રાણી ગઇ. રેવડીવાળાનો સાળો ગંડેરીવાળો! ભૂતનો ભાઇ પલીત, ને શકુની બહેન શાકપણી. એક સરખા જંતુઓ એકઠાં થયાં. મલ્લુએ મલ્લરાજને સઘળી હકિકત કહી. નંદરાજને અટકાવી દેવાથી પોતાની ધારણા પાર પડી શાહને ખબર કરવાનું માંડી વાળ્યું. વાળતાં જો કપટ દેવામાં આવ્યો, તો મલ્લરાજનો બચાવ તૈયાર હતો. મંદવાડમાં વાત વિસ્મૃત થઇ, અથવા તો નિપાઇતી કહેવામાં ભૂલ થઇ ગઇ! ચાવડી રાણીનું પ્રપંચી કાવત્રું જોઇ મલ્લરાજ તાજુબ થયો. મલ્લરાજે મુખે ઘુઘુ બતાવ્યો. પણ ચોરને પોટલે ધૂળની ધૂળ કિમતી પદાર્થનો નાશ કર્યો, દંખ દીધો, પણ મોંમા સ્વાદે ન આવ્યો અમરત્ત્વ દરડવાથી કંઇ પેટે ન ભરાયું. માત્ર દુર્જનના દેમાણી! અદેખાઇનો અંધાપો લાગ્યો. ચાવડીની ચતુરાઇમાં વાઘેલો લપટાઇ ગયો ખરો-ઠગાયો ખરો, પણ તેમાં તેની કે નિમકહરામ મલ્લરાજની ધારણા કંઇયે પાર ન ઉતરી.

આરભ્યાં અધુરાં રહે, હરિ કરે સો હોય!

---

માટે તેને રાજી રાખવાની જરૂર જોઇ ગુજરાતમાં ઉઠેલા બળવા વખતે, અને રજપુતોપર તિરસ્કાર ભાવ થઇ ગયેલો છે, એ વખતે નંદરાજપર શાહની પ્રીતિ હતી. તેમા આ કૂડાકામથી કદાચ વૈરભાવ ઉત્પન્ન થાય, એમ ભય હતો; ને તે કાળે ચાવડીને ચડેલુ જોમ દુખદાયક થઇ પડે, એમ જણાતું હતું, એ વિચાર કુસુમને ઘોળાવા લાગ્યા. એવામાં મલ્લરાજની પત્નિએ પ્રપંચની કથા કહી, ને મોડી રાત્રે કુસુમ નિશ્ચયપર આવી, કે પિતાને ખબર કર્યા વિના, પોતેજ કુમાર વેશમાં જવું શાહની મુલાકાત કરવી, અને આ સર્વ હકિકત નિવેદન કરવી, જો પોતાના વેશ માટે પુછવામાં આવે, તે પ્રસંગાનુસાર પ્રત્યુત્તર દઇ, શાહને સમજાવી દેવો. આ ગોઠવણ ધારીને પોત્તાના એક રક્ષપાળને ચાવડી ઉપરથી બોલાવ્યો. સામંત વિશ્વાસુ નોકર હતો વૃદ્ધ હતો. લાયક હતો. દરબારગઢમાં બનેલા બનાવથી તે અજાણ હતો, એટલે કુસુમે સઘળી વાત કહી. સામંત ચમકયો, કુસુમે પોતાની યોજના જણાવી. સામતે સંમતિ આપી, અને તુરતજ કબૂતરીયા બે ઘોડાની જોડી ઉપર સામાન નખાવવાનો તાકીદે હુકમ કર્યો વૃદ્ધ ખવાસણ, જે કુસુમની સંભાળ માટે રહી હતી, તેને પણ આ સઘળી વાત કરી, અને પોતે તેની પણ રજા માગી, ડોશીએ આશિર્વાદ દીધો. કુસુમે વાત ગુપ્ત રાખવા જણાવ્યું. કુસુમ અને સામંત, ઘોડાપર સ્વાર થઇ, એક ખરા રાજવંશી પુરૂષ તરીકે તેઓ શિકારી પોશાકમાં શેહેર બહાર નીકળી ગયા. દરવાનો માત્ર સરકારી અમલદાર સિવાય વધુ પરિક્ષા કરી શકયા નહિ. બન્ને જણાં પ્રભાતના કિરણ પ્રકટતાં પહેલાં ઉપવનમાં આવી ચડયાં. લગભગ બે મૈલ

દૂર શાહનો તંબુ જણાતો હતો. માર્ગ ઝાડીનો હતો નાની ટેકરી હતી, ત્યાંથી પસાર થવાનું હતું. નાની ટેકરીઓ ઓળંગવી પડતી હતી, ને વચમાં ઝાડ–બીડ પણ ઉલ્લંઘન કરવાં પડયાં હતાં. લગભગ મધ્ય વનમાં આવ્યાં, એટલામાં સિંહનો ત્રાસજનક શબ્દ, કુસુમને કાને પડયો. ઘોડાને થોભાવ્યો. સામંતને સમજાવ્યો શિકારી કુમારી કને સાધનો સંપૂર્ણ હતાં, એટલે કુસુમને શુર ચડયું. સિંહનો શિકાર સાથે લઇનેજ શાહ પાસે જવામાં શોભા ! કુસુમે સિંહના અવાજ તરફ ઘોડાને હંકારવા સામંતને સુચવ્યું. એક પળ મા સિંહનાં ગ્હેકાણ આગળ તેઓ આવી ચડયાં. સિંહ દૂર ટેકરી પાછળ જતો માલમ પડયો કુસુમે તેની તરફ સાત ત્રાવની રાયફલ ટાંકી, પણ પહેલેજ દાવે સિંહ હાથથી છટકી ગયો. કુસુમ તેની પાછળ પડી; સિંહ કોતરમાં સંતાઇ રહ્યો. તેણીને હવે સાપે છછુંદરી ગળ્યા જેવું થયું સામંત-પાછળ દોડતો હતો. પણ વૃદ્ધ હતો, એટલે કુસુમનાં વેગને દોડીને પહોંચી શકતો નહતો, સાંમતનો ઘોડો પાછળ પડી ગયો કુસુમ ટેકરી આગળથી પસાર થઇ, અને સિંહ આડો નાઠો હતો. માર્ગ મુકીને કુસુમને તેની પાછળ જવાની ફરજ પડી હતી. સામંત સીધે રસ્તે જતો હતો, પણ ટેકરી પાછળથી કુસુમે આડો માર્ગ લીધો હતો, એ સામતના જોવામાં નહિ આવવાથી હવે બન્ને વચ્ચે અંતર રહી ગયો હતો, ને ખરૂં કહિએ તો તેઓ વિભિન્ન થયાં હતાં કુસુમ ઉત્તરમાં ચાલી ગઇ. અને સામંત પૂર્વ ભણી જતો હતો લગભગ બે બે માઇલના અંતર વચ્ચે બન્નેને વિચાર કરવાની તક મળી સામંતે ચોતરફ જોયું, પણ

કુસુમના વાડા દેખાવા નહિ. તેના મનમાં ગભરાટ પેદા થયો. બાળ કુમારિકા કદિ સિંહના પંજામાં આવી જાય, તો પોતે કરેલા–કરાવેલા સાહસ માટે જીંદગીનો જોખમદાર થઇ જાય, એવો ગંભીર મામલો હતો, ને એ ભયથી તેણે મધ્ય જંગલ ખેડવા માંડયું હતું. કુસુમને પણ ચિંતા ઉત્પન્ન થઇ; વૃદ્ધ સામંત કદાચ જંગલી પ્રાણીનો શિકાર થઇ પડશે, તો પોતે બાળ વયમાં વોરેલા સાહસ માટે મહા ઠપકાને પાત્ર થશે, એ તેને ભય લાગતો હતો, ને તેથી તે બિચારી બાંબા ચોતરફ દૃષ્ટિ કરી સામંતને જોતી હતી, પણ સામંતની સ્વારી નજરે આવતી નહતી. કુંવરી સિંહને હણવાને પોતાના ઘોડાને એક વડના મોટા ઝાડ નીચે બાંધી એક બીજા ઝાડ ઉપર ચડીને પોતે બેઠી. સિંહના કોતર તરફ નજર રાખી, અને સિંહની પીઠ પછવાડેજ પોતે રહેઠાણ કીધું બરાબર મધ્યાનકાળ થયો. પ્રભાતનો પુઠે પડેલો તે બપોરે બાર વાગે સિંહ ભુખ્યો થયેલો, તૃષાથી પીડિત થયેલો બહાર નીકળ્યો. અપાડ માસ છતાં વર્ષાદની તંગાસ અને દુકાળને લીધે પાણીની બહુ અછંત હતી, તેમાં વળી જંગલી કોતરો માંહે તો લગારે પાણીનું ટીપું મળતું નહતું. કોઇ કોઇ પહાડની કઢણોમાં મંદમંદ ઝરણાં ઝરતાં, અને નાના ખાબોચીયામાં પાણી પડેલું રહેતું, તે પીને વનચરો શાન્ત થતાં હતાં

સિંહ કોતરમાંથી નીકળ્યો કે ભયંકર ગર્જના કરી કુંવરીએ જેવો શબ્દ સાંભળ્યો, કે તાકીને એવી તો આનાદ ગોળી લગાવી, કે તરૂ શિખરપર મૂકેલું, જેમ નિશાનબાજ સોપારી વીંધે, તેમ સિંહનું મસ્તક

કમળ વીંધી નાખ્યું. તમ્મર ખાઇને વનરાજ ભૂમિપર પડી ગયો. તાપથી તમેલો વનરાજ એકદમ ગભરાઇ ગએલો, તે આ ગોળીના તીવ્ર ઘાથી પરવશ પડી ગયો; અને પલકમાં તેનો પ્રાણ પ્રભુને દ્વારે પહોંચી ગયો. બહાદુર ને હિમ્મતવંત બાળા વૃક્ષપરથી ઉતરી સિંહને બીજી ગોળી મારી, પણ નિરૂપયોગી થઇ પડી, કેમકે તેણે તો પ્રાણ તજ્યો હતો. ખાત્રી માટે કુસુમ શિકારીને તેમ કરવાની જરૂર હતી, કે ભય ત્યાગ થાય પાછળથી પસ્તાવો ન રહે. રખે તે તમ્મરમાંથી ઉઠે,ને આવ બલા–પકડ ગલા, એ બલાસે ભાગના ભલા જેવું થાય કુસુમે વાયુવેગી તુરંગને ઝાડની ડાળેથી છોડયો પોતે સ્વાર થઇ, અને સિંહને પછવાડે ઘોડાની પીઠપર નાખી લીધો જે માર્ગે આવી હતી, તેજ માર્ગે સામતને જોતી જોતી ચાલી. તાપ તપી રહેલો હતો મધ્યાન્હનો સૂર્ય, પોતાનું પુર્ણ તેજ પ્રકાશી રહેલો હતો ભૂખ પોતાનુ બળ અજમાવી રહી હતી ચામડાની ઝુંપડીમા આગ લાગતી હતી; અને કોમળ જંતુ-ઓ ભસ્મ થઇ જતાં હતાં, પણ વગડો વેઠવાની હિમ્મત હતી, એટલે ભૂખ–દુઃખની આ બહાદુર ક્ષત્રીબાળા પરવા કરતી ન હતી. વળી ભૂખને ટાળી નાખે, એવું પરાક્રમી કામ કરેલુ હતું, એટલે તેના મનમાં સંતોષનો એવો મહાન ખોરાક પ્રવેશ થયો હતો, કે બેવડુ જોમ આવ્યુ હતું કુસુમના પ્રારબ્ધે એટલુ સુખ હતું, કે મનેચ્છિત વસ્તુ મળી રહે તેને જરા તૃષા લાગી હતી, ને તે મળે, તો તૃપ્ત થાય એમ ઇચ્છતી હતી. તે માર્ગમાં કઠણુ નજીક ન્હાનાં ઝરણાં નજરે પડવાથી તેણી ત્યા ગઇ; અને તૃષા ટાળી ઘોડાને પાણી પાયું ને કંઇક મસકમાં ભરી પણ લીધુ. હવે વધુ હર્ષ

વેગથી ઘોડો પણ ચાલવા માંડયો. થોડે દૂર જતા સામંતને જોયો. અને નજીક આવતાં તે એકદમ મારતે ઘોડે ઉપડી, પણ જયાં એ જગ્યાપર જાય, ત્યાં સામંત બદલે સુલતાન મુત્સદ્દી શિકારી નજરે પડયો. ઘોડાપરથી તમ્મર ખાઇને તેણે એક માણસને પડતો દીઠો. ઘોડો બાજુપર ઉભેલો છાયો કરતો હોય, એમ જણાતો હતો. જાતવંત ઘોડો ધણીના રક્ષણ માટે તત્પર દેખાતો હતો. કુસુમ તેને જોઇને પોતાના ઘોડાની લગામ ખેંચી એકદમ ઉતરી પડી. શિકારીની નજીક જઇને જોતા માલમ પડયું, કે તાવની ગરમી સહન ન થવાથી ચક્કર ખાઇને કોઇ શિકારી પડેલો છે. તુરત મસક માંથી પાણી લઇ છાંટયું; જરાવારે શિકારી શુદ્ધિમાં આવ્યો તે બેઠો થયો આંખ કંઇક શાન્ત થઇ. કોઇ બાળશિકારી તેના જોવામા આવ્યો. કુસુમ નમી. શિકારીએ આવકાર દીધો. બેભાન છતાં ઉપકારની નિશાની બતાવી કુસુમે તેને નમ્રપણે કહ્યુ: 'આપની તબીયત સારી છે? જળ લેશો?" શિકારીએ ધીમે સ્વરે ઉત્તર આપ્યો, "મુઝકો છાંયડીપર લે જાના ચાહિયે." કુસુમે સાંભળતાંજ તેનો હાથ ઝાલ્યો, અને ધીમે ધીમે નજીક આંબાનુ એક સુંદર છાંયડાવાળુ ઝાડ હતું, ત્યા લઇ ગઇ ઘોડાપરથી ગાદી ખેંચી લઇને જમીનપર પાથરી આપી, શિકારીને બેસાડયો પાણીથી ભીંજાયલુ કપડુ, મોં મસ્તકપર મુકયુ જરાવારે મસકમાંથી પાણી લઇને પાયું. શિકારી ટટાર થયો, અને પ્રસંગ નીકળ્યો, 'મેરે વાસ્તે આપકે બહોત તકલીફ઼ ઉઠાયી પડી હોગી! માફ઼ કરના. આપકા બહોત અયસાન હુવા!'

'જરા પણ નહિ મારા સરદાર! તાબેદાર બંદાને તકલીફ઼ કેવી! માણસ જાતની ફરજ છે, કે કઠણ પ્રસંગે કોઇને પણ જાતી મદદ કરવી.'

'વાહ ! લાયકોંકી યહી લાયકાત હય. અગર જોશમે આપ બેધ્યાન હોકે ચલે જાતે, સો કોન કહને–પુછનેકો આતા !'

'કુદરતની અજબ, કળા છે. આપના જેવા પ્રતાપીને તો મારા સરખા હજારોની મદદ મળી જાય ! પણ આપની તબીયત તો હવે બહુ સારી છેની!'

'હા. પાનીસે મેરા ગભરાયલા દીલકો બહોત આરામ હુવા. મુચે યહી શોચતા થા–પાણી સિવા મેરા દીલ ગભરા ગયા થા–કયા માલુમ કે મુઝકો કેબ ચક્કરને ઘેરા, ઔર મે જમીનપર ગીર પડા !'

'અરે આપને તાપની બહુજ ગરમી લાગી હોવી જોઇએ. તાપથી આવેલી ચક્કર બેભાન કરી દે છે ! પણ આપની તબીયત બગડવાને બહુ વાર નહોતી થઇ, ત્યાં તો મારો ઘોડો અહીંની જગ્યા પસાર કરતો હતો. મારો માણસ છુટો થઇ ગયો છે, તે તરફ મારી નજર હતી; જો કે આપના કહેવા પ્રમાણે વેગમાં કદી બેધ્યાન રહીને પસાર થઇ જાત ખરો, પણ મ્હારા માણસને ભરૂસે મ્હારા ઘોડાનો વેગ દૂરથીજ ધીમો પડેલો હતો, તેવામાં આપ જેવા સરદારની નોકરી કરવાની તક મળી ગઇ પ્રભુનો પાડ ! '

' બ્હોત અયસાન હુવા–આપ લાયક હોં. કહો તુમ છોટી વયમેં અકેલે કહાંસે આયે, તાપમેં કહા જાતે હો ? આપકીપર અયસી કયા ગુજરી ! અહવાલ સુનાઇયે ! અગર આપકો કુચ્છ મદદ ચાહીયે, સો ફરમાઇયે. મયે ગુજરાતકા શાહ સુલતાન મુજફરખાન હુ. મેરા મુકામ યહીસે એક કોસપર હય. આપ જરા તંબુપર ચલીયે. આરાયસ લ્હેકે પીછે અગાડી બહડીયે ! "—

કુસુમને જે હકિકત જાણવાની જરૂર હતી, તે સ્હેજે મળી ગઇ. હવે તે નિર્ભય ચેહેરે વાત કરવા બેઠીઃ–

'વાહવા! પ્રભુનો પરમ ઉપકાર! હું આપનેજ મળવા આવતો હતો પ્રભાતમાંજ હું આપને તંબુમાં મળત, પણ પેલો પડેલો શિકાર હાથ કરવામાં વખત વીતિ ગયો, કે જે આપને એનાયત કરવાનો છે, ને તે માટે હું મારા સામંતને છુટો કરીને વેગમાં સિંહ પાછળ પડયો હતો; તેમાં વીલંબ થયો. આપ મારા સરદાર! મારા મુરબ્બી! જનાબ છો!

'મ્હારાં અહોભાગ્ય! તમો નામવરની ભલી નેનેક વાણીનાં આવાં રૂડા શુકન સાભળું, એથી મને વધારે શું જોઇએ. તમારી મહેરબાની, તમારી નિગેહબાની, એજ હમારી જીંદગીની ફતેહ છે.'

'બહોત લાયકાત ફરમાતે હો! અબ કહોગે, આપ કોન ઔર કહાંસે આતે હય!'

'ગરીબપરવર! હુ નંદરાજ વાઘેલાની આજ્ઞાથી આપને મળવા આવું છું. હું તેમનો વંશજ છું. આપને કહ્યુ, તેમ પ્રભાતમાં હું આપને મળત, પણ મારી નજરે પેલો આપનોજ શિકાર પડયો, એટલે લાચાર કે બહુજ અચાનક ને વીલબભરેલી મુલાકાત થઇ, જે માટે માફી ચાહુ છું, અને આ શિકાર–'

'વાહ! કયા મીઠ્ઠી જુબાન હય! સબર, શિકાર મયે લે જાઉગા મારી મેરે ચાહનેકા વખ્ત હય! નંદરાજ કયું નહિ આયે! વોહી મેરા દોસ્ત હય. શિકારકે વાસ્તે મયને બુલાયા હય વોહી બડા શિકારકા શોખીન હય! અગર તુમભી મીલકે દોસ્તીકા બડા તબકા હાથ

કર લીયા–મેરા જાન બચા લીયા–ઔર અયસાન હાથ કર લીયા–કહો, "નંદરાજકી તબીયત અચ્છી હય–આપ કયા વોહીકા કુમાર હય!"

'હાં–જહાંપનાહ! આપનો પત્ર આવ્યો, કે તેઓ તરત આવવા નીકળ્યા, પણ દુર્ભાગ્યે ચાવડી રાણીને મગજમાં ચક્કર પેદા થઇ, એટલે અટકી પડયા. તેઓએ બહુજ દિલગીરી સાથે આપની કને માફી ચાહવા મને મોકલ્યો છે. હું નમીને ચાહું છું, કે પિતાજી નંદરાજ બદલ મને પોતાનો સમજી તેમનો ગુન્હો દરગુજર કરશો, અને તેની ફરજ મેં બજાવી, એટલુંજ ગણીને તેમના તરફથી સંતોષ લ્હેશો.'

બહોત અચ્છા! મયે બહોત રાજી હુવા. દીલગીર યું હુવા કે રાણીપર એકદમ દર્દને ગલબા કીયા! ફિકર નહિ. મયે ઉસ્કો ખત લીખુંગા। તેરી તારીફ મયે વોહીકું જતાઉંગા!'

'ના–એમ ન કરશો. મારી બાળક બુદ્ધિને ખોટું ઉત્તેજન મળશે. હું બાળક છું, તેથી મ્હારી હાંસી કરશે કારણ કે લાડ કરીને વડાઇ લીધી। વળી મારી ઉછરતી જીંદગીને મગરૂરી મળી, તો બીજા કામમાં હું થપ્પડ ખાઇશ.'

'વાહ! બહોત ખૂબ! શાબાસ–તેરી લાયકાતકા અંદાજ કર નહિ શકતા! મયે બહોત તાજુબ હું કે તુ ઇતની ઉમ્રમેં કયા કયા દુનિયાદારીકા રંગ દીખલા શકતા હય! ખુદાને નંદરાજપર બહોત અહેસાન કીયા હય, અયસા મરદાની ફરજંદ દીયા હય. અગર મયે તેરે વાસ્તે બહોત ખ્યાલ કરૂંગા, લેકીન યાદગારીકી નિશાની બદલ યહી મેરી અંગુસ્તરી હય વો લીજીયે. તકલીફ માફ કીજીયે!'

"ક્ષમા કરો—હુ પગે પડુ છું. મેં મારી ફરજ બજાવી છે."

'નહિ—ઇનામ નહિ—ફકત યાદગીરી! કયા મુજકો તુ નહિ ચ્હાતા હય!'

'ઉપકાર થયો' કુસુમે અત્યાગ્રહે વીંટી લીધી 'ત્યારે હવે હુ મારી અદના ભેટ હાજર કરૂં છુ' કુસુમે સિહનો કરેલો શિકાર રજુ કીધો

'ઓહો! મમેં જીસ પિછાડી પડા થા, વોહી શયગ હાથ આયા હય!

વોહીજ! મયેંભી વ્હાં દેખા થા! જંગલી લોકને ઝૂઠીજ પત્તા દીયા થા! અબ બહોત વખત ગુજરા! મગેભી ભુખા હું! તબુ પર ચલીયે! મેરા મહેમાન હોકે તુઝકો 'પસંદ પડે વહા તક રહીયે!'

'જહાંપનાહ! આપની તાબેદારીમાં ગુલામ તૈયાર છે, પણ મારો વૃદ્ધ સામંત વિખુટો પડેલો છે, વળી રાણીબા બહુ બિમાર છે, એટલે હવે મને રજા આપો, તો હુ નંદનગર પહોચીને આપની સલામતીની ખબર આપુ!'

'અયસા નહિ હોગા! તુજકો તંબુ પર ચલનાં હોગાં! નાસ્તા કીયા સિવા મયે રજા નહિ દે શકતા! સામંત રસ્તેમે મીલ જાયગા! ઘોડેપર સ્વાર હો જાઓ, મુઝકો પહોંચાનેભી નહિ આઓગે?' શાહે સીફત કરી, કુસુમ લાયકીમા ઢળી પડી; બહુજ સારા સંજોગે મુલાકાત થઇ. બાળા હરખાતી મલકાતી શાહ સાથે ઘોડા પર સ્વાર થઇને તબુ ભણી ચાલી શિકારને પોતાની પાછલ બાંધી લીધો મનમાં ઉમળકાવા લાગી પિતાની ફરજ બહુ ઉત્તમ પ્રકારે અદા થયેલી વારંવાર મનપર આવવાથી મુખની ઉર્મિનો રંગ ચળકવા લાગ્યો શાહને શિકારથીજ રાજી કરીને નહિ, પણ જીવતદના

દઇને, જન્મનો આભારી બનાવીને અને જીદગાનીની મિત્રાઇ કરીને પોતે પિતાને મળશે; ને પિતા એ હકિકત જાણશે, તે વેળા કેના આનંદ પામશે, તે સમયનો ચિતાર મનપર આવતાં તે બહુજ મલકાતી હતી વેગથી ઘોડા હાંકી મુકયા હતાં જંગલમાંથી પસાર થઇને માર્ગપર આવતાજ સામંતના ઘોડાએ દેખાવ આપ્યો હતો બાળા હરખાણી અને સામંતને મળી ટુંકમાજ હકિકત જણાવીને શાહની ઓળખાણ કરાવી વધુ વાત કર્યા વિના એકદમ બન્ને જણ શાહને મુકવા તંબુમા જતાંજ યુવાન રાજ તેઓમુંથી કુંવરો મળ્યા. તેમાં એક મુસલમાન શાહજાદો હતો, ને બીજો રજપૂત કુમાર હતો. શાહે, કુસુમને તથા સામંતને આવકાર દઇ અંદર લીધા, એટલે કુમારોને ફરજ પડી બન્ને જણે માન દીધુ

તંબુમાં જઇને સઘળાએ સાથે સરબત પાણી પીધું, અને નાસ્તો તૈયાર હતો, તે લેવા સર્વ સાથે બેઠાં. રજપુત કુમારની નજર કુસુમપર પડતી હતી. કુસુમ તેને તાકીને જોતી હતી બન્નેના મોંપર શરમના શેરડા પડતા હતા શાહે શિકારનો પ્રસંગ કહાડયો કુસુમની ઓળખાણ કરાવી બહાદુરીની વાત કરી, પોતાનો પ્રાણ બચાવ્યો, એ પણ શાહે જણાવ્યું. નંદરાજની હરકત સબંધી પ્રસંગ નીકળ્યો, અને બે કલાકના અરસામા તો કુસુમે વિદાયગીરિ લીધી. શાહે બહુજ માન સાથે રજા આપી, તેની સાથે નંદરાજ ઉપર એક કાગળ પણ લખાવી આપ્યો. શાહજાદાને અને રાજકુમારને મળીને બંને છુટા પડયાં, પણ કુસુમ અને પેલા ક્ષત્રી કુમારના અંતર પ્રેમ-કટાક્ષથી વીંધાઇ ગયા. કુસુમ ગુજરાતના શહેનશાહનો આવકાર લઇને, ભેટ લઇને, અભય વચન લઇને નંદનગર તરફ ચાલી નીકળી. સામંતને પણ સંતોષ થયો.

# પ્રકરણ ૯ મું.

## કુસુમની શોધમાં શાહજાદો.

### ગીતિ.

દુઃશાસન દુર્યોધન, રાવણ સરખા મહાન રાજાઓ;
રોળાયા રણમાંહિ, સ્ત્રી લંપટ થઇ ભુરો લીધો લ્હાવો.
શૃંગી-ભૃંગી ભૂલ્યા, સુંદરી સુખમાં જગે ડૂલ્યા ઝાઝા;
સનક સનંદન સરખા, જગ તપ મુકી, હરી ગયા માઝા
વ્રજનારીના વ્હાલા, કૃષ્ણે દાખ્યો સપ્રેમ સંસારે;
વિશ્વામિત્ર પરાશર, જીવન હાર્યાં તરૂણી મોહન દ્વારે.
મચ્છેંદ્ર સરખા યોગી, પડયા પાશમાં ડૂબ્યા જળ તળ જઇ;
શંકર બ્રહ્મા વિશ્નુ, તે પણ માયા વિષે ગળ્યા કંઇ કઇ.
ભારતની ભુંડાઇ, સ્ત્રીવશ નૃપથી જણાઇ જગ જગમાં,
રાજ તેજ ગુમાવ્યુ, મુવા સદંતર સપક્ષ હરિ રંગમા.

નર્મણી કુંવરી! બહાદુર કુંવરી! ચતુર વાઘેલી! બળવંત રાજ કન્યા! સમજુ સુંદરી! મુજફ્ફરશાહની કૃપાનું પાત્ર થઇ પડેલી ચંચળ બાળા, મનમાં મોદ પામતી પિતાના પવિત્ર પ્રેમાશ્રયમાં પહોંચી ગઇ; નંદનગરમાં શું બન્યું, એ હવે પછી જાણીશું, પણ ઉપવનમા શાહના તંબુની અંદર કૌતુક થયુ, તે તો જાણીએ!

નંદકન્યાનાં સરળ સૌંદર્યતાએ, અને પવિત્ર તેજે, સર્વને અંજાવી દીધા હતા. નમ્રતા-વાણી, માધુર્યતા, કૌશલ્યતા અને ચપળતાએ

કુમારોને તો મોહિનીમાંજ દબાવી દીધા હતા શાહજાદો શંકાશીલ થયો હતો, રાજકુમાર મોહવશ થયો હતો.

મધુરબાળાના દર્દીઓ કોણ હતા, એ સ્પષ્ટ જાણવાનું બાકી છે, તોપણ એમ તો પ્રતિત થાય છે કે એક મેવાડનો રજપુત કુમાર હતો, અને બીજો મુસલમાન શાહજાદો હતો શાહજાદાનુ નામ અહમદશાહ હતું. તે આપણા ગુજરાતના માનવંત સરદાર સુલતાન મુઝફ્ફરશાહનો મોટો શાહજાદો હતો, તે પિતાની સાથે ગુજરાતમાં ફરવાને બહાને, અને અનુભવ મેળવવાને માટે નીકળ્યો હતો શાહજાદાને પ્રવાસમા ગમ્મત મેળવવી હતી એટલે કોઇ સુમાન મિત્ર તો જોઇએ, એટલે તેણે પોતાના મિત્ર માધવરાજને[૧] સાથે લીધો હતો માધવરાજ સમાન વયનો હતો ચંચળ ને શાન્ત સ્વભાવનો હતો માયાળુ હતો ક્ષત્રી બચ્ચો હતો મુસલમાન શાહજાદા સાથે તેને પ્રીતિ થઇ હતી પ્રીતિ કંઇ જાત-ભાત કે રંગ-રૂપ જોતી નથી, એ સ્વભાવિક વસ્તુ છે. શાહની સ્વારી ગુજરાતની સરહદપર ફરતી હતી, તે વેળા રૂપનગરમાં, સુબો વગેરે મેવાડ રાજના અરોણા તરીકે તેઓ રહેલા હતા આ પ્રસંગે માધવકુમાર ત્યા હતો. સમાન વયના ગજબાળકોને એક સરખી ઉમરના પ્રમાણમાં બાળ ચેષ્ટા ને બાળક્રીડાની સમાનભાવના સમીલન થયલી હોવાથી મિત્રતા જામી માત્ર એ દિવસના અરસામાં.-આ બહાદુર મેવાડ કુંવરે,

---

૧ માધવરાજ, મેવાડના રાજાનો કુમાર હતો. ગુજરાતની સરહદપર આવેલાં રૂપનગરનો કિલ્લો, પોતાની સત્તાનો હતો, એટલે મેવાડથી વારવાર ત્યાં આવીને એ પોતાના પિતા સાથે રહેતો હતો આ સોલંકી રાજા વિષે. રાસમાળા પ્રકરણ ૨ જાના પૃષ્ટ પર. માં જોવૂ.

શાહજાદા અહમદશાહનું ચિત્ત ચોરી લીધું. છેવટે એક વખત માધવરાજે અણહિલવાડ તરફ આવવાની કબુલાત આપી, ત્યારે નીરાંતે છુટો પડયો. એ પ્રસંગનો કોલ પાળવા માટે માધવરાજ, શાહજાદા સાથે ફરતો હતો શાહજાદા સાથે આનંદથી પર્યટન કરતો હતો બન્ને જણ હવે યુવાનમદમાં ઝુલતા લગભગ સોળ સોળ વર્ષની ઉમ્મરના થયા હતા રાજબાળકો તોફાની તો ન હતા. પણ સ્વતંત્રતા ને લાડ મેળવેલા હતા. અંગમાં પુષ્ટ હતા શિકારી બાળકો, તીર ફેંકવામાં કુશળ હતા માધવરાજ દેખાવડો, અને પરાક્રમી લાગતો હતો. તેનામાં અસલ ક્ષત્રી તેજ હતુ તુર્ક સાથે પ્રેમથી રહેતો હતો ખરો, પણ તેના અંતરની ઉર્મી, ખરા ક્ષત્રી તરિકે ઝળહળતી હતી તેને કુદરતી રીતે ભિન્નતાજ લાગતી હતી. ગુજરાતની સીમાનો સત્તાવાળો હતો, અને પોતાની જાગીર તેના તાબાની હતી, એટલે શાહજાદાને માન આપવાની ને મિત્રતા રાખવાની માધવરાજ ફરજ સમજતો હતો, પણ કેવળ નિસ્પૃહી હતો

આધવરાજે પોતાનું ખરૂં દીલ આજ સુધી કોઇને દીધેલું નહોતુ તે પરણ્યો નહોતો, તેમની ઇચ્છા કોઇ સુંદર અને ખરી ક્ષત્રીયાણી સાથે પરણવાની હતી. માત્ર દૃષ્ટિ રાગથી કે મોહવશ થઇને પરણવા ઇચ્છતો નહોતો. મનુષ્ય નિશ્ચય એક હોવા છતા, પ્રભુપ્રસાદીનો ગુણ જુદો હોવાથી તેજ ભકતજન બીજે માર્ગે દોરાઇ જાય છે, માધવરાજના નિશ્ચયપર પાણી ફર્યું. તે નંદતનુજા પર મોહી પડયો તેની ચપળ દૃષ્ટિએ પાણી હરી લીધુ. કુમાર સ્વરૂપવાન છતાં, માધવરાજને એક પરાક્રમી ક્ષત્રીબાળા તરીકેની છાપ બેસાડવામાં તે સફળ થઇ. માધવરાજનું મન આકર્ષાઇ ગયું પુરૂષ છતા તેપર

મોહ પામ્યો. તેને કુસુમ, પુરૂષ રૂપ લાગી નહિ કોઇ ખરી દેવાંગના જેવો ડોળ દેખાયો. ઉધરતી કન્યાની ભ્રમર ઉપરથી તે પારખી શકયો કે તે કુમારિકા છે. તેની કોમળતાપરથી તે જોઇ શકયો કે એ કોઇ રાજબાળા છે. તેની માધુર્યતાપરથી જાણી શકયો કે એ કોઇ શરમાળ મુગ્ધા છે તેનાં પરાક્રમ સાંભળી જાણી શકયો તેણી વરવા લાયક ક્ષત્રીય સુંદરી છે, બન્નેની અમૃત ચક્ષુમાં રહેલું સુધા બિંદુ સમીલન થયું, પણ પાન કરવાની વાન્છના રહી ગઇ. બાળા ગઇ, પણ માધવરાજને ઘાયલ કરી ગઇ મનની વાત મનમા રહી ગઇ. હવે એનું ચિત્ત ચચગ થયુ. બ્રહ્મચારી ભાન ભૂલી ગયો સ્ત્રીનું સ્વપ્નું નહિ, અને પ્રેમનો પડછાયો જોયલો નહિ, એટલે કુમારનો ટેક, કુસુમે તોડાવી નાખ્યો. કુસુમનાં સ્મિતહાસ્ય, માધવરાજના મગજમાં વીજલીના તાર પેઠે પ્રવેશ થયા. મેસમેરીઝમના પ્રયોગની શક્તિ, માધવરાજના મનમાં ઉતરી, બઇ એ રાજબાળાની શોધ કરવી, અને વરવી, તો એજ વરવી, નહિ તો કુંવારા રહેવુ આ ઠરાવપર આવીને પોતાના મિત્રની રજા માગવાનો નિશ્ચય કર્યો

માધવરાજનું મન મુઝાણું, તેમ શાહજાદા અહમદ શાહની આંખ પણ ઘેરાઇ ગઇ કુસુમના તેજમાં એ તો અંજાઇને આધળો થઇ ગયો. ઘેલા માણસ પેઠે તેને તેનો તો ભ્રમ થયો પ્રભાતમાં ઉઠતાંજ માધવરાજ પાસે ગયો માધવરાજ પોતાના ઉદ્‌ગાર કહાડીને હૃદયભાવનુ કથન કરે, તે પ્રથમ તો અહમદશાહે કહ્યું

'માધવરાજ! નંદરાજ બાઘેલકી તરફસેં ઉસ્કા લડકા આયાથા વોહી લડકીથી યા લડકા?'

'ભલા માણસ, એ તે હું કેમ કહી શકું ? તુ જોતો હતો, તે હું જોતો હતો. મે કંઇ વિશેષ શોધ કરી નથી. વળી રાજકુમાર તે કઇ કુમારી થઇ જશે ? રખે તારા જાદૂમંત્રથી તેમ થાય, તો ગાંડો !'

'યાર, તું ગમ્મત છોડ દે! મુઝકો તો ઉસકા ચહેરાને દિવાના બનાયા હય! મયેં તો જાનતા હું, વોહી લડકીથી! ઔર, કુંવરકા પોશાકમેં આઇથી!'

'સ્વપ્નુ આવ્યું હશે કોઇ બીજી રાજ કન્યાનું ભ્રમણ થયુ હશે. વળી રાજ કન્યા પુરૂષના વેશમાં આવે. તે પણ નંદરાજનીજ કન્યા, અને વળી શાહને છેતરી ચાલી જાય! એટલાં એ સાથાં?,

"હાં, અગર જો તુ મેરી સાથ ચલ, તો મયે દીખાઉં કે" વોહી શાયદ લડકીથી!'

'જો તારી મરજી હોય તો ભલે, પણ સુલતાન રજા આપશે?'

'મુઝકો ખતરા હુવા, ઉસકા ભેદ છોડનેકે વાસ્તે બાવા જાન મના નહિ કરેગા.'

'બહુ સારૂં! હું તૈયાર છુ!'

'સબર-મએ બાવાજાનકો સમજાતા હું-વહી તણુમે જાતાહુ.'

'જાતાહુ-જાતાહુ' કરીને બન્ને જણુ મૂરખ ન ઠરીએ? વળી લડકા-લડકીના ભેદમાં તો બેવકૂફ બનીશું, પણ સાથે વળી લડકી સમજી ઇશ્કમા ખેંચાતા ગયા હતા, એવુ પણ કલંક તો નહિ આવે? જો આપણી કલ્પનામાં નિષ્ફળ થયા, તો નંદરાજનો ઠપકો મળશે, ને બાવાજાન દેશપાર કરશે.'

'અચ્છા ! અચ્છા ! તું બયઠ રહે ! મયે સબ સમજતા હું !' વેલા શાહજાદાને હાડી શોડવા મોકલ્યો. કુંવરીની તપાસ કરવાની માધવરાજની ઇચ્છા બરબ્બારી બર આવવા બેઠી, એ પણ શુભ શુકન થઇ ગયું. પોતે અળગો રહીને સઘળી ચેષ્ટા જોવા તક લીધી કુસુમના પરાક્રમોમાં તેની બીજી ખુબીઓ જોવા જાણવાનો પણ સમય આવશે, એમ જાણી હર્ષિત થયો. શાહજાદો સુલતાન પાસે ગયો તેને પોતાની શંકા જાહેર કરી. સુલતાને ઇનકાર કર્યો. શાહજાદાએ હઠ કરી. સુલતાને બહાર ફરવા જવાની રજા આપી, પણ એવી સરતે કે તેઓ જે કંઇ શોધ કરે, તેની નંદરાજને લગારે ખબર ન પડે નંદરાજ પોતાનો મિત્ર થાય છે, અને તેના કુમારે પોતાનો પ્રાણ બચાવેલો છે, તેને જરા પણ અપમાન ન થાય, એવી શાહજાદાને સુચના કરી. અગર નંદરાજની કન્યાજ ઠરે, તો હું વધારે ખુશી થઇશ, પણ તમારે જાહેર પડવું નહિ; વગેરે સલ્લાહ આપી. શાહજાદો, માધવરાજ કને ગયો, અને સઘળું વૃતાંત જણાવ્યુ. જે સગવડ જોઇતી હતી, તે લીધી. સુલતાન રાજધાની તરફ કુચ કરી ગયો. અને માધવરાજ સાથે શાહજાદો નંદનગર તરફ આવ્યો.

---

# પ્રકરણ ૧૦ મું.

## પિતા-પુત્રીની ભેટ.

કપૂત દીકરા કરતાં સપુત દીકરી સો ગણી સારી ગણાય. પુત્રની વાન્છનાવાળા પુરૂષો, કપૂત પુત્રના હાથની વાસનાથી મુકત થયેલા માને છે; પણ પિતા-કુળતારિણી અને પરકૂળ ઉદ્ધારણી પુત્રી હોવા છતાં, પિતાની મુક્તિનો જપ જપી તેમનો ઉદ્ધાર કરવાને પુત્રી પુત્ર કરતાં ઉત્તમ નીકળે છે. મગધ દેશનો અશ્વપતી રાજા પુત્ર-સંતાન વગરનો હતો, પણ સાવિત્રી જેવી સતી કન્યાના પ્રતાપે તે શતપુત્રવાન થયો હતો, ને સાવિત્રી કુંવરીથીજ તેના કુળનો ઉદ્ધાર થયો હતો. નંદરાજ વાઘેલાને પણ તેવીજ એક કુંવરી મળી હતી. ગિરિનંદ જેવા તાપસી બ્રહ્મચારીનો આશિર્વાદ પામેલી કન્યા, રૂપ-ગુણ અને પિતૃ-માતૃ ભક્તિમાં પરિપુર્ણ હતી. માતા સુખ તો તે બિચારીએ નિહાળ્યું નહિ, પણ પિતાની સેવા ઉઠાવવામાં ને ભક્તિ કરવામાં સાવિત્રી કે કુસુમ જેવી થોડીજ રાજ કન્યા નીકળશે. ધન્ય છે એવી પુત્રીનાં માતા પિતાને! ધન્ય છે, એવા દીકરા તુલ્યની દીકરીઓનાં જીવતરને!...

નંદનગરના ઉપવનમાંથી કુસુમ, શાહ મુજફ્‌ફરશાહની મુલાકાત લઇને છુટી પડયા, પછી માર્ગમાં સામંતને સઘળી હકિકત કહેતી કહેતી, આનંદના ઉભરા કહાડતી કહાડતી, ગુપ્તપણે મહેલમાં પ્રવેશી ગઇ નંદનગરના દરબારગઢમાં, કે મહારાજા નંદરાજના મનમંદિરમાં કોઇએ જાણ્યું નહોતું કે રાજકુમારી કુસુમબા પિતાને શીરે આવી પડેલુ કામ પુર્ણ કરવાને પોતે નગર બ્હાર ચાલી છે. વાવડી રાણીએ ભોળા રાજાને

છેતરેલો હતો, એટલે તે બિચારો બીજો દિવસ આખો પણ બહાર નીકળ્યો નહતો. કુસુમનું મોં જોયા વિના તેને ચેન નહતું, પણ ચાવડીનો સખ્ત હુકમ હતો, કે પલંગ કનેથી દૂર ખસવું નહિ કુસુમની ખબર પુછાવી, ત્યારે ખુશ ખબર મોકલવાને વૃદ્ધ ખવાસણે ભૂલ કરી નહતી. મલ્લરાજ મનમાં મલકાતો હતો. શાહનો હમણાંજ ફરીને હુકમ આવશે, ને નંદરાજના હાથ ભૂમિપર રહેશે, એવું તે કલ્પી બેઠો હતો, પણ સાત્વિક અને નિર્દોષ માણસનું મનુષ્ય જાત ગમે તેવું બુરૂં કરવા ચાહે, પરંતુ તેનો પ્રભુ પાધરો હોય છે, અને એવા જનહિતરાયનાં કામો, પ્રભુ પરભારોજ કોઇ દ્વારા અમુક નિમિતે કરાવી શકે છે. નૃસિંહ મહેતા જેવા ભક્તનાં કામ પ્રભુએ પોતેજ શું નહોતાં કર્યાં? ભક્તજનની લાજ રાખવી, એ ભગવતના હાથમાં છે. પછી નીચજનો નીચતા કરે તો શું થયું! મલ્લરાજ, નંદવાયેલાના હાથ ભૂપર પાડવાનું કલ્પતો હતો, ને શાહનો પ્રકોપ ઉછાળી કંપાવવા ઇચ્છતો હતો, પણ ચાલતા સમયમાં તેણે તેથી ઉલટું સાંભળ્યું હતું, અને પોતાના તથા રાણીના હાથ નબળા થયા હતા. માંદગીનો ખોટો ડોળ ઘાલીને બન્ને જણ પલંગપર પડી આળોટતાં હતાં, કોઇનું અરિષ્ટ ઇચ્છતાં હતાં, તેજ ચડાળોનાં હૃદય કંપવા લાગ્યાં. નિરોગીનાં રોગી થઇ ગયાં, અને નિર્લજતામાં ડુબીને નીચ પદવી મેળવી નીચતાની કલગી શીરપર ધરી નંદવાયેલાને નામદાર શાહનો માનવંત પત્ર સામંતદ્વારા મળ્યો તેમાં તેણે મિત્રવત્સની ચાપલ્યતા, લાયકાત અને બહાદુરીનાં વખાણ કર્યાં હતાં. પોતાનું જીવન બચાવનાર કુમારને નંદરાયના કુંવર તરીકે ગણીને માન આપ્યું હતું, અને ચાવડી

રાણીની તબીયતના સમાચાર પુછીને નંદરાજની શેકાણુ માટે તેણે દરગુજર ચાહી હતી. આ પત્ર પ્રથમ નંદરાયના હાથમાં સામંતે આપ્યો. મલ્લરાજે પોતાની ધારણા પાર પડી, એવું ચિન્હ દર્શાવ્યું. રાણીએ મોં મલકાવીને મૌન ચિન્હથી પ્રત્યુત્તર આપ્યો. નંદરાજે પત્ર વાંચવાનું મલ્લરાજને સોંપ્યું. મલ્લરાજે કંઇક ચેષ્ટાથી, કંઇક રમુજથી, કંઇક શરમથી, ને કંઇક મગરૂરીથી પત્ર વાચ્યો નંદરાજ વિચારમાં પડયો. રાણીની સલાહ પુછી. મલ્લરાજે નિર્ણય કર્યો કે નંદરાય શાહને ન મળી શકવાથી તેણે મશ્કરી કરી હવે કોણ જાણે પદભ્રષ્ટ કરશે કે શું ? એ છેલ્લું વાકય રાણી ચાવડીએ કહ્યું. રાણીના મનમાં કંઇ કંઇ ઘોળાવા મંડયું પત્ર કયાંથી–કોણ લાવ્યું ? આ પ્રશ્ન નીકળ્યો. મલ્લરાજે, કુસુમના સામંતનું નામ આપ્યું રાણીએ પ્રપંચની જાળ પાથરી, ને મલ્લરાજે આગ્રહ કરીને સામંતને બોલાવ્યો નીચ માણસો પોતાને હાથેજ નીચા પડે છે. કુસુમ, સામંત સાથેજ અહીં આવી હતી. અને પ્રપંચીઓના પાખંડનો પુરાવો આપવા માટે ગુપ્ત રહી હતી–મલ્લરાજ કે રાણી જો નાકબુલ થાય, તો તેને જૂઠાં પાડવા માટે, ને તેનાં ફાંફાંનું રૂપ જોવા ઉભી હતી–નંદરાજના કરમાયલા મુખપર થયેલી અસર જાદુમંત્રથી ઉડાવી દઇ મલ્લરાજ લાલી લાવવાનો પ્રયત્ન કરતા બેઠો નંદરાજના કોમળ મુખડામાંથી અમૃત શબ્દો નીકળે, તે પહેલાં મલ્લરાજે ક્રોધમાં ને મગરૂરીમાં મલકાઇને પુછયું.

'અલ્યા સામંત ! આ પત્ર કયાંથી તફડાવી લાવ્યો ? કંઇ પ્રપંચની જાળ તો પાથરી નથી ?'

"હા, બાપુ ! જાળ પથરાણી હતી, પણ પાથરનારના હાથ ભોંયપર રહ્યા. પત્ર તો નામદાર શાહે મને હાથો હાથ આપ્યો છે."

'હેં !' નંદરાજ, મલ્લરાજ ને ચાવડી ચમક્યાં.

'તને શાહ ક્યાં મળ્યા ?' નંદરાજે કહ્યું.

'કુસુમબાની દેવડી છોડીને દુર જવાનો તો તને હુકમ નથી, અને શાહ તે ક્યાં મળ્યા ? શુ શાહ પોતે દેવડીપર પત્ર દઇ ગયા ! લુચ્ચો, જુઠો, હરામખોર ! બુઢો થતો ગયો, તેમ બુદ્ધી બગડતી જતી જણાય છે. કંઇ બાળક કુસુમબાને સમજાવતો હઇશ ખરૂં કહી દે, નહિ તો હમણાં સાટ વર્ષે પગી લાજશે." મલ્લરાજે વચમાં દમ માર્યો. સામંત નમ્ર બનીને સાંભળી રહ્યો તે જાણતો હતો, કે પાછા પડેલા માણસને ઉશ્કેરવો નહિ પકડાયલો કે કડકા થયલો સાપ ઉડીને પણ કરડે ! તેણે નમ્રપણે કહ્યુ.

'બાપુ ! કુસુમબાને છોડીને હું જરા પણ ખસું નહિ. એ તો આ માથુ ખસે, પછીજ કુસુમબા નજરથી દુર થાય.'

'હવે તારી લબરી છોડીને કહી દે, કે કાગળ ક્યાંથી લાવ્યો ! ખબરદાર, જુઠું બોલ્યો તો !' અધીરા મલ્લરાજે અટકાવીને દમ માર્યો.

'મેં કહ્યુ ની કે મને શાહે હાથો હાથ આપ્યો !'

'હા–બાપુ !'

"સામંત ! હવે જે હોય, તે પ્રકટ કર ! ભેદ બતાવ કર !"

"બાપુ ? ભેદ ફૂટવાથી મહા કોળાહલ થશે !"

"ગમે તે થાવ–પણ જે હોય તે કહે ! તું શાહને ક્યાં મળ્યો ? કાં મળ્યો "

"કુસુમને- છોડીને ? કેમ ગયો ? કોની રજાથી ગયો" ?

'કુસુમબાની રજાથી–કુસુમબાની સાથેજ ! "

"કુસુમબાની સાથે ! "ત્રણે જણ ફરી, ચમકયા !

'હા, બાપુ! ચાવડીબાની તબીયત બગડી, મલ્લરાજભાઇ પણ માંદા પડી ગયા, અને આપ જેવા ભોળા બાપુ પણ ભમાઇ ગયા, ત્યારે શાહને કોણ શાન્ત કરે! દેશ–કાળ તો સૌ જાણે છે! મુસલમાની સત્તા ને જુલમની તો આપણને ખબર છે. આવે ટાણે બાયલા થઇ બેસી કેમ રહેવાય? અને જયાં નંદરાજ વાઘેલાનો કુસુમબા જેવો બહાદૂર દીકરો, તે બાપના સંકટ સમયે બાયલો થઇ કેમ બેસે! તેજ રાત્રે અમો બન્ને સ્વાર થઇને શાહની મુલાકાત માટે પુરૂષ વેશમા નીકળી પડયાં!'

'વાહરે મારી વાઘેલી વાઘણુ વાહ! ભલે તને તારી માએ જણી?' નંદરાજનાં રોમ ઉભાં થયાં. મોંપર તેજ આવ્યું. પ્રભાતનાં પ્રફુલ્લિત થયલાં ગુલાબ જેવું મુખડું પ્રફુલ્લિત થઇ ગયુ, અને ચાવડી રાણી તથા મલ્લરાજ, ઉગતા સૂર્યથી ઘુવડ જેમ આંધળાં થઇ જાય, વડ વાંગરાં જેમ અંધ બની જાય, તેમ નિસ્તેજ બની ગયા. સામતે પોતાની વાત આગળ ચલાવી. "ઉપવનમાં તંબુ નજીક પહોંચતાં પહેલા સિંહે ગર્જના કરી. કુસુમબાને આપ જેવા પિતાની પ્રસાદી મળી હતી આશિર્વાદ પિતાનો હતો. એટલે શિકાર કરી, શાહના ચરણમાં મુકીનેજ મગાવુ, એવા કુસુમબાના વેણ સાંભળી શિકાર પાછળ ઘોડા દોડાવ્યા.' 'વાહ મારી બહાદુર કુસુમ વહ! ક્ષત્રીયાણીને પેટે અવતાર લીધો પ્રમાણ!' નંદરાજ બોલ્યો. 'શિકારી દૂર નાઠો. અમે છુટાં પડી ગયાં. કુસુમબા એકલા રહ્યા. પણ બહાદૂરાથી પાછળ દોડયાં.'

'પછી—મારી કુસુમ ગભરણી કે શિકાર સામો થયો ?' રાણીએ અભિરાઇથી પુછ્યું.

"દેવીની સામે રાક્ષસો નિહાળી શક્યા છે? એકદમ શિકાર માર્યો. ઘોડાની પુંઠે નાખીને મ્હારી શોધમાં નીકળ્યાં હું તરત મળ્યો—માર્ગમાં શાહ, તાપથી પછડાયલો હતો. ઘોડા નજીક અચેત પડ્યો હતો, કુસુમ બ્હેને મુસાફર સમજીને જોયું, તો નામદાર શાહ માલમ પડ્યા. મસકમાં પાણી લાવીને તેના મોપર છાંટયું. આશ્વાસન કર્યું. શિતળ છાંયડા નીચે ગાદી પાથરી દઇને બેસાડયો. ને શુદ્ધિમાં આવતાજ પ્રસંગ નીકળ્યો. શાહ મુજફ્ફરશાહ તે હતા, એમ કબુલ થયું!"

'વાહવા! શું પ્રારબ્ધની ગતિ! કેવો સંજોગ?' નંદરાયે કહ્યું.

'શાહે બેનની ઓળખ માગી. બ્હેને આપના કુંવર તરીકે ઓળખાણ આપી. આપ ઘણીજ કઢંગી હાલતમાં ફસી પડયાનો બનાવ જાહેર કરીને ક્ષમા ચાહી, શાહ હસી પડયા. પોતાને જીવતદાન દેનારને પોતાની વીંટી ઇનામ તરીકે આપી. તંબુમાં લઇ જઇને પરોણાગત કરી, અને આપની તરફથી સંપુર્ણ સંતોષ બતાવી આ પત્ર લખી આપ્યો. હવે પછી ફરીને સ્વિસ્તર લખવાનું જણાવીને અમને બહુ માનથી રજા દીધી,'

'આહાહાહાહા! મ્હારી કુસુમે મ્હારી લાજ વધારી! મને બચાવ્યો, તાર્યો.' "આ એક હડહડતો પ્રપંચ છે. આપની દયામાંથી છુટો કરવા આ દગો થયો છે સામંત જુઠો છે આ વિના બીજો પુરાવો શું છે?—" મલ્લરાજે ધાટો કહાડી કહ્યું—"હું હાજર છું—" કુસુમ દોડતી ત્યાં આવી—"કોણ, મ્હારી કુસુમ!" હર્ષવેગમાં નંદરાજ

મુર્છા પામ્યો. જરા વારે શુદ્ધિમાં આવ્યો. પોતાના બાળકોનાં ભલાં કામથી માબાપો કેટલા આનંદ પામતાં હશે, તે અનુભવીજ જાણે છે.

રાક્ષસોને હણીને સહાદેવી પ્રભુને મળે, એટલો હર્ષ થયો. પિતા પુત્રી ભેટયાં. હર્ષાશ્રુ ગી પડયાં. પિતાના સંતોષથી કુસુમ સંતોષ પામી. નીચનાં મુખડાં કાળાં થયાં; અને કુસુમના વિજયની નગરમાં, ખબર પડી. ઘેર ઘેર આનંદ વર્ત્તાવા લાગ્યો; અને ચાવડી તથા મલ્લરાજ મનમાં મુંઝાવા લાગ્યાં. નંદરાયે, મલ્લરાજને ગઢમાંથી દૂર કર્યો, ને ચાવડીને પણ અવની રાખી. કુસુમના આનંદનો પાર નહોતો મુખડાપર હર્ષ છવાયો હતો, પણ અંત્તર વિંધાયલું હતું, ઉપવનના રાજકુમારે તેણીની દૃષ્ટિ ખેંચી લીધી હતી. નિવૃતી વેળાએ તેને યાદ કરતી હતી, અને તેનું ખરૂં સ્વરૂપ જાણવાની તક શોધતી હતી. બીજી તરફ માધવરાજ પણ કુસુમનુ સૌંદર્ય નિહાળવાને પ્રયત્નવાદી થઇ નંદનગર તરફ આવતો હતો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### કુસુમ વાઘેલીની સૌંદર્યતા.

સૃષ્ટિનાં સૌંદર્ય, નમણી નારીમાં ઠર્યાં;
માંહી પ્રીનિવર્ય, પ્યારીને હૈડે જડયાં
જેની સુલભાનાર, જન્મ સફળ તે સ્વામિનો;
બાકી ધિઃક અવતાર, જેને ફુવડ સાંપડી.

વાદળમાં છુપાયલી વીજળી, વર્ષાની વાટ જોવરાવતી વખતે ગંભીર ગગનમાં જેમ ચમકારા કરે, તેમ કુસુમ પોતાના કાળા પોશાકમાં

ચમકતી હતી. સુરવાળ, તેપર સોનેરી સેલાની ભેટ, અને માથે દિલ્લીના સોદાગર પેઠે અર્ધવક્ર ફેંટીયો બાંધેલો હતો. કાનમાં કુંડલ હતાં, પગમાં સોનેરી તોડો હતો. એવી આ પુરૂષરૂપમાં પ્રમદાને નિહાલીને અહમદશાહના હૃદયમાં ધડકાટ થયો હતો મનોહર બાળાના સૌંદર્યની ખુબીમાં તે ઘાયલ થઇ ગયો હતો કોઇ પણ પ્રકારે પોતે વિવાદમાં સાચો ઠરવાને પ્રતિવાદી થયો હતો, જોકે એટલુ જ છતા પણ કુસુમ જેવી બાળા પોતાને નશીબે નથી, એથી પોતાને હતભાગી માનતો હતો. પોતાનો અમલ હોય, તો તેને બળાત્કારે પણ પરણે, એવુ તે કલ્પતો હતો. કુસુમની સ્વરૂપ કીર્તિ સંભળાતી, પણ હવે તો તેણે પ્રત્યક્ષ જોઇ હતી, એટલે તો તે ઘેલોજ બની ગયો હતો. રૂપ સાથે પરાક્રમ અદભૂત નિહાળ્યુ હતુ. સ્ત્રી કરતા પુરૂષના પોશાકમાં ખરી રૂપવંતી બાળાને નિહાલી હતી, અને તેથીજ મોહમાં પડેલો શાહજાદો જ્યારે ખરા સ્ત્રીરૂપમા કુસુમને નિહાળે, ત્યારે તે બાળાની કેવી સૌંદર્યતા જોઇ શકશે, એ પણ તેને સ્વપ્નાં આવતાં હતાં શાહજાદો એક તરફ કુસુમ માટે એટલી આશા રાખતો હતો, ત્યારે માધવરાજ ગંભીર મુખડે અહમદશાહના ઉદ્ગારો શ્રવણ કરતો હતો કુસુમને પરણવાની વંટોલીયારૂપ આશાને તે મનસ્વી હસી કહાડતો હતો, ધિક્કારતો હતો મિત્રદ્રોહ કરવાને એક ધર્મ સંભળાવા ખાતર, મલ્લરાજ તૈયાર હતો. જો અહમદશાહ, કુસુમને વટલાવવા માગે, અને કુસુમ ક્ષત્રીવટમાં રહેવા ઇચ્છે, તો મિત્રદ્રોહ કરીને પણ ક્ષત્રી ધર્મ સંભાળવા, અહમદશાહની આશાનો ગુપ્તપણે ભંગ કરવો, એમ પણ માધવરાજે નિશ્ચય કર્યો હતો. પોતાનેજ એ સુંદરી મળશે, એમ તે કલ્પતો નહોતો, અથવા પોતાને

મેળવવા માટે મિત્રદ્રોહ કરવો, એવુ સ્વપ્ને પણ ધારતો નહોતો; પરંતુ ક્ષત્રી બાળાને સત્તાના બળે ધર્મભ્રષ્ટ કરવા, પોતાનો મિત્ર ઉછૃંખલ પગલું ભરે, તો તેને જાહેર કે ગુપ્ત રીતે બળથી કે યુક્તિથી અટકાવા તે ચુકીતો નહોતો માધવરાજની ઇચ્છા, કુસુમને સ્ત્રી પોશાકમાં જોવાની હતી, અને બન્નેની દૃષ્ટિનો પ્રેમભર્યો ભેટો પ્રત્યક્ષ થવાની લાલસામાં તે વગર પાંખે ગગનમા પ્રવેશ કરતો હતો ઉભયમિત્રનાં હૃદય, કુમાર વયના કુમારને કુંવરી સ્વરૂપે જોવાને એકત્ર બન્યા હતાં ભાવના વિભિન્ન હતી. અગર જો કુસુમને આ રૂપમાં ન જોતાં, જે દેખાવમાં કુમાર જોયો હતો, તેજ નીકળ્યો, તો ઉભય મિત્રો કેટલા શરમીંદા થશે, તેના હૃદયના ઉમળકા, મનનો મલકાટ ને હૃદયની આશાપર કેવો કઠણ પથ્થર પડશે, એ પણ એક જોવાનું છે. બ ને જણે તો કુમારિકા નકી કરી હતી, ને તેથી મોહ પામ્યા હતા જોવાનુ છે કે હવે શું થાય છે!

ઉપવનમાથી નીકળતા કમાલખાં નામનો ઢોંગી પણ ચાલાક સિપાઇ સાથે લીધો હતો સ્ત્રીઓની પારક્ષા કરવામાં એકકો, શાહજાદાને ગમ્મત આપવામાં ચાલાક, અને મશ્કરીથીજ, પ્રનિજનનુ હાર્દ ખેચવામાં બહાદુર હતો તે નિપની હતો કેફી હતો મદ્યપાનનો અઠંગ આશક હતો સઘળા ખોરાક વગર ચાલતુ, પણ દારૂ તો તેનું જીવન હતુ તે તો સાથેજ રાખતો મરવું પછી, પણ દારૂ પહેલો. કફન પણ દારૂ, કબર પણ દારૂ, ને ખોદાયની દરગાહ પણ દારૂ; એટલો દારૂનો તેને લખ હતો. આ કુટેવે શાહજાદાને પણ છંદ લાગ્યો હતો સ્ત્રીના ફંદમાં તો તે હજુ ફસ્યો નહોતો, તોપણ તેને ચસ્કો લગાડવામાં કમાલખાની કળા, પાછી પડી

નહોતી. નિશાનબાજ કમાલે, અહમદશાહને ચાબાદ ગોળી લગાવી હતી નંદનગરની નજીક, એક મુસાફરખાનુ હતુ, અને પાસે ધર્મશાળા પણ હતી. માધવરાજે ધર્મશાળા પસંદ કરી, એટલે સઘળાંની સગવડ માટે ત્યાંજ તેઓએ મુકામ કર્યો દિલ્લીના સોદાગરનો પોશાક ધારણ કરેલો હતો. ઝવેરીઓ રત્ન મેળવવા માટે પ્રદેશમા ફરે છે, રત્ન વેચે છે, ખરીદે છે, એ તેનો રોજગાર છે, એવો આડંબર કરીને ત્યાં રહેલા હતા રાત્રી પડવા આવી. નગરમાંથી કમાલખાં નાસ્તો લઇ આવ્યો ધર્મશાળાના માણસને એક રૂપિયો દક્ષણા દીધી, એટલે સઘળી ચીજો હાજર થઇ સેવાની જરૂર હતી, તે કરતાં અધિક સેવા થવા માંડી નાસ્તા કીધા. કસુબો કઢાડયો, અને, કમાલખાંએ દારૂ પણ હાજર કર્યો રાજકીય દાયરાની તૈયારી થાય છે, એવામા પ્રેમસંગ બારોટ હાજર થઇ ગયો દાયરામાં નીકળેલા કાવ્ય-કસુબામાં પણ જો બારોટ ન હોય તો બાપુ તે રંગ શેની આવે ?

પ્રેમસંગ બારોટ, વાચાળ અને ચાપલ્યતાવાળો હતો સમયસુચકતા ને ખરો દામોદી હતો. રાજસભામા બેસનારો હતો ભિખારી પણ હતો રાજાઓના મન રીજવનારો હતો. નંદરાજના દરબારમાં તે મુખ્ય ભાટ હતો. કુસુમની માતા, પ્રેમસંગ ઉપર ભાવ રાખતી ને તેથી નંદરાજ પણ ચાહતો, પરંતુ રાણીના મરણ પછી પ્રેમસંગપરનો ભાવ વધ્યો હતો વળી પ્રેમસંગનુ ભાગ્ય સબળું હતું, એટલે તેને ભલી સ્ત્રી સાંપડી હતી. પ્રેમસંગનો નિર્વાહ પ્રદેશીજનોપર ન હતો તોપણ તેની કમાઇનું સ્થળ મુસાફરખાનું કે ધર્મશાળાનુ મકાન હતુ. પ્રદેશીને રીઝવતો હતો. વાતોમા વડો હતો; પણ

ગાવામાં ગમાર હતો-સારંગી સાથે રાખતો નહતો, પણ ગાવા-ગવરાવવ
તક લ્હેતો દેતોજ નહિ કદાચ તક લીધી તો પછી જોઇ (
પ્રેમસગનો ઠાઠ !! ..... પ્રેમસગ ધર્મશાળામાં પેસત
મીઠી ભેરવી બોલ્યો આજે તેને અલભ્ય લાભ મળવનુ શુકન સુઝ
ધર્મશાળાનો રક્ષપાળ રસ્તામાંજ મળ્યો; તેણે પ્રેમસગને ખુશ ખ
આપી. દિલ્લીના કોઇ શ્રીમાન રાજવંશી સોદાગર ઉતરેલા. જેણ
પ્રેમસગને ત્યાં પાઠવ્યો પ્રેમસંગને બહુ જોમ ચડ્યુ ધર્મશાળ
મોટા દિવાનખાનામાં જ્યાં ભપકાભરી બેઠક કરી શાહજાદો વ
બેઠા હતા, કમાલખાં કાવો કહાડતો હતો, ત્યાં પ્રેમસંગ બા
લલકારતો-વખાણુ કરતો દાખલ થવા લાગ્યો

કવિત.

દાયરો દમામદાર, બેઠા નર નામદાર,
સભાને શોભાવનાર, હુક્કા ગડગડાવતા. ૧
ગારેટ તડાકાદાર, તમાકુ સડાકાદાર,
બંદુક ભડાકાદાર, ભરીને ઉડાવતા ૨
કાવા કસુંબીદાર, મસ્કા મિઠાઇદાર,
દુધડાં મસાલદાર, પ્રેમે પીવરાવતા ૩
શેઠ મોટા શાહુકાર, ખાનપાન ખુબીદાર,
ચોપદાર છડીદાર ખમાં કરી પુકારતા ૪

શાહજાદાએ આવકાર આપ્યો. પ્રેમસગ બેઠો, કમાલે તેનું ઓળખાણુ કરાવ્યુ ! એક ચોર ને બીજો નાકકટો ! અને કાવાનો અધિકારી થયો. કમાલખાએ ઢોંગી શબ્દે દારૂનો પણ આગ્રહ કર્યો.

'આપુ ? અમે ભાટ ભાઇ પડયા. દાયરાના બેસનારા એટલે કસુંબો ઠીક !
'દારૂની આદત તો નથી, પણ નામવરની મરજી હોય તો ભલે થઇ જાય !

'લીજીયે ! લીજીયે ! શરમાઇયે નહી ! યહિ તો ખુદાકી મહેર હય !' શાહજાદાએ આગ્રહ કર્યો કમાલખાંએ જાણ્યું, કે બારોટ બડા ફાંકડા લાગે છે તેને દારૂ પાઇને પછી બાતમી મેળવવી. કમાલખાએ દારૂનો પ્યાલો આગળ મુકયો, કે બારોટ દારૂની સીફત સમજાવવા લાગ્યો.

'વાહ ! કયા ખૂબ ! બારોટજીનેભી બહોત કીયા ! સુંનાઇયેજી, આપકા નામ કયા, કામ કયા, ગામ કયા, તમામ બતાઇયે !'

'મેરા નામ પ્રેમસંગ બારોટ ! મયે યહાંકા રહનેવાલા હુ ! મતવાલા, હુ–લાલા હુ. મજાહ કરાનેવાલા–મોજ ઉડાનેવાલા હુ. દરબારમે જાનેવાલા-વાતોમે રંગ જમાનેવાલા–રાજાઓંકો ખુશ કરનેવાલા, બયઠકોમેં ગાનેવલા–તબલાપર હાથ દેનેવાલા–સારંગી સતારકો બજાનેવાલા હુ ! માલદાર નહિ હુ, મગર ઇમાનદાર હું ! થાલદાર નહિ હું, મગર ઇજતદાર હુ ! નદરાજકા દરબારમેં મેરા સિક્કા હય સબ જાનતા હય, પ્રેમસંગ પક્કા હય ! અબ આપકા હાલકા બયાન કીજીયે ! ચાહેસો ગમ્મત લીજીયે !'

'હમ તો ઝોહરી હય ! પરદેશી ગાને બજાનેવાલે નહિ હય ! કભી મીલ જાય, તો ઝોહર લેને દેનેવાલે. દો દીનકે મહેમાન હય. ફીર ચલનેવાલે !'. કમાલખાંએ તુકતો કહાડયો. માધવરાજ મુંગો સાંભળ્યા કીધો બન્નેના વાદમાં શાહજાદો હસ્યા કીધો સુનીએ –હમતો દો દીનકે મહેમાન હય !

દો દીનકે મુસાફર તો સબ દુનિયાં હય !
અમે તો બે દિનના મ્હેમાન.

## ભજન.

સોદાગર સમજીને આવ્યા, ઉતર્યાં આ તન રાન;
ભવ જંગલમાં ભૂલી ભટકયા, કર્યાં ન 'દીઠા ભગવાન—અમે.
આજ અંહી કાલ કઇ કઇ અથડાતી આ જાન;
એક દિવસની મહેમાનીમાં ઉડી જશે અભિમાન—અમે.

મગર આપકી ખાનદાની ઔર સીફત બડી દીખાતી હય! ઝોહરી હો! ખુદા સલામત રખ્ખે, દરબારમે જાઇયે! 'નંદરાજ, આપકો આદરમાન દેગા! શાયદ આપકો અરમાનકા ચાંદ મીલેગા!'

'બારોટજી? અગર આપ દરબારમેં જાનેવાલા, પયછાન કરાનેવાલા હય, સો મયેં પુછતા હુ કે નંદરાજકા બેટાકી શાદી હો ગઇ? અગર જો શાદીકા હિંગામ હોવે સો હમેરા જવાહીરોંકા ઉઠાવ હોવે!'

'નહિજી! શાદી કીસકી ઔર કયસી! યહાં તો શાયદ રાજાકો લડકાભી નહિ! હાં! ઉન્હકી લડકી હય! મગર ઉસ્કી શાદી નહિ હુઇ! બડી બહાદુર! કયા તારીફ કરે! ચાંદ–સુરજભી ઉસ્કે આગે અયશા અયશા કરે!'

'અયસી ખુબસુરત હય! ઉસ્કી શાદી કયુ નહિ હુઇ? બચપણુ હોગા!'

'નહિ! બડી હય સોલ વર્ષકી સુંદરી હય! ઉનકો ખાવીંદ મીલતા નહિ. ઉનકી નજરમે બયઠતા નહિ!'

'કયા શુરવીર રજપૂત નહિ હોગા?'

'હોગા. લેકીન યહી બડી બહાદુર–શિકારબાજ હય. નિશાનબાજ હય ઉસ્કો આજકા બાયલા રજપૂત પસંદ નહિ!'

ક્યા શિકાર કરકે દીખાયા હય, કે આપકી બાતોમેંજ નિશાનબાજ હય !'

'અરે યાર ! ગુજરાતકા સુલતાનકો ખુશકર દીયા ! રજપૂત કુમાર બનકે વાઘવા કહેલા દીયા !'

'થોડે દિનમે' ?

'એક અઠવાડીયા હુવા હોગા ? નગરમે ધામધુમ ચલતી હય !'

'કહતે હય કે વોહી તો નંદરાજકા દોસ્તકા લડકા થા ?'

'નહિ ! હમ બરાબર જાનતા હય ! નંદરાજકો નવી રાણીને ફસા દીયા. ઢોંગ કરકે રોક દીયા. ઉસ્કી લડકીકે કાનપર અવાજ ગયા. ગતકોં અકેલી વફાદાર સામંતકી સાથ ચલ દીયા. શાહકા જાન બચા લીયા, શાહે ઇનામ દીયા; યહાં આકે બાપુકું ભેટ લીયા. ખુશખબ્બરીમેં આનંદ કર ડંકા બજા લીયા, નગ્રમેસે બહાદુરીકા ઇલકાબ મીલ ગયા ! શાહેરોમે તારીફકા આંકા ફુંક દીયા !'

'યું ! ઉસ્કા નામ કયા ?'

'કુસુમ વાઘેલી'

'શાબાસ ! સરદાર સાહેબ ? ઉસ્કો વરનેવાલે તો હો, લેકીન દેખનેવાલેભી બડે નસીબદાર હોગે !' કમાલખાએ શાહજાદાને ઇશારતમાં સમજાવીને પ્રેમસંગ સાથે ફરીને વાત શરૂ કરી. 'કુસુમબા ઉપર ગમે કયસી ?'

'કયા તારીફ કરે' ? કુસુમ તો દુસરા આફતાબ હય ! નરકેકમબ્બર હય, તુરે નજર હય દીલબરકી દીલબર હય ! કયા બાત કરે' ! કોન તકદીરવાલોંકી યહી ગણી હોગી ! કોઇ બડે પુન્યવાલે જુવાનકી મહોરદાર હોગી !'

'કુચ્છ રૂપકી તારીફ તો સુનાઇયે ! કુસુમબાકા દિદાર તો બતલાઇયે ! આપકો તો ખાસુખાં અનુભવ હોગા !'

'હાં. મેરે હાથમે ઉછરી હય !'

'જબ તો કયા બાત ! સચ ખ્યાલ દોગે ! સચ અહેવાલ સુની ઓગે !'

'સુનિયે !' પ્રેમસંગ ખરા રંગપર ચડયો.

### કવિત.

ધરતી ધમધમાક, ઝાંઝર ધ્વની ઝમઝમાક,
ઠણુણુણુ ઠણ ઠણુઠણાક, ઘેરે ધન ઘુઘરી.
ઝલલલ મૂખ કાન્તિ ઝલક, ખલલલ ભૂજ ચૂડ ચલક,
ભલલલ શશિ ભાલ ભલક, નથડી નાકે ધરી.
થનગન તન ચાલ ચપલ, બની ઠની શણુગાર સકલ,
ઘણુણુણુણુ ઘોર અકલ, કીધો ચાલે કરી.
તાતા થૈ કરતી ગાન, નાચતી નટવી સમાન,
તીગડતા તીગડતાક તાન, ઠણુકાતી સુંદરી.

"અરે ઠાકોર સાહેબ ! એ સુંદરીની પાસે ચાર પુષ્પ, અને ચાર પશુ, ચાર ફળ, અને ચાર પક્ષી છે એથી તો એ સુંદરી શોભે છે. સાભળો–" એક દાયરાનો બધ્ધાણી બોલ્યો–

કરીકર ઉરૂ મૃગખુરી પુરજ, કેશરી સમ કટી માન,
લોચન ચપલ કુરંગ સમ, વરણે પરમ -સુજાણ.
કમલ વદન અલસી કુસુમ, ચીબુક ચિન્હ અતિ ધામ,
તીલ પ્રસૂનસમ્ નાશિકા, ચપક તન અભિરામ.

બિંબ અધર દાડીમ દશન, ઉરુ બીલ્વસમ ધીર,
કો હર સમ એડી કહત, કો નિદ્મતિ ગંભીર.
મરાલ સમ છે મંદ ગતિ, કપોત કંઠજ બેશ,
કોકિલ વાણી અતિ મધુર, મયુર પુચ્છ રુચ કેશ
(કામશાસ્ત્ર.)

'ઉસકા દર્શનભી જીંદગાની સફલ કરનેકા હોગા !'

'હાં મગર કઠીન હય.! જરકો કુચ્છ કઠીન નહિ !'

'સરદાર સાહેબ ! પ્રેમસગકો ઇનામ દેના ચાહિયે !' કમાલખાએ ભલામણ કરી. શાહજાદાએ મોતીનો હાર કહાડી આપ્યો. પ્રેમસંગના વખાણ માટે નહિ, પણ કુસુમને હવે કેમ મળી શકવું, એ પત્તો મેળવવા માટે હાર આપ્યો.

પ્રેમસંગે હાર લીધો. બારોટનું દરિદ્ર ફીટ્યું. રાજી રાજી થઇ ગયો હવે તો જે ફરમાવે તે ઉઠાવા તૈયાર થયો

ચાકર માણુસ ભોળા ને નીચ સ્વભાવના હોય છે; તેને પૈસાદિકની લાલચ મળી હોય, તો તે ગમે તેવા કઠણ કામમાં પણ ઝપલાવ્યા વિના રહેતા નથી.

'અજી, બારોટ રાજા ! હમકો યહી સુંદરીકા દર્શન કરના હો, સો-કયસે હોગા ? હમભી પાવન્દા હોંગે ! યહી નગરમેં અયસીભી રાજકન્યા હય, દુનિયાકી મુસાફરીમેં યહી રંગભી પયછાન લેયંગે !'

'હાં, કુચ્છ દુશવાર નહિ ! મલકુ માલનકોં મીલના પડેગા ! રાજ બગીચામેં કોઇ કોઇ દીન સખિઓંકી સાથ શયેરકોં આતી હય. મગર જનાના સિવા ઔરકો જાનેકા હુકમ નહિ. કભી માલન મીલ જાવે, સો કોઇકા ચલન નહિ !'

'માલનકો રાજી કરે ।'

'હાં જર ચાહે સો કર । જરસે ક્યા નહિ હોતા । મરજી હો, સો ચલીયે. બંદોબસ્ત કર લેંગે ।'

'સરદારકા જયસા હુકમ ।' કમાલખાંએ શાહજાદા તરફ નજર ફેરી,

'હાં. મરજી હો સો જાઇએ । અંદોબસ્ત કરકે ખબર દીજીયે । ખાનેકા વખ્ત લીજીયે !'

"અચ્છા. ચલો બારોટજી !" કમાલખાં તૈયાર થયો. પ્રેમસંગ બારોટ ઉઠયો. રાત્રીના બાર વાગી ગયા હતા. જગત સૂન્ય હતું માલણ ભર નિદ્રામાં હશે, તોપણ કમાલખાંને લઇને પ્રેમસંગ ધર્મશાળા બહાર નીકળ્યો. શાહજાદો, કુસુમની તારીફ સાંભળીને ઘેલોજ થઇ ગયો. માધવરાજના દિલમાં સત્ય પ્રેમનાં અંકુર ઉભા થયા કુસુમબા, નંદરાજનીજ કન્યા । મુજફરશાહના લક્ષમાં ચોટેલો નંદરાજનો મિત્રકુમાર, તે એજ। અને જે મિત્રકુમાર થઇને ઉભય મિત્રોનું મન ઘાયલ કરી ગઇ, . તે એજ બહાદુર કુસુમબા આવી સુંદરીને કયારે મળાય, એ બન્ને મિત્રો તડપતા હતા. સ્વપ્નમાં પણ કંઇ કંઇ કલ્પતા હતા. જાકતા હતા થાકેલા, નિદ્રાવશ થયા હતા.

કુમારરૂપે છેતરી જનાર કુસુમને વરવું, આ અહમદશાહનો સંકલ્પ હતો. યુક્તિથી અથવા આરોપ મુકીને કેદ પકડી, પરવશ કરવી એટલે સુધી શાહજાદો ધારતો હતો. પણ માધવરાજના મનમાં જુદીજ બહેકે વિરૂધ વિચારની કલ્પના હતી. પ્રસ્તુત પ્રસંગ તો કુસુમની સૌંદર્યતામાં મોહવશતાનો હતો

# પ્રકરણ ૧૨ મું.

---

## ,ચાંદબીનો જલસો.

મદિરા મદમાં મસ્ત બનેલો કમાલખાં, પ્રેમસંગ સહિત મલકુ માલણને મળવા માટે રાજ બગીચા તરફ ચાલ્યો. ધર્મશાળામાંથી નીકળતાંજ દારૂનો એક ડોઝ, બીહરમીલ્લા કરીને ગટકારી ગયો હતો; ત્યારે નશીબે પ્રેમસંગે દુરાચનું વધુ લીધો ન હતો. પીધો ન હતો. બન્ને જણ દેવડી બહાર નીકળ્યા. માર્ગમાં ચાવડી હતી, તે ઓળંગીને આગળ પડયા, અને હજી રાજબાગ અરધો મૈલ દુર રહ્યો એટલે રસ્તામાં ચાંદબી નામની જાહેર વાવકાનું ઘર આવ્યું.

નંદનગરની ચોમેર કિલ્લો હતો, પણ પાછળથી જ્યારે ગેહેરમાં વસ્તી વધી પડી, ત્યારે પ્રદેશીઓએ ગામ બહાર પર વસાવેલું હતું, અને તેની હદ છેક ગજબાગ સુધી પહોંચવા આવી હતી. દિલ્લીની આસપાસ પણ જ્યારે ચાંદબીનું ગુજરાન ન ચાલ્યું, ત્યારે પુરનો પીર પ્રદેશમાં પુજાય, તેમ ચાંદબી નંદનગરમાં આવી હતી. નંદનગરની બહાર કેટલીક ધર્મશાળાઓ હતી, કેટલીક વીશીઓ હતી, અને કેટલાંક બેઠી બાંધણીના કામચલાઉ ઘર પણ બાંધેલાં હતાં એ ઘરની હારમાં એક માળનું ઘર ચાંદબીએ ભાડે રાખ્યું હતું. ચાંદબી જાતે રૂપાળી નો નહોતી, પણ તેની છોકરી નગાર નખરેબાજ હતી, એટલે બહુ થોડાજ કાળમાં નંદનગરના એરકી લોકોને વશ કરી લીધા હતા. એને નગાર ટેડી, મીઠી જુબાનની, અને અદાવાળી હોવા ઉપરાંત તેની કને બીજી એક મોહિની હતી, કે તેની આશામાં અનેક અમગ જુવાન્ન કરી રહેલા

હતા તેની દીકરી મેના બાર વરસની હતી. પણ બ્રહ્માએ નક્ષત્ર જોઇનેજ ઘડી હતી. "કોણુ જાણે પ્રભુએ એવી શ્રીમાંજ કાં રૂપ આપ્યું હશે!" તેનો કોકિલ કંઠ, કલકત્તાની પ્રખ્યાત ગાનારી ગોહરને વિસરાવતો હતો મેનકા કે રંભાને શરમાવતો હતો આ બાળકિશોરીનું અલૌકિક રૂપ જોવાને અને તેનો મનોહર સુકંઠ સાંભળવાને લોકો ત્યાં આવતાં હતાં. ઘણાઓ મેનાની મધુરી લીલા મેળવવા ફાંફા મારતા હતા, પણ આ ગુલાબ તો કોઇક પારા ભાગ્યશાળી બુલબુલ માટેજ ચાંદબીબીએ રાખેલુ હતુ. ચાંદબી મુંબઇની એક પ્રખ્યાત ઠગારી રંડા પેઠે, ઘેલાને પોતાનાં આ મેનાં રત્નથી અજાણી, પાછળથી દગો દઇ છેતરી, લાત ઠોસા કે જીવ લેવાનો દમ દઇ આંધળા કરીને બાવા કરતી નહોતી, પણ ઇશ્કની લેહેઝતમાં, ને ગાયનની ગમ્મતમાં જે આંધળા બનતા હતા, તે ઠગાઇને જતા હતા ચાંદબી પણ નંદનગનનું એક નમુનેદાર નંગ હતું.

પ્રેમસંગ બાગેહ અને કમાલખા ચાંદબીના ઘર પાસેથી નીકળતાંજ તેના કાનમાં મધુર સ્વર આવ્યો, અને પેલી જાણીતી ઠુમરીના શબ્દો મેનાના મનોહર મુખમાંથી નીકળેલા બન્નેના કાનમાં પ્રવેશિત થયા—

પલંગ, પીયા ધીમે ધીમે આવ—

'કયા ગાનાં? કયા બજાનાં? વાહરે વાહ કોઇ હુરપરી, પુલીકી ભરી! પ્રેમસંગ, ? યહી કોન?' ઘેલા બનેલા કમાલે પ્રશ્ન કર્યો. પ્રેમસંગને સમય સંભાળવાનું કહેવુ પડે તેમ નહોતું. કમાલખાંની હાલત તે સારી રીતે જાણી ગયો હતો દારૂમાં મસ્ત હતો. સુંદરીઓનો શોખીન હતો. બાંડીયો હતો, એટલે પારકે પૈસે

દિવાળી ઉજવવામાં ભૂલે તેવો ન હતો. તેની બેવકૂફાઈનો લાભ લેવાને પ્રેમસંગ ચુકે તેમ ન હતો; અને ચાંદબી વિષે જે કંઈ ખરી હકીકત હતી, તેમાં અણુંક વધારવાને ભૂલે તેમ ન હતો. પોતાનાં રૂપની તારીફ કરીને કમલખાંને કમાલ કરી દીધો. આ વેળા જોઈએ તો શાહજાદો તેને ફાંસી આપે, તોપણ ચાંદબીનું ઘર છોડીને કમાલખાં આગળ વધે તેમ ન હતો. પ્રેમસંગે તેને ખુબ બનાવી, મોહના પવનપર ઉડાડ્યો, અને પાંજરાથી લગાર ખનતાની પણ બનાવી કમાલખાં રંગપર ચડ્યો, ત્યારે ભલા માણસની સીકૃત સમજાવી. કમાલે પરવા કરી નહિ પ્રેમસંગને તરછોડીને તે ચાંદબીના મુજરામાં જવા ચાલ્યો. પ્રેમસંગે તેનું મન-સમાધાન કરવા સાથે ગયો, અને કમાલખાંને અંદર જવાનું કહી, તેને નીચે ઉભો રાખી, પોતે મેડી ઉપર ચડી ગયો.

પ્રેમસંગ અને ચાંદબી વચ્ચે પ્રેમ હતો. માત્ર મતલબી મહોબત હતી. પ્રેમસંગનો નિર્વાહજ તેમાં હતો. પૈસાદારોને પોતે રીઝાવે, અથવા ચાંદબીવાળો હોય, તો ચાંદની મારફત રીઝવતો હતો. ચાંદબીના રીઝવવામાં પ્રેમસંગની કમાણી હતી. કમાલખાને દિલ્હીના એક નવાબ હૈદરનો ઇલકાબ આપ્યો હતો, અને જો કાઠમ હોય, તો 'વિલસન ઓનેટ' એવા એક લશ્કરી પેતાબવાળાં નામથી તેને 'લેફ્ટેનન્ટ' કહેતી હતી તે પ્રેમસંગે ચાંદબીની પાસે જઈને તેની વખાણ કરી હતી. ચાંદબી તો પ્રેમસંગના શબ્દોમાંજ અંજાઈ ગઈ હતી. બીજાસમાં એટલા મખમલીચુમીને તેણે નવાબજાદો પધારવાની ખબર કરીને દાસી કઢાડ્યા હતા પ્રેમસંગ નીચે જઈ

કમાલખાંને નવાબજાદો ઠરાવી, મુર્ખ કમાલને પણ તેવો રોબ રાખવાનું કહીને ઉપર લાવ્યો હતો. પાદશાહી ખીદમતની અદા થવા પછી ચાંદબીએ પોતાની મેનાની ઓળખાણ કરાવી હતી. કમાલખાં દારૂમાં મસ્ત છતાં પોતાનો દરજ્જો જાળવવામાં ભૂલ કરતો નહતો. તેને વિષયાંકુર ફુટવાથી શુદ્ધિમાં આવ્યો હતો. કમાલ પણ નખરાંથી કમાલ કરતો હતો. ચાંદબી સમજતી હતી કે, હવે બેડો પાર થઇ જશે. પ્રેમસંગે પોતાનો ભાગ જણાવી દીધો હતો કમાલખાંને પાન સોપારી આપ્યા, કે તેણે તરત બે રૂપિયા ફેંકી દીધા; અને એક સોનાની મોહોર ફેંકીને ઉંચો બેવડો મંગાવવાનો પાદશાહી હુકમ કહાડ્યો ચાંદબી તો તાજુબ થઇ ગઇ. મેનાના મનમાં પણ ભય પેઠો, કે રખે નવાબજાદો પોતાનો માલેક થઇ બેસે. ચાંદબીએ પહેલાં તો ઢીલાઇ કરી પૈસા લેવા દુરાગ્રહ કર્યો, પણ પાછળથી સર્વે ખીસામાં મુકીને ધરમાજ ઉત્તમ દારૂ છે, એમ જણાવી સલામતી લેવા માંડી કમાલ ચકચુર થયો,. એટલે મેનાનો મધુર કંઠ બતાવવા પ્રેમસંગે માગણી કરી ગાયન સાથે નાચ મુઝરો પણ બતાવવા ફરમાન કીધું. ચાંદબીયે રંગ લીધો. મેનાયે મન દીધું, અને કમાલખાંએ ઉત્તેજન આપ્યું. એ તો રંગમાં રંગ મળ્યો. પ્રેમસંગ પણ સાથે ભળ્યો, અને સઘળાનો દહાડો ફર્યો મેનાના નામમાં કમાલખાંની કંઠી એનાયત થઇ, હાથની વીંટી વટાવમાં ગઇ, અને ખીસામાં સોનાની મોહોરો હતી, તે અરધી પ્રેમસંગે પોતાના ખીસામાં મુકી, અને થોડી કઇ ચાંદબીને દીધી. માલણની ગોઠવણ એક બાજુ રહી, અને અંહી ચાંદબીને ત્યાં રંગ ઉડી રહ્યો. લગભગ પ્રભાત થવા આવ્યું, કમાલખાંનો નીશો તેજમાં હતો પ્રેમસંગને નિર્દોષ ઠરવું

હતું. ઇનામની વધુ આશા હતી, એટલે ચાંદનીની સાથે કમાલને વળગાડીને પોતે રાજબાગમાં પહોંચ્યો હતો. માલકુ માલણ સુતી હતી, તેને ઉઠાડી, દિલ્લીના સોદાગરની વાત કરી. મનની ઇચ્છા પાર પડે તેવું ઇનામ મેળવવાની તક બતાવી. કુસુમને જોવાનીજ આશા રાખે છે, માટે એ કામ કરવાનું મલકુના માથાપર રાખ્યું. અને વખાણ કર્યાં. ચતુર માલણ સમજી ગઇ. કોઇ રાજકુમારોજ હોવા જોઇયે સ્વરૂપ બદલી કુમારિકાને જોવાને આવેલા હોવા જોઇએ, એમ ચતુરાઇ ભરેલી કલ્પના કરી કુસુમબા વિજય કરીને આવેલી હોવાથી સખિઓ સહિત આનંદ કરવા આજ સાંજે આવનાર છે, એમ બારોટને જણાવ્યું; અને તે દરમ્યાન પ્રભાત થતાં પહેલાંજ સરદારને મેળવવા માટે પ્રેમસંગને હુકમ કીધો તેઓને સારૂ ઉતારા માટે ગોઠવણ થવા પ્રેમસંગે માગણી કરી, ત્યારે માલણે તેને રાજબાગના એક એકાન્ત ભાગમાં ઉતારો આપવાની કબુલાત આપી વળી પ્રેમસંગે 'મેરી અધેલી મત ભૂલીયો' તેમ આ મલકુની કને પણ દલાલી લેવાનું નક્કી કરવામાં ભૂલ કરી નહિ! ગોંડ જમણી બાજુ ખોલી હતી, તેનો પ્રતાપ પ્રેમસંગને પ્રકટી નીકળ્યો. માલણે પ્રેમસંગની સઘળી વાત કબુલી; લગાર મોદમાં પણ અંજાયો- પોતાનું નસીબ ફૂટવાનું કલ્પ્યું, અને બન્ને જણ છુટાં પડયાં.

પ્રેમસંગ મલકાતો મલકાતો ધર્મશાળામાં ગયો માધવરાજ અને અહમદશાહ તો વાટજ જોઇ રહેલા હતા, તેને કુસુમ મળવાની ખુશ ખબર આપી. કમાલખાનો પ્રથમ ભાવ પુછવાનું પણ કુસુમના મેળાપમાં વિસરી ગયા પ્રેમસંગે જ્યારે પોતાની મહેનત અને ચતુરાઇ બતાવી, ત્યારેજ બન્ને મિત્રને ખબર પડી, કે કમાલખાં છોકરો થઇને ચાંદની

શેઠને ત્યાં રડી રહ્યો છે: પ્રેમસંગે ઉતાવળ કરી; પ્રભાત પહેલાં માલણને ત્યાં જવું જોઇએ, એમ જણાવી દીધું ઉતારા માટે ખાનગી ગોઠવણ કરવાનું માલણને કહેલું હતું, એટલે મધળો સામાન ઉપડાવીને ધર્મશાળાના અધિકારી સાથે માલણને ત્યાં મોકલાવી દીધો, અને પ્રેમસંગ સાથે માધવરાજ અને શાહજાદો રાતના ચાર વાગે ચાંદબીના ઘરને માર્ગે રાજમાગ તરફ ચાલ્યા કમાલ રંગમાં હતો, ત્યાં ગયા. કમાલ શરમાઇ ગયો ચાંદબીને ઠપકો શેનો અપય! મત્ર તેણીના આગ્રહ છતાં તેઓએ મેં મન આપ્યું નહિ, અને મૂર્ખ કમાલને લઇને તેઓ ચાલ્યા ગયા. ચાદબી પસ્તાણી. કમાલને નવાબજાદો ગણવામાં આવ્યો હતો, તેમાં તે ઠગાઇ જવાથી પ્રેમસગ તરફ કરડી નજરથી નીહાલ્યું પ્રેમસંગે પોતાની દલાલી પ્રથમથીજ લીધી હતી, એટલે એક બીજાનાં મન સમજી ગયાં. કમાલખાં લૂટાઇ ગયો, તેનો અપરાધ પ્રેમસંગ ઉપર ઢોળી નાખવાનો કમાલે વિચાર કીધો હતો, પણ શાહજાદા તરફથી કમાલને કશો ઠપકો ન મળ્યો, એટલે પ્રેમસંગ તરફ તિરસ્કાર બતાવ્યો નહિ કમાલે જાણ્યુ કે પ્રેમસગે વાત લડાવીને પ્રપંચ પ્રસારીને સઘળો ગુન્હો ઉડાવી દીધો હશે. પ્રેમસંગ ખબરદાર હતો, એટલે શાહજાદાને વાને વાતમાં જણાવી દીધું હતુ, કે કમાલને ઠપકો આપવાથી હવે પછીના કામમાં ખલલ પડશે હવે તો મૌન ધરી જવું, અને ઉલટો કમાલ લૂટાઇ ગયો, તેનો ખેદ કરવો. શાહજાદાએ પણ તેમજ કર્યુ. માર્ગમાં પ્રેમસંગે પ્રસંગ કાઢ્યો, અને રાત્રીએ રાજમાગ બંધ હોવાથી તેવા માર્ગમાં ચોકીવાલા પકડી જાય, તેથી ચાંદબીને ત્યાં રાત ગુજારવી

પડી, એમ કહી નિર્દોષતા જણાવી. શાહજાદાએ તે વાત કબુલ કરી. કમાલ શાકથી ઉઘી ગયો, તેમાંજ ફંગાસ પડયો. પ્રદેશમાં ફજેતી થાય, એમ સમજીને તથા આપ સઘળા જાહેર થઇ જાઓ, એમ જાણી કમાલભાઇ બેસી રહ્યા, નહિ તો સઘળું ઓકાવી નંખાવત, એમ પણ પ્રેમસંગે વધારો કર્યો. કમાલનો બચાવ થતો જોઇ, પ્રેમસંગપર પ્રેમ ઉપજયો. પ્રેમસંગે દુધમાં ને દહીંમાં ઉભયપદ રાખ્યું. માધવરાજે સઘળું શાન્તપણે સાંભળ્યા કર્યું. તેના હૃદયમાં કુસુમના દર્શનનો ક્ષોભ હતો, તે માત્ર પુર્ણ થયેલો જોવા ઇચ્છતો હતો. શાહજાદાની અધિરાઇ પણ તે હતી એમ કરતાં મોટા ખર્ચમાં ઉતરે, તો ઉતરવું કબુલ કરીને પ્રેમસંગને એ ખાતાનો કારભારી ઠરાવ્યો હતો. લાલચુ પ્રેમસંગ સઘળી તરફ હાથ મારતો હતો અને કુસુમને મેળવવા માળણના મકાનમાં જયાં ખાનગી ગોઠવણ કરી રાખી હતી, ત્યાં ત્રણે જણને લઇ ગયો. માળણે તેઓને પોતાની પાછળ બાંધેલુ કોઇ પ્રદેશી રાજવંશીને ઉતરવાનું મકાન હતું, તે એક દિવસના વાયદા માટે ઉઘાડી આપ્યુ હતું. માલણને ભરૂસો હતો, કે હાલ એક દિવસમાં તેનો ખપ જાગે, તેમ હતો નહિ. વળી જે ભાગ ઉઘાડી આપવામાં આવેલો, તે કેવળ બાગના પાછલા ભાગમાંહેનો હતો ત્યાં કોઇ પધારે જતુ નહિ. રસોડાંનો ભાગ એટલે નોકર ચાકરને ઉતરવાનો હતો. રાજબાળકો સમયને લઇને એ સ્થળ પણ કિમતી ગણી ઉતરેલા હતા. આ રાજકુંવરોની માલણે બહુ સ્વાગતા કરવા માંડી. ઉભય મિત્રનાં હૃદય પ્રસન્ન થયાં. શુભ ચિન્હ જણાવા લાગ્યાં. ને કુસુમ દેવીનાં દર્શન કરવા માળા જપવા લાગ્યા. એક ગુલાબપર બે બુલબુલ તલપી રહ્યા.

શાહજાદો ને માધવરાજ કુસુમની માળા જપતા હતા, ત્યારે પ્રેમસંગ પૈસાની ને કમાલખાં પેલી ચાંદબીના જલસાવાળી મેનાની માળા જપતો હતો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### પ્રેમ-સરોવરપર ફરતા બે રાજહંસો.

'જે કોઇ પ્રેમઅંશી અવતરે, પ્રેમરસ તેના ઉરમા ઠરે—ટેક
સિંહીકેરૂં દૂધ હોય તે સિંહી, સૂતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નિઃસરે—પ્રેમ
શકરખારનું સાકરજીવન ખરના પ્રાણ જ હરે;
ક્ષાર સિંધુનુ માછલડું જયમ મીઠા જળમાં મરે—પ્રેમ ૨
સોમવલ્લી રસપાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે;
(?)પગલવ શીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે—પ્રેમ ૩
(અધિ)કાર વિના ઉત્તમ વસ્તુ મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગી બગલો મુક્તા ફળ, દેખી ચંચુ ના ભરે—પ્રેમ ૪
કોટિ સાધને પ્રેમ વિના જયમ પુરૂષોત્તમ ના ઠરે;
દયા પ્રિયતમ ગોવર્ધન ધારી, પ્રેમભક્તિએ વરે—પ્રેમ ૫

પ્રેમ અને શોખ એ ઉત્તમ પદાર્થની અંદર સદ્ગુણ અને દુર્ગુણના બે ભેદ રહેલા હોય છે. કવિ દયારામનુ કથન ખરૂં છે, કે માછલાં ખાનારો બગલો, મોતીહાર જોઇને લોભાય, પણ તેનાથી આહાર થઇ શકે નહિ પ્રેમ નિર્દોષ ભાવનાવાળા અંતરમાં સ્થાયી

થઇ રહેલો હોય છે. શોખ ઉડતા પવનની અસરમાં વિંટળાયલા વંટોળિયા જેવો હોય છે.

માન સરોવરમાં રહેનાર હંસોનું રૂપ ધરીને બે રાજ–હંસ નંદનગરના રાજબાગમાં પ્રેમ સરોવરનું પાન કરવા આવ્યા છે. પ્રેમઘેલી કુસુમ જેવાં નિર્મળ મોતીનું પાણી લેવા આવનાર આ ઉભય રાજહંસમાં કોણ બગલો અને કોણ હંસ છે, તેની પરિક્ષા સહેલથી થઇ શકે છે ખરાં મોતીનો ચારો હંસજ કરી શકે; બગલો તો માત્ર ચગુજ ભરી શકે!

જેમ બનાવટી ગુલાબપર કાંટાનો દેખાવ કરીને બુલબુલને લોભાવવામાં આવે, અને એ લોભથી લલચાઇને બુલબુલ પ્રાણ આપે, તેના સરખો પ્રેમ તો કમાલખાં અને ચાંદબીની શાહજાદી મેનાં વચ્ચે રહેલો હોઇ શકે, પણ પ્રેમ સરોવરનાં કોમળ કમળપર તો ખરો ભ્રમરોજ ભ્રમણ કરે; તેનો મધુર રસ સ્વાદ અન્ય કાળાં પ્રાણીઓ ચાખી શકેજ નહિ! ચંદ્રની કળા ચકોરજ પારખી શકે! પિયુનો પ્રેમ પ્રમદાજ પારખી શકે! પારિજાતકની સુગંધ ભ્રમરોજ લઇ શકે! વાણીની માધુર્યતા વિલાસીજ લઇ શકે! પ્રેમની પરિક્ષા પ્રેમીજ કરી શકે છે!!!–

સાયંકાળનો સમય થયો, કલહંસ તળાવનો કિનારો છોડવાની તૈયારી કરવા માંડ્યાં, એવામાં મોતિહાર ધારણ કરી, પાયમાં નુપૂરનો રણઝણાટ કરતી, શત્રુની છાતી કંપાવતી, મનધીનાં માન મુકાવતી, નમ્વાએલાની પ્રાગબ્રી રાજકુંવરી, રાજબાગમાં સખિઓ સહ પધારી; અને હાસ્યવિનોદ કરતી પોતાની માનીતી સહિયર ભદ્રા

સાથે કુંજમંડપમાં ગઈ. એક તરફ માધવરાજ આમ્રવૃક્ષ અને અશોકવૃક્ષ પાછળ તીવ્ર દૃષ્ટિએ નિહાળતો ઉભો હતો. સખીવૃંદ નિરાળું થઈ ગયું હતું. કોઇ પુષ્પહાર કરવામાં ગુંથાણી હતી. કોઇ તોરો કરીને ભેટ કરવાની અધિરાઇ બતાવી રહી હતી, અને 'કુસુમ તથા ભદ્રા, વિનોદ કરતી કુંજમંડપની ચોપાસ ફરતી હતી ભદ્રા, ભોળી કુસુમની ચેષ્ટા કરતી હતી

"અલી કુસુમ ? જો તો ખરી ! પેલી માલતીની કળી ! એ જોબનમાં આવી છે, કહે છે કે મને સ્વામી જોઇએ !"

"હૈયે તેવું હોઠે ! તારો જોબન પરાગ ઉડી રહેલો છે એ હું વાસ લઇ જાણું છું. હવે તું માલતીને સંબોધી શું કરવા કહે છે? તને પણ હવે સ્વામી સાંપડશે, કાં અધીરી થઇ જાય છે ?" કુસુમે ઉત્તર દીધો

"અને આપનો યૌવનમદ તો પેલી વેલીલત્તાના મદ સરખોજ જણાય છે, તો ! વેલી તો જાણે કોઇને ગાંઠથીજ નથી ! શું એના જેવો ભોગી કોઇ હશેજ નહિ ! હજી નો ખિલતી કળી છે, ત્યાં પેલા આમ્રવૃક્ષને વળગી પડી છે. જો તો એ તરૂવર નીચે પેલું ખીલેલું ગુલાબ ! કાંટળું છે, તોપણ પેલા તેના પ્રેમી બુલબુલને કેટલું પ્રિય લાગે છે ? આવ–આવ–જોતો ખરી ! કુસુમ ? જાણે તારા મુખડાનોજ રંગ ! તારા હૃદયનોજ રંગ ! પ્રેમઅંશો પણ તારા જેવુંજ ! ખરે બુલબુલ ભમે છે. એ પણ જાણે તારા મનમાં વસેલો કોઇ પ્રિયતમ આમ્રવૃક્ષ પાછળ છુપાયલો ન હોય !" ભદ્રા, કુસુમનો કોમળ કર ખેંચીને આમ્રતરૂ કને લઇ ગઇ ! ગુલાબ જેવા કુસુમ

ગઇ! બુલબુલનો પ્રેમ પારખવા ગઇ! શું કુદરતે ગુલાબનું પુષ્પ પારખવા ત્યાં પ્રેરી, કે પોતાના હૃદયમાં વસેલા બુલબુલને નિહાળવા ગઇ હશે! પ્રેમ સૌંદર્યગ્રાહક છે, પછી આશ્ચર્ય શું! રાજકુમાર માધવરાજ, આમ્રતરુ પાછળ છે, તે કુસુમ ક્યાં જાણે છે? કુંજમંડપથી દૂર એ વિયોગે ભયથી ઉભેલો છતાં એમ કયાં જાણતો હતો, કે કુસુમ પોતાને આવીને ભેટશે. કુસુમ ક્યાં જાણતી, ઇચ્છતી હતી કે અહીં જે આમ્રતરુપર વીંટળાયલી વેલીનો પ્રેમ જોવાને, અથવા તો ગુલાબપર ભમતા બુલબુલનો પ્રેમ અંશ મેળવવા લઇ જાય છે, ત્યાં અંતરવેધી માધવરાજ ઉભો છે!" કુદરતે માનવ—પ્રાણી કે પુષ્પ—વૃક્ષનાં હૃદયજ એવાં કર્યાં છે તો! જેવી કુસુમ આમ્રવૃક્ષ નજીક ગઇ, કે માધવરાજની પર દૃષ્ટિ પડી! ઉભયચક્ષુ અંમીલન થઇ ગયાં! લોહચુંબક પેઠે હૃદયમાં આકર્ષણ થયું! માધવરાજ શરમાઇ નીચું જોઇ રહ્યો. ભયથી ઉભો હતો, નાશી જવાની તૈયારીમાં હતો, પણ ગુપ્તપણે આમ્રવૃક્ષ છોડીને નિર્ભયપણે પહોંચી શકે એમ નહોતો, તેથી ત્યાં થંભી ગયો. સ્થાપી સ્થાપક મૂર્તિ (Statue) સમાન સ્થિર થઇ રહ્યો. કુસુમ દૃષ્ટિપાત કર્યાં પછી દૂર હઠીજ નહિ તેના પાયે પણ ત્યાં સ્થિતી કરી અહીંને ભ્રમણા થઇ. માત્ર અન્તે યુવાન જોડાંનાં અંતરમાં વીજળીના તાર પેઠે સહજ ચમત્કારો થયો. એક તરફ કુસુમ સખીના અંગપર અચેત ઢળી ગઇ, બીજી તરફથી માધવરાજની પીઠ ફરી ગઇ! તેણી કુંજમંડપ તરફ ચાલી ગઇ. માધવરાજ શરમાઇને ઉદ્યાન ભણી ચાલ્યો ગયો. ઉભય પ્રેમીનાં હૃદય દબાઇ ગયાં. તેઓમાં એટલી નિર્બળતા પ્રવેશ થઇ ગઇ

કે પરસ્પર વાત કરવાને થંભી શક્યાં નહિ. પ્રતિદર્શન થયા પછી તેનાં વિધાયલાં-ઘાયલ થઇ ગયલાં અંતરો, બહિર્અવયવો, જોવાને નિષ્ઠુર થઇ ગયા. તેઓની બુદ્ધિજ ચાલી નહિ; કુસુમ જેવી રાજકન્યાને એમ પણ ન થયું, કે પોતાના ઉદ્યાનમાં કોઇ પરપુરૂષ શામાટે-અને કોણ ક્યા કારણે પ્રવેશિત થયો છે? તેના દબાયલાં-મુઝાયલાં મનડાંને એટલી શુદ્ધિ ન રહી, કે તત્કાળ તેની તપાસ કરીને પોતાની પ્રિય વસ્તુ મેળવી લઇ!

પ્રેમીના હૃદયમાં કોઇ વિચિત્ર અંશ રહેલો જોવામાં આવે છે. તે છતી આંખે અંતરથીજ પ્રેમીને પારખે છે.

કુસુમનું હૃદય ગભરાવા લાગ્યું. ભદ્રાએ કુંજમંડપમાં જઇને તેણીને ખુલ્લા પવનમાં બેસાડી. કમળપત્રના વાયરાથી તેનાં પ્રસેવબિંદુને શાન્ત કર્યાં. સખિઓએ તૈયાર કરેલો પુષ્પહાર પહેરાવીને દુર્ગંધને દુર કરી; તોપણ તે રાજબાગમાં પળવાર રહેવાને હઠીલી થઇ. તેના ચિત્તમાં ઠણકો લાગ્યો માત્ર થોડીજ ઘડી બાગમાં ફર્યાં, અને તત્કાળ તેઓ મહેલ તરફ રવાના થઇ ગયાં. મલકુ માલણના સમજવામાં કંઇ આવ્યું નહિ. માત્ર કુસુમબાની તબીયત બગડી ગઇ. તેથી હવા લેવાને ઠીક ન પડયું. એજ નિમિત્ત ચડયું. દેવાંગનાની માધુર્ય લીલા ટળી ગઇ. ક્રીડાઓ વિદ્યુત સમાન અલોપ થઇ ગઇ! માલણે શાહજાદાને રંગપર ચડાવતાં જે જે વાર્તા કરી હતી, તે પછી શાહજાદાએ કુંવરીને જતાં જોઇ. કુંવરીએ શાહજાદાને જોયો નહિ. પણ કદાચ આ પરોણાઓને જોવાથી તેના મનમાં કંઇ ભ્રમ થયો હોય, ને તેથી તે નાશી ગઇ હોય, એમ પણ માલણને કલ્પના થઇ!

આ વિસ્તાર જો મહારાજાની કને રજુ થયો, તો પોતાના પેટપર લાત પડવાનો ભય પેઠો. તે તુરતજ શાહજાદા પાસે ગઇ, અને સર્વ વૃતાંત જણાવ્યો. શાહજાદાએ તેને અભય વચન આપ્યું કે નંદરાજ તને કાઢી મૂકે, તો પોતે તેનું પાલન કરશે, માલણ લગાર મદમ આવી, અને બન્ને જણ અશોકનાં ઝાડ પાસેથી નીકળી, કુંજમંડપમાં આવીને કુસુમનું વર્ણન કરવા બેઠાં..............

- કુસુમનું શ્રી સૌંદર્ય જોઇને શાહજાદો છક થઇ ગયો. ગુજરાતની રાજધાની ગુમાવવી કબુલ, પણ કુસુમને વરવું, એવી પ્રતિજ્ઞા લઇ માલણને ગળે પડયો. કંઠમાંથી હીરાજડિત હાર કાઢીને માલણને આરોપ્યો. ગુજરાતનો સુબો, એક બાળકન્યા મેળવવા માટે પોતાની સત્તા અને પાણી ગુમાવીને માલણને આશરે જઇ ચડયો. કયા પ્રકારે કુસુમ રીઝે, એ પ્રશ્ન નીકળ્યો. માલણના ચિત્તમાં આ પ્રવાસીઓની જાતભાતનું ખરૂ સ્વરૂપ જાણવાને ખટકતુ હતુ, પણ પુર્ણ હાર્દ મળ્યું ન હતું. આ પ્રસંગ ઉત્તમ હતો—ગરજીકે હતો શાહજાદો કુસુમ મેળવવા માટે માલણને ગળે પડયો, ત્યારે તેણીએ તેની જાત ભાત પુછી. શાહજાદાએ ઝપકામાંજ પોતાની સત્તાનુ વર્ણન કરી દેખાડયું. પોતે ગુજરાતનો ભવિષ્યનો સુબો થશે, એમ કહીને માલણના મનમાં માન પેસાડયું. હાલનો ઉપકાર એક રાજવંશી બદલા તરીકે સ્થાપવાનો લેખ હૃદય પટપર કરી આપવા વચન આપ્યું. અને કુસુમ વિષે બનેલી હકિકત પણ જણાવી દીધી—પોતાની સ્વતંત્ર સત્તા ન હોવાથી, નંદરાજપર કંઇ બળ ન ચલાવી શકે, એમ જાહેર કર્યું. સુલતાનને વિનતી કરતાંયે નંદરાજ જેવા ક્ષત્રી મિત્રની કન્યાને

માધવરાજ, કુસુમને જોઇને અંજાઇ ગયો હતો: તેના પ્રેમાંકુરો તિવ્ર થયા હતા. તેની દ્રષ્ટિમાં અમૃતનો કુંભ ઢળ્યો હતો. જેનો સ્વાદ અંત્તર માંહિ, અને ત્યાંથી રગેરગ પ્રવેશ થયો હતો. નવીન પ્રેમજ્યોતી પ્રસરી, અને તેપણ નવા રસ ગુણની હોવાથી અજાણને આકરી થઇ પડી હતી. કુસુમનું મન વીંધાયલું હતું, તેને ભ્રમણા થઇ હતી, તેવીજ આ કુમારને થઇ હતી. કુસુમનુ અહીં વતન હતું. તેને સંભાળનાર દાસ-દાસી હતાં, પણ માધવરાજ તો મુસાફર તરીકે રહ્યો હતો, વળી તેનો બીજો હરીફ છુપા શત્રુ તરીકે સામે ઉભો હતો, એટલે પોતાની મનવેદના પ્રકટ કરી શકતો નહોતો. અંત્તરનો ભેદ અંત્તરમાં ઘોળાતો હતો.

પ્રેમનુ સુધાપાન કરનાર, અને તેને ઇન્સાફ આપનાર કોણ પરિક્ષક થયા? ખરા રત્નનો ઝવેરી કોણ નીકળ્યો, અને ખરાં મોતી ચરનાર માન સરોવરનો હંસ કોણ પંકાણો, એ કહેવાની જરૂર રહેતી નથી. પરિક્ષક તેનાં હ્રદય પારખી શકયો છે-રત્ન, માટીમાંથી થાય છે, અને મોતી, પાણીનું બંધન છે; તોપણ તેઓ પોતાના ખરા માર્ગમાં થઇને અસલ સ્થળપર સહજ રીતે જઇ શકે છે. એ શોધવું પડતું નથી. કૃત્રિમ કારીગરોની કલ્પનામાં અકુદરતી ચિત્રોનો સમાસ થઇ શકે છે, પણ અભ્યાસી હુન્નરમંદનાં મગજ કુદરતી શક્તિથીજ ઘડાયલાં હોય છે. માધવરાજનાં અંત્તરે પોતાનાં પ્રેમીના હ્રદયમાં ઘર કર્યું, અને તે એવું આબાદ તીર માર્યું, કે તેનો જખમ રૂઝાવા માટે પોતાને પુછતાંજ-શોધ કરતાંજ આવે, પણ અકુદરતી ભાવનાવાળા પ્રેમીને તો બીજાનો પ્રેમ ખરીદીને, અથવા કૃત્રિમ પ્રેમબાણથી જોર

જુલ્મે અંત્તર વીંધીને દર્દી બનાવવો પડે છે. તે દર્દી તેને વૈદ ગણીને ઔષધ લેવા આવતો નથી, પણ તે વૈદજ વૈરી રૂપે તેની દવા કરાવા જાય છે આ ઉભય પક્ષમાં કેટલો રસ–ભાવ છે, તે જોઇએ. માત્રવરાજ શાન્તપણે તક જોય છે શાહજાદાના પેચથીજ પોતે સફળ થવા ચાહે છે શાહજાદાએ માલણને નિમિત્તરૂપ બનાવી છે.

## પ્રકરણ ૧૪ મું.

### રાજતંત્રનો અભેદ્ય–રાજભેદ.

"કળિયુગ, દમયંતીના પ્રેમથી નાશીપાસ થયો, ત્યારે તેણે વેર લેવા મહાપ્રપંચ કર્યો, પણ અંત્તે ધર્મે જય થયો"

"ભારતભૂમિના કેટલાક રાજાઓએ કાવતરાં કરવામાં પોતાની બુદ્ધિનો દુરૂપયોગ ન કર્યો હોત, તો ક્ષત્રિવંશજોની પાયમાલી થઇ જાત નહિ !–"

કુસુમ વાઘેલીના મોહમાં અંજાઇને ગુજરાતનો ભવિષ્યનો શેહેનશાહ, નંદનગરનાં રાજતંત્રને તાડન કરવા મથન કરે છે. એક નીચ નારીને ઉશ્કેરીને અને એક વિશ્વાસપાત્ર તંત્રીને ફોડીને; તથા એક રૂધિર બિંદુને દેહ બનાવવાની આશા આપીને, પરમવૈશ્નવી કુમારિકાને ધર્મભ્રષ્ટ કરવા ચાહે છે.

મલકુ માલણ, શાહજાદાના શબ્દવેધથી વીંધાઇ ગઇ. તેને આશાનુ બળ આવ્યુ.. નંદરાજનો અધિકારી રાજા પોતાને વશ થયેલો જોઇને આ હલકી સ્ત્રીને ગર્વ પેદા થયો.

મોટા લોકો મતલબને ખાતર, નાનાં માણસોને છાપરે ચડાવે છે, તેથી તેઓ પોતાની ભોળાઇમાં મોટાઇનું માન લઇ બેસે છે. સ્વાર્થની નિપુણતાને તપાસ્યા વગર, અથવા પરિણામના પદને પિછાણ્યા વિનાજ તેઓ ઝપલાઇ મરે છે, પણ તેઓને પાછળથીજ અનુભવ મળે છે કે, મોટાઓનાં માન માત્ર મતલબી ને પતંગરૂપ હોય છે. સ્વાર્થ સાધ્ય થયા પછી તેઓ પિછાણવાને પણ હઠીલા થાય છે. તેમાં રાજતંત્રીઓ માટે તો આ ઉત્તમ પ્રમાણપત્ર (સર્ટીફીકેટ) છે.

ગરિબ બિચારાં મોટાની આશા મેળવીને ખંતથી કામ કરે છે ખરાં, પણ બદલા વખતે તેની નિરાશીનો પાર રહેતો નથી; અગર જો તેમણે સાત્વિકભાવે કામ કર્યું હોય, ત્યારે તો પ્રભુયે બદલો આપવાનું યોગ્ય વિચારે છે, પણ જો કાપટય અરિષ્ટતા અને દુષ્ટતા ભરેલું કામ હોય તો ઉભય પક્ષ નિષ્ફળ નીવડે છે આવા પ્રસંગે નાનાં માણસોએ ચેતીને ચાલવાની જરૂર છે મોટાંને ખસી જતાં વાર લાગતી નથી, નાનાંને સપડાઇ જતા વાર લાગતી નથી. વિજય થાય છે. ત્યારે મોટાઓ પોતાના બળીયાવર ભાગ્યનુ બ્હાનું મુકીને માન લઇ જાય છે; અને પરાજય થાય છે, ત્યારે પોતાની મુર્ખાઇને દુર કરીને, કરનારની મૂર્ખતાનું પરિણામ ગણી, તેઓને કૃપાના પાત્રમાથી વિમૂખ કરે છે.

મલ્લરાજ, નંદવાયેલાની કૃપામાથી એક અંશ નીચો ઉતરી ગયો છે, એ જાણવાનુ અપુર્ણ રહેલુ નથી. ચાવડી રાણી અને મલ્લરાજનો પ્રપંચ પ્રકટ થઇ ગયો હોવાથી તેઓનાં મન કુદરતી રીતેજ રાજ વિરૂદ્ધ થઇ ગયા છે. નંદરાજ એ વિષય કોઇપણ પ્રકારે

"અનાયાસે! હું આજે આપને મળવાને ચહાતી હતી હમણાં ઘડી પહેલાજ તમને યાદ કર્યાં હતા હવે એ આપની મદદપર, સઘળો આધાર છે."

" મલકુ? કામ કોનું કરવાનું છે? કેમકે કામ કરાવનાર બળવાન હોય તો કામ પણ બળવાન હોવું જોઇએ; ને એ બળવાન કામ સફળ થવામાં બળિષ્ટના ભાગ્યનો અંશ ભળે, એટલે કામ કરનારને બહૂ પુષ્ટિ પણ મળી શકે!'

'આજે ગુજરાતમાં જેની ફુંક ફાટે છે, ક્ષત્રી રાજાઓ જેને જોઇને કંપે છે, અને જેની સત્તાથી ગુર્જર ભૂમિ કંપે છે, એવા નામદાર સુલતાન સાહેબનું કામ છે. ગુપ્ત કાર્ય છે જોખમભરેલું છે, પણ બળવાન અને ભાગ્ય ખુલી જાય તેવું છે.'

'વાહવા! મલકુ? તું બડી ખબરદાર છે! કહી દે, હવે જે કામ હોય તે! તેમાં હું સામેલ થઇશ' મલ્લરાજનાં છેલ્લાં વાકયથી મલકુના મનનો મલકાટ વધી પડયો. બિચારી ભોળી પણ ઠગારી નારીને ખબર નથી, કે મલ્લરાજ મહાપ્રપંચી છે. મતલબી શિયાળ છે. મલ્લરાજ નાસીપાસ થવા પછી આવીજ તક શોધતો હતો, અને જ્યારે તેને અનાયાસેજ એવું મળી ગયું, તો પછી આ મદિરા મદમાં મસ્ત થયેલો માંકડો જવા દે તેમ કયાં હતો! માલણને હર્ષથી છાપરે ચડાવી.–

'શાહજાદો અહી પધારેલો છે–બાગમાં ઉતરેલો છે!'

'અહમદશાહ! અહી કેમ-કયાથી! તે ઉતરવા કેમ દીધો?'

કુસુમની શોધમાં નીકળેલો છે. કુસુમને મળવાને અધ બન્યો છે સુલતાનને કુસુમે પોતાનું જુદું નામ આપ્યું છે. નંદરાજના મિત્રનો કુંવર કહી ચાલી આવી છે. શાહને અને શાહજાદાને એ સંબંધી વિવાદ થયો છે. શાહજાદો કહે કે નંદરાયનો છે, અને તે ખાત્રી કરવા માટે અહી બહાનુ લઇને આવ્યો છે. ગુપ્ત રીતે રહેલો છે. કુસુમ એક કુમારિકા છે, એમ જોયા–જાણ્યા પછી તેને કોઇપણ પ્રકારે વરવું એમ પ્રતિજ્ઞા કરી છે–સુલતાન વરવા દે એવું નથી, પણ જો કુસુમ ખુશીથી પરણે, એવી ગોઠવણ થાય, તો શાહ મના કરનાર નથી. હવે એ ગોઠવણ કરવાનુ મારા માથાપર આવેલું છે.'

"નંદરાજા પદભ્રષ્ટ થાય, અને રાજ્યનો અધિકાર વારસ દરજ્જે ચાવડી રાણીને મળે, તથા તેની ગેરહાજરીયે તે રાજ્ય મારા હાથમાં આવે, તોજ કુસુમ મળી શકે! અરે કુસુમ તો કુસુમ, પણ ચાવડી રાણીના ગર્ભમાથી જો કન્યા નીકળે, તો તેપણ શાહજાદાને અર્પણ!"

"એ ગંજકીય બાબત છે. શાહજાદો આ વેળા સ્વતંત્ર નથી, નહિ તો તેમાં મોટી વાત નથી."

"શાહજાદો, વચન આપે, તો પ્રયત્ન કરૂં. મોટી વાત હોય તો પણ હુ એવી યુક્તિ બતાવું, કે રાજા પદભ્રષ્ટ થઇ જાય!"

"તેમ હોય તો કહો, અમલ કરાવી શકાય તો વાર શેની લાગવા દઇએ!"

"જો શાહ અને શાહજાદા વચ્ચે કુંવરી–કુવરના ભેદ વિષે વિવાદ થયો હોય, અને કુસુમબા શાહને ઠગી આવી હોય, તો પહેલો

આરોપ એજ કે, ઠગાઇ કરવા બાબત નંદરાજને પ્રપંચી ગણીને પદભૃષ્ટ કરવો, અને કુસુમને વારસામાંથી બાતલ કરવી. શાહ આ હુકમ અમલમાં લાવે, ને શાહજાદો વિદિત કરે!"

"એમાં કોઇ ભોપાળું ફૂટે તેવું તો નથી? મહેનત ને પ્રયત્ન વ્યર્થ જાય તેવું તો નથી!"

"ના. શાહજાદો અહીંથી ખબર લઇને શાહને જાહેર કરે, અને વળી નંદરાજની મગરૂરી જણાવીને અપમાન થયેલું ઠસાવી શકે, તે ઘડીના છઠ્ઠા ભાગમાં નંદરાજ પદભૃષ્ટ, અને કુસુમ વારસામાંથી બાતલ! કુસુમ વારસામાંથી રદ થઇ કે તેને ભોળવતા વાર શી! કદાચ હઠીલી થઇ તો સત્તા આગળ શાણપણ શું ચાલવાનું હતું? નંદરાજ પદભૃષ્ટ થયા પછી કુસુમ જોર શું કરશે! કદાચ બકારો કીધો, તો તેને કેદમાં નાખી, બળાત્કારે શાહજાદા સાથે લગ્ન કરાવી દઇશું. આપણે વારસદાર હકદાર તરીકે કુસુમપર સત્તા ચલાવશું, ફરજ પાડશું."

'વાહરે મલ્લરાજ! ત્યારે તો કામ ફતેહ! મરજી હોય તો શાહજાદાની રૂબરૂ મેલાપ કરાવી દઉં!'

'ભલે. તૈયાર છું. પણ ત્રીજું કોઇ વાત ન જાણે પ્રપંચ પ્રકટ ન થાય."

'તમે અહીંજ બેસો. હું બોલાવી લાવું. નિશ્ચિત રહેજો.' મલ્લરાજને કુંજમંડપમાં મુકીને મલ્લકુમાલણ, શાહજાદાને બોલાવવા ગઇ. મલ્લરાજનાં મનમા પવન વેગી તુરંગો દોડતા હતા. શાહજાદાને ઉશ્કેરીને નંદરાજપર વેર લેવાનું તે શોચતો હતો. કુસુમપર લાગેલા મશ્કમાં પોતાની મતલબ પાર પડે એ પણ સંભાવત હતું. શ્રી શોખ

પાછળ મરતાં સુધી માનવો લડે છે, તેમ આ શાહજાદો ઘેલો થઇને કુસુમ પાછળ પડે, તો નંદનગરનો ભવિષ્ય ભૂપતી પોતે થઇ જાય, આ કલ્પના પણ મલ્લરાજનાં મગજમાં પ્રવેશ થયા વિના રહી નહિ. પોતે રચેલા પ્રપંચમાં ગણું આમેલ થશે, એ તો ખાત્રી ભરેલું હતું, પણ પાછળથી તેને એક નવી શંકા ઉદ્દભવ થઇ હતી. નંદરાજ સાથે મુજફ્ફરશાહને સ્નેહ સબંધ છે, એટલે કંઇ આ નિર્જીવ અપવાદ માટે જો તેને માફી બક્ષે, તો હાથ ઘસતા રહેવુ પડે, એ વાત સત્ય હતી. નંદરાજનું કાટલું થઇ જાય, તો સઘળી શંકાનો નિવેડો આવે, પણ તેમાં શાહજાદાનો હાથ હોય, તોજ તે બની શકે, એમ મલ્લરાજે કલ્પ્યું. પ્રસંગોપાત યાદદાસ્ત તરીકે એ શંકા રજુ કરી દેવાનું પણ તેણે લક્ષ રાખ્યુ. થોડીક પળ આમ કલ્પના કરવામાં ગુજરી, એટલે શાહજાદાના આવાગમનનું દર્શન થયુ પોતે ઉઠીને સામો લેવા ગયો. માલણે અરસપરસ ભેટ કરાવી પરસ્પર વિવેક કર્યો. એક બીજા પ્રેમથી વાતો કરવા લાગ્યા. મલ્લરાજ એક કુશળ ક્ષત્રીરાજ છે, એમ માલણે અભિવદન આપ્યું. શાહજાદાની કૃપાનું પાત્ર થવાને મલ્લરાજે ખુશી બતાવી. કેટલીક આડકતરી વાતો કરીને છેવટ કુસુમના નિર્ણયપર આવ્યા. મલકુએ ટુંકમાં સઘળી વાત કહેલી તો હતી, તો પણ સારાંશ રીતે કહેવામાં આવ્યો પ્રસંગ વધી પડયો. કુસુમને પ્રેમપાત્ર તરીકે શાહજાદે કબુલી મલ્લરાજને અભયપદ આપ્યું. મલ્લરાજે કહેલી વાતો લક્ષમાં લીધી, અને કુસુમને હસ્તગત કરવા માટે ધારેલા પ્રપંચો અમલમાં મુકવા પહેલાં ચાવડીની કબુલાત લેવાનું નક્કી કીધું. મલ્લરાજે એ જોખમ માથે લીધુ, ત્યારે શાહજાદે મલ્લરાજની માગણીયો

કબુલ કરી. કુસુમ જેવી મનોહર સુંદરી આખા રજપૂતાનામાંથીએ મળે તેમ નથી, અને તેવી નીપજે એમ પણ નથી, એવું મલ્લરાજે શાહજાદાને પાકે પાયે મગજમાં ઠસાવ્યું, ત્યારે આ ઘેલો શાહજાદો બિલકુલ પ્રેમાંધ થઇ ગયો, અને મલ્લરાજના શિયાળ ભેદને ન ઓળખતાં સઘળી માગણી સ્વિકારી, હાલ તો હવામાં કિલ્લા બંધાવા લાગ્યા. નરમ જમીનપર પાયા પુરાવા માંડયા, અને કાચી ઇમારતો પણ તૈયાર થવા લાગી

શાહજાદાને, કુસુમ મેળવી દેવાનું વચન દઇને મલ્લરાજ નગરમાં ચાલ્યો. પણ જતાં જતાં તેણે નંદરાજના ધ્યાનની વાત લક્ષમાં લેવા જણાવી. શાહજાદે પુનઃભેટ પ્રસંગે વિચાર કરવા જણાવ્યું, અને બન્ને છુટા પડયા શાહજાદો, મલ્લરાજની ઢોલકીપર માંકડો બનીને નાચવા લાગ્યો, હવામાં વગર પાંખે ઉડવા લાગ્યો. માલણ ભવિષ્યની ઉથલપાથલ થવાની આગાહીમાં ઘેલી જેવી થઇ ગઇ, અને મલ્લરાજ મોતીના ચોક પુરતો ચાવડી રાણીને જઇને એકાન્તમાં મળ્યો ચાવડી રાણીએ હવે રાજા સાથે વધુ વિનોદ કરવાનું બંધ રાખેલું હતું, વળી પોતે સગર્ભા હતી, એટલે પુત્રની આશા બંધાણી હતી, નંદરાજનાં મનમાં પાછળથી શંકા ગઇ હતી, કે ચાવડી રાણીની ચાલચલણ કંઇક વાંધા ભરી છે. અને તેનો ગર્ભ વર્ણશંકર નીવડશે! નંદગીરિનો પણ આ તર્ક હતો, અને એ સ્મરણે નંદરાજનું મન ચાવડીપરથી કેવળ ઉતરી ગયું હતું. પોતે શાન્ત સ્વભાવનો અને અર્ધરાજયોગી હતો, એટલે આ સંસારી વિષયને કંઇક રૂપ આપીને તેનો જનમુખડે ચર્ચાવા ઇચ્છતો નહતો. મલ્લરાજનું પગલું

કારાગૃહમાંથી કાઢવાનું નંદરાજના મનમાં હતું, પણ ચાવડી રાણીના પ્રભાવે તે અમલમાં મૂકી શકાતું નહોતું. નંદરાજે ચાવડી તેમજ મલ્લરાજનાપર કંઇએ અંકુશ રાખેલો નહોતો. પોતે સાવચેત રેહતો'હતો. ને માત્ર મોટાઇના તેજમાંજ તપાવતો રહેલો હતો. મલ્લરાજ, ચાવડી રાણી પાસે આવ્યો મલ્લરાજના મુખડાપર કંઇક હર્ષની છાયા જોઇને ચાવડીએ તેને બનાવ્યો મલ્લરાજે સઘળી હકીકત, યથાસ્થિત કહી દીધી–તેની પ્રયુક્તિપર રાણી પ્રસન્ન થઇ ગઇ. કુસુમને વરાવવા માટે પોતે વચન દીધું, અને મલ્લરાજે રાજ માટે કરેલી ગોઠવણ પણ કબુલ રાખી–આ સઘળી કબુલાતનો પત્ર લખાવીને તુરતજ તે રાજબાગમાં પહોંચ્યો. શાહજાદાને આ વેળા સમય પ્રમાણે મલ્લરાજ જઇને મળ્યો, અને ચાવડી રાણીનો અસલ લેખ તેના હાથમાં મુક્યો, અને તેવોજ કબુલાત પત્ર શાહજાદા કનેથી લખાવી લીધો. વિશેષમાં નંદરાજની ઘાતના સંબંધમાં એવું ઠર્યું કે, મલ્લરાજે, કોઇપણ પ્રકારે નંદરાજને કેફી વસ્તુ સુંઘાડી, બેભાન કરીને અરવલ્લીના પહાડી પ્રદેશમાં પહોંચાડી દેવો, ત્યાં જે કંઇ સમયને અનુસરશે, તે કરવામાં આવશે. કાં તો નંદરાજ કનેથી, તેની ઇચ્છાનુસાર રાજ લઇ, તેનો હક મલ્લરાજને આપવામાં આવશે, અને કુસુમને શાહજાદાને અર્પણ કરવામાં આવશે. અને તેમ નહિ તો નંદરાજનો ઘાત થઇ જશે. આ પ્રપંચને પુર્ણ કરવા માટે શાહજાદાનો ફરી પત્ર આવતાં સુધી યોજવાનું મુલતવી રાખ્યું, અને મલ્લરાજ માન સહિત છુટો પડ્યો. શાહજાદાએ ફરીને અભયપદ આપ્યું, અને ચાવડી રાણીને પોતાની તરફથી નિશ્ચીંત રહેવા જણાવ્યું. માલણને રાજી કરી તેને

પણ બદલો દેવાનું વચન દીધું, અને શાહજાદો પોતાના કામમાં સફળ થયેલો સમજીને ગાંડો થઇ ગયો પોતાના ઉતારામાં. જઇને પોતાની વડાઇ અને ભાગ્યને માટે ફુલાવા લાગ્યો રાજ પ્રપંચમાં કુશળતા બતાવા લાગ્યો કુસુમને પરણીને પોતે કેવો ભાગ્યશાળી થશે, એ સર્વે બકવા લાગ્યો. દારૂના બે પ્યાલા વધુ પીવરાવીને કમાલખાંએ બનાવ્યો. માધવરાજને તેમાં સજાહ પડી. પ્રભાતમાં કુચ કરી જવાનું કહીને રંગમાં રાત ગુજારવાનું નક્કી કીધું.

નંદનગરના વાઘેલા રાજાનો આ રીતે નાશ કરવાનો પ્રયત્ન થઇ ચુક્યો, પણ પ્રભુની દરબારમાંથી તેનો વિજય પોકાર નીકળતો હતો, એટલે મુર્ખ મગતરાંના શા ભાર છે, એ તેઓ સમજતા નહોતા.

સ્કોટસ કહે છે કે, જ્યાં કુદરતનો હાથ કમ છે, ત્યાં ક્રોડ ઉપાયો નિર્બળ છે, પણ જ્યાં પ્રભુની પ્રસન્નતા છે, ત્યાં જગત ઝખ મારે છે.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### માધવરાજ અને શાહજાદાનો વિતંડાવાદ

#### કવિત.

સિંહ ભૂખ્યો રવડે વગડે મરતા સુધી ઘાસ કદિ ન ચ.,
હંસ મરે ભૂખ પીડ સહી તદપિ કદિ મોતી વિના ન મરે;
ચંદન કંચન બાળે તપાવે તથાપિય શુદ્ધપણું ન હરે,
છે કુળવાન ખરા જગમાં નહિ જાત તજી પરજાત ભળે.

ગર્ધવ અંગ ધરે શણુગાર અને કદિ કુંજર રૂપ કરો,
સાબુ થકી કરો સાફ કદિ તવ કોલસો થાય સફેદ ખરો?
કાકચને તળશો કદિ સાકર તોપણુ મિષ્ટ થશે રસ તો!
છે નીચ જાત નાહ ટળશે, હલકા ગુણુમાં હંમેશજ ભલો

---

માધવરાજના ભેદાયલા અંત્તરમાં કુસુમ ઘડી પ્રતિ ઘડી સ્મરણુ રૂપે દુખ આરી રહી હતી. સ્વપ્નમાં થયેલી ભ્રમણા કુમારને યાદ આવી. ઉપવનના તંબુમાં દૃષ્ટિ રાગ થયા પછી તેને કંઇક શંકા ઉત્પન્ન થઇ હતી. એ શંકા રાજબાગમાં વિમુક્ત થઇ. કુસુમની દૃષ્ટિમાં પણ પ્રેમના આંસુ આવ્યાં. જે મનોહર મૂર્તિનુ સ્મરણુ સ્વપ્નમાં થયું હતું, તે ઉપવનમાં ચિત્ર રૂપે થયુ, અને બગીચામાં તદ્રુપ થયું. હૃદયભેદી હંસે, પોતાનાં અંત્તર મોતીને ચરવાની જે ઝડપ નાખી છે, તે હંસને પિછાણુવાને તે બહુ તલ્પવા માંડી, પણ તત્કાળ તે ભેદ પ્રકટ કરી શકી નહિ, કુદરતેજ જાણે તેને અટકાવી હોય! કોઇ પ્રસંગે તે પોતાને કુદરતી રીતેજ મળશે, એવો અંત્તરાભાસ થયો હોય, એવાજ આવેશથી તેનું ચિત્ત શાન્તિ પામ્યું. જે વિચાર કુસુમના મનમાં હતા, તેનાજ માધવરાજના અંત્તરમાં વસ્યા હતા બન્ને પ્રેમી એકજ દર્દથી પિડાતાં હતાં ને તે રોગીનો વૈદ પણ તેઓ પરસ્પર હતાં.

કુસુમ રૂપ કમળપર બે ભ્રમરો ફરતા હતા, તેમાં એક વિજાતીય જંગલી ભ્રમર, વગર પ્રેમે માત્ર સ્વરૂપના ભેદે કરીને તડપતો હતો આકર્ષાતો હતો. કમળને તો તેનું ભાન નહોતું, પણ બળાત્કારે ભાન કરાવવાનો પ્રયત્ન કરતો હતો. આ પ્રયત્ન ખરો ભ્રમર પિછાણુતો

હતો. તે જાણવા છતાં તેને જરાયે અટકાવતો નહોતો મૂળ • ભ્રમર સમજતો હતો, કે સરળ માર્ગવાળો પ્રવાહવેગ એકદમ અટક્યા વિનાજ ચાલ્યો જશે, પણ અજાણ ભૂમિકામાં પ્રવેશ થનારો વેગ આડા–અવળા ખાબોચીયામાં ભરાઇને તૂટતો થઇ જશે એ વેગથી એક મહાનદીનો પ્રવાહ ચાલી શકવાનો નથી; મહા પ્રયત્ન છતાંયે તેમાં તે સફળ થવાનો નથી.

કુદરતે જે કાયદો ઘડેલો છે, તેમાં મૂળથીજ સંબંધ અને સંસ્કાર બંધાયલા જોવામાં આવે છે લોહચુંબકને લોખડ સાથેજ સબંધ ,રાખ્યો છે, તેવીજ રીતે એક બીજાના મળતા ગુણોથીજ પદાર્થનું સમીલન કરી રાખેલું છે. ગુણમાં કે જાતમાં ભિન્નતા માલમ પડી, કે સ્વાભાવિક રીતે તે વિપરિત ભાવ દેખાડે છે. માધવરાજ સાથ સરખાવતા શાહજાદાનો ગુણ વિભિન્ન છે, ત્યારે કુસુમના પ્રેમનો પોષક થવા જતાં, તે શી રીતે સંપુર્ણતાને પામવાનો હતો!!–

શાહજાદો, કુસુમના સ્નેહમાં ચકચુર થઇને તે ખરા ભોગી ભ્રમરાનો દાવો કરતો હતો. માધવરાજ તેના ગુપ્ત પ્રપંચથી અજાણ નહોતો, પણ તેના મનમાં પોતાને માટે વિરૂદ્ધ અસર ન થાય, અથવા તો પ્રતિસ્પર્ધી કે પક્ષકાર જેવું ન ગણાય, એ માટેજ ડહાપણ વાપરી મૌન ધરીને બેઠો હતો. શાહજાદાની દિલ્લીશાહી વાતો સાંભળતો, અને કુસમમાં કંઇ દૈવત્વ ન હોય, અને પોતાને તે ગમતી ન હોય, એમ દર્શન દેતો હતો. રાત્રિયે શાહજાદાને નિદ્રા આવતી નહતી, એટલે તે વિતંડાવાદપર ચડયો હતો. જ્યારે શાહજાદે, કુસમની કીર્તિ

ગાવા માંડી હતી, ત્યારે માધવરાજે તેની વિરૂદ્ધ પ્રત્યુતરો દેવા માંડયા હતા. એમ કરવાનાં બે કારણો હતાં પહેલું તો શાહજાદાને પ્રપંચ જાણવો હતો, ને બીજું તો પોતે અલગ રહી તેને હાથ ઘસતો કરવો હતો. મિત્ર-ધર્મનું એ કર્તવ્ય નહોતું, એ લક્ષણ પણ નહોતું; પરંતુ એક નિર્દોષ રાજાને વિના અપરાધે હેરાન કરીને, તેની નિર્દોષ બાળિકાને ધર્મભ્રષ્ટ કરવાની મિથ્યા લાલસા શાહજાદાએ રાખી હતી, ત્યારે ક્ષત્રી પુત્ર તરીકે માધવરાજનો ધર્મ હતો, કે શાહજાદાને હઠાવી, નંદરાજ તથા કુસુમને બચાવવા, સ્વાર્થ ખાતર નહિ, પણ ધર્મ ખાતરજ બચાવવા, નિર્દોષ માણસની નિર્દોષિતા માટે નુકસાનમાંથી તારવા, ને આ મહાત્માજનોને સાહ્યતા કરવા માટે માધવરાજે, શાહજાદાના પ્રપંચની ઘડાયલી યોજના જાણવાની મીષ કરી શાહજાદે કુસુમના વખાણ કરવા માંડયાં

'કયા કહું દોસ્ત, માધવરાજ! પાવેલીકી જોડી યહી જહાનમે નહિ? પરસ્તાનમેંભી નહિ!"

'મેવાડ અને માલવકન્યા ર. . . . તો ખવાસણ છે, ગુલામડી છે! તળાવનું માછલું એમજ સમજે છે, કે સાગરમાં પાણી નહિ હોય, પણ સમુદ્રની શોધ કર્યા કરી શકયું હોય! બાબરની બીલોડીને સાકરના સ્વાદની ખબર શી?'

'સચ હય! સક્કરકા સ્વાદકી તુઝકો કયા ખબર? દોસ્ત, જીસકે મોમે રસ હય, વોહીજ સક્કરકા સ્વાદકો પયચાન લેતા હય ઇન્સાફ દેતા હય!"

'તો પણ તમારે સમજી રાખવૂ કે એ સાકર તેના શોખીનના મુખડામાંજ મીઠી છે'

'ક્યા મયૈં શોખીન નહિ! અગર મુઝકો પપચાને તો ખુદ અયૈશ અયૈશ!'

'એ ઉપવનની મજાહ લેનારી મેના છે, તેઓ તમારા પ્રદેશી પિંજરામાં રહેવાની નથી. રહેવાને આવવાનીજ નથી.'

'ઉસ્કે વાસ્તે જાલ બનાઇ હય!'

'જાલમાં સપડાવવાનીજ નહિ. એ જાલની ગુંથણી તમારાથી થાય નહિ, અગર ગુથો તો ભુલ ખાધા વિના રહો નહિ!'

'અરે યાર તુ ક્યા જાને? અયસા બુલબુલકો હાથમે બહેલાયગે! મેરી જાલ કચી નહિ; તુ જાને સો રંગ હો જાય!'

'આ પંખિઓ નિરાળાં છે. તમારી જાળ નિરાળી છે.'

'સમજતા નહિ, ઔર ક્યા બકતા હય! સુન લે, મેરા નસીબ કયસા બુલંદ હય—જાલ ગુંઠના નહિ, ઔર ડાલ તોડના નહિ, આપઆપસેં મીલજાયગી લકડી તોડના નહિ, સાપકો છોડના નાહ! મલ્લરાજ કરકે નંદરાજકા સગા હય, ઔર ચાવડી ઉસ્કી 'રાણી' હય. દોનુ મીલિ હુવે બદમાશ હય! ઉસ્કો તખ્તકા વારસ હોના હય, વાઘેલી કુંવરીકો મીલા દેનેકી શરતસે વાઘેલાકો પદભ્રષ્ટ કરના હય! મયૈંને યહી ડોલ દીયા, ઉન્ને વાઘેલી મીલાનેકા બોલ દીયા. કહે દે, અબી ક્યા ચાહીયે! દેખ, યહી દસ્તખત લીખવા લીયા! મયને ડોલ દીયા!" ખત બતાવ્યું

'કુસુમનું જીવન એ માણસોના સ્વાધીનમાં છે?" માધવરાજ લેખ પત્ર લઇ બોલ્યો

'નહિ, મગર નંદરાજ નાલાયક હુવા, ઔર કુસુમ રાજકી બીન હકદાર હુઇ, જબતો રાણી માલેક હોગી. રાજાકો દેશનિકાલ કીયા

જાયગા, કુસુમ રાણીકે કબજેમેં આયગી, ફીર મુજકો યહી મીલ જાયગી !'–

"નંદરાજ દેશનિકાલ થાય કેમ ? કરનાર કોણ ?"

"શાહ–સુલતાન ! કુસુમપર તહોમત રખેગે ? શાહકો ધોકા દે કે ચલી ગઇ, ઇસ વાસ્તે ઉસકો કયદ કરેગે, ઔર નંદરાજને શાહકા અપમાન કીયા, ઇસ વાસ્તે રાજગાદીપરસે ઉઠા દેયગે, ફીર કુસુમકો કબજે કરેંગે ! શાદી કરકે મોજ કરેંગે !"

"હવામા કિલ્લા બાંધવા જેવું તો ખરૂં ! શાહ સમજે તો સારૂં, નહિ તો કમબખ્તી ! દોસ્ત ? એટલી જહેમત ખેંચવા પણ શાહે નાકબુલ કીધું તો ?"

"તો નંદરાજકો માર ડાલેગે ! ઔર કુસુમકો હાથ કરેગે ! વોહીભી દાવ ચલ રહા હય !"

"કોણ ઘાત કરશે ? કેમ કરશે ? ક્યાં કરશે ?"

"અરવલ્લીકા પહાડમેં ! નંદરાજકો પકડનીમેં ડાલકે ! મલ્લરાજ ઔર રાણીકા કાવત્રાંસે ! મયે ઔર મલ્લરાજ દોનુ મારેગે !"

"હા. એ યુકિત ઠીક છે. ત્યારે તો હવે કુસુમ તારી થશે ખરી. પણ હું એમ માનું છું, કે આંબાકેરીને રૂતુ વિના પકાવવાથી સ્વાદ આવવાની નથી. વળી આ જુલ્મનું પરિણામ આવતાં પહેલાં કંઇક નવું જુનું થયું તો ! કોણ જાણે છે કે, આપણે હઇશું કે કુસુમ હશે ? સહેલથી થાય તો ઠીક, નહિ તો કુસુમ જેવી હજારો મળી આવશે. ઘેલા મિત્ર ? તું નાહક જેહમત ખેંચે છે. વાઘેલા રાજા જેવા ભલા ભૂપતીને તું માત્ર તારા વિષય સુખ માટે

રંઝાડવાનું અઘટિત પગલું ભરી, તારી શેહેનશાહતને ડાઘ લગાડે છે. કદી કુસુમ તારે કબજે થઇ, અને તને ચાહવાને તેણે ના પાડી, અગર તેં ફરજ પાડી તોયે શું! મારીને ફળ પકવવાથી માધુરયતા મળશે? એમ કરતાં એ ક્ષત્રી બાળાએ તારો ઘાત કર્યો, ને પોતે મુઇ તો મહા જોરાવર પ્રયત્નનુ ફળ શું નીકળશે? ગમે તેવી તો પણુ ચટકી વાઘેલાની કન્યા છે. જોઇએ તેવી અબળા પણ ક્ષત્રી કન્યા છે. દોસ્ત? મારાં વેણુ યાદ આવશે! જુલ્મની વિરૂદ્ધ કીરતાર છે! તે યારી આપશે નહિ ને કંઇએ થશે નહિ. અન્યાયના પક્ષમાં એ ન્યાય મુર્તિ નહિ રહેશે 'મુજફ્ફરશાહના મિત્ર માટે આ પ્રપંચ ઘડાયલો જાહેર થશે, તો વાઘેલાને પદભ્રષ્ટ કરતાં તું કેદ થઈ જઇશ. તુ વિષયાંધી થયો છે. એટલે મારૂં કહેલું તું માન્ય કરીશજ નહિ! મને તુ કદી કંઇ સ્વાર્થી લેખીશ, અથવા કુસુમ રજપુત કન્યા હોવાથી મારી આશા એસના ઉપર હશે, એમ માનીશ તો તેમાં તું ભૂલ ખાય છે! પ્રતિજ્ઞાથી કહુ છું કે કુસુમ જો તને વરતી હોય, તે ખુશીથી તને ચાહતી હોય, તો મારે તે એક ધર્મભગની છે, પણ આ ફંદમાં ફસીને તું સારૂ ફળ ફહાડીશ નહિ!"

"રજપૂતકા બેટા હો કે મુઝકો બાયલા બનાતા હય! અયસી ચીડીયાં ઊડાનેકા કયા ગુજરાતકા શાહકો ભારી હય! ચાહુ તો મયે પલમેં ઉડા દઉં! મયેં જાનતા હું કે તું દેશાભિમાની જાત્યાભિમાનીકા તોર રખતા હય, કયુ કે મેવાડી ખાનદાનકા લડકા હય! ક્ષત્રી અચ્ચા હુવા, મગર યહી કામમેં મયેં તેરી સલ્લાહ માનતા નહિ યહી કામકો મયેં ખરાબ જાનતા નહિ. મયેંને સોગન લીયા હય,

અમર, કુસુમકા મુખડા, મેરા મુખડાસેં નહિ મીલાઉં, તહાં તક મેરા જીના પાર હરામ હય."

'બહુ સારું, ત્યારે હું તને મુબારકબાદી આપીશ. ત્યારે મારી ખોજ અજબ છે."

'ક્યા હય! તેરે વાસ્તે મેરા જાન કુરબાન હય!'

'ઘણા દિવસથી હું તારી સાથે ભટકું છું—હવે મને મારા સ્વદેશમાં જવું જોઈએ. પિતાજી વાટ જોતા હશે. ગુજરાતની સરહદપરના કિલ્લાનો બંદોબસ્ત કરવાનો છે, અને પછી રૂપનગર જવાનું છે. માત્ર એક માસની રજા હતી, અને મેવાડ પ્રાંત છોડે બહુ દિવસો થઈ ગયા છે.'

"ક્યા યહી જંગમેં તુ મદદ નહિ કરેગા?"

"તારા જેવો ગુજરાતનો રાજા, મારી મદદથી આ કુંવરી પરણે તો રાજાને કલંક નહિ?"

"અચ્છા! અચ્છા! ઠીક હય, દોસ્ત! મગર શાદીકી ધામધુમમેં તો હાજર હોના!"

"પહેલો! વગર તેડાંએ આવીશ—હવે પ્રભાત પણ થવા આવ્યું છે. તમે ગુજરાતનો માર્ગ પકડો, અને હું મારા કિલ્લાનો માર્ગ પકડું. તમે અણહિલવાડ જઈને તમારી તદબીર કરો, હું રૂપનગર જઈને પિતાજીની સેવા કરું!"

"ક્યા તુ આવાજાનેકા નહિ ભૂલેગા?

'મારી સલામ કહેજો. અને ક્ષમા મ

'બહોત અચ્છા! તેરી જયસી મરજી! મગર બોલાનેસે દેર નહિ કરના—તુરત આના!'

'ગુલામ હાજર છે! તું મહેરબાની રાખી રહેજે."

વિતંડવાદ પુર્ણ થયો. બન્ને મિત્રો ઉઠયા મલ્લરાજ અને રાણીનું લિખિત પત્ર માધવરાજ કને રહી ગયું. શાહજાદો લેવું વિસરી ગયો. કમાલખાંનો કેફ હજી મેનામા હતો. તેને ઉડાડપોડ ઘોડા તૈયાર કરવાનો હુકમ થયો. કમાલખાંએ કુચની તૈયારી કરી. પ્રેમસંગ બિચારો પાછળ પાછળ રખડતો હતો, તે પણ ગત્રીની ખબર હોવાથી આવી પહોંચ્યો. માલણુ જાગી આવી. સર્વેને યથેષ્ટ દાન દેવું હતું તે દીધું. માલણને પુર્ણ ભલામણ કરી પ્રેમસંગને પણ ખબર આપવાની ભલામણ દીધી; અને ઘોડાપર સ્વાર થતા બાગ બહાર નીકળ્યા કમાલે તોફાન મચાવ્યું, તેણે આવવાને હઠીનાઇ કરી. શાહજાદે કારણ જાણવા માગ્યું, એટલે પ્રેમસંગને મોઢે કહેવરાવ્યું, કે ચાંદબી નાયકાની છોકરી મેના સાથે લગની લાગેલી છે. શાહજાદાએ તેની સાથે પરણાવવાની આશા આપી. પ્રેમસંગને તે વિષે લવાદી નીમ્યો, અને ત્રણે જણ સુર્યનાં કર્ણ દેખાય તે પહેલાં નંદનગરની સરહદ બહાર નીકળી ગયા. શાહજાદો અને માધવરાજ સ્નેહથી છુટા પડયા. ચવડીનું દસ્તાવેજ યાદ ન આવ્યું. માધવરાજને મુદ્દો મળ્યો. શાહજાદો પ્રપંચને પોષતો અણહિલવાડ તરફ ફર્યો, અને માધવરાજ પાછો નંદનગર તરફ કુસુમનો મેળાપ કરવાને બહાને આવ્યો. પ્રેમે આકર્ષણ કીધું......

# પ્રકરણ ૧૬ મું.

---

## કુસુમના પ્રેમમાં ગુંથાયલો માધવરાજ.

જ્યાં જેનો સંબંધ છે, ત્યાં જઇ આકર્ષાય;
ચકોર ભૂપર ટળવળે, ચંદ્ર નિરખી હરખાય.

માધવરાજનું ચિત્ત ચંચળ થયું હતું, અહમદશાહના કાવત્રાનું પોકળ પ્રકટ કરવાને તે અધીરો બન્યો હતો. કુસુમનો પ્રેમી પોપટ, ઉપકારના પાંજરાને સંગાથે લઇ, પ્રેમપાઠ ભણવા ચાહ્યો હતો. મનોહર સારિકા, ઉપકારના પીંજરમાં પ્રેમથી પ્રવેશ કરવા ખુશી બતાવવાની હતી. એ બાળાની જપમાળમા માધવરાજની મનહર મુર્તિ હતી. જ્યાં સુધી તેનું અંત્તર એમ જોતું હતું, કે માધવરાજ પોતાની માતૃભૂમિકામાં છે, ત્યાં સુધી શાન્ત હતી. પણ જ્યારે તે ભૂમિ તજીને દુર નીકળવા લાગ્યો, ત્યારે કુદરતી રીતેજ તેનો આત્મા દઝાવા લાગ્યો. ભદ્રાને બોલાવી ચનવેદના કહી દીધી. ઘેલુડી બાળાને ભદ્રાએ ઠપકો આપ્યો. ચિત્રલેખાની ચતુરાઇ બતાવનાર સહિયરે, ઓખાના સ્વપ્ન માહેનો પ્રીયતમ ચીતર્યો. તેમ આ ચંચળ સાહેલીએ કુસુમના સ્વપ્નાનો કુમાર ચિત્રરૂપે બતાવવાની યોજના ઘડવા માંડી. કુસુમ તેનાં ચિન્હ કહેતી ગઇ, ભદ્રા લક્ષમાં લેતી ગઇ. આજ સુધી તો એ પુરૂષ ત્યાં બાગમાં ન હશે, પણ માલણને માહિતી હશે, તો પુછીશું, પરંતુ કદાચ માલણ ઇનકાર કરે, તો ચિત્ર બતાવી સ્મરણ જગવીશું, એટલે પત્તો મળશે, અને તેમ કરતાં ભાળ ન મળી, તો

ચિત્રદ્વારા, કોઇપણ ભૂમિકામાંથી શોધી લાવીશું. એટલી હદ સુધી ધૈર્ય આપી, અને ચિત્ર ચીતરવા માટે બે દિવસની રજા લઇને કુદ્રા મહેલ નીચે ઉતરી. કુસુમ પલંગપર પડી પડી વિરહાગ્નીને શાંન્ત કરવા માધવરાજનું સ્મરણ કરે છે, એવામાં દેવડીના સામંતે ખબર આપી કે પ્રેમસંગ બારોટની સ્ત્રી પદ્મા મળવા માટે આવે છે. કંઇ અગત્યનો સંદેશો છે, અને રૂબરૂ વિના કહેવાય તેમ નથી. કુસુમના અંતરે જાણી લીધું. પદ્માને પ્રવેશ કરવાનો હુકમ કરીને પોતે દિવાનખાનામાં આસનપર આવી બેઠી. પદ્મા પ્રેમસંગ બારોટની સ્ત્રી હતી લગાર કુટીલ હતી, કંકાસી પણ હતી, પ્રસંગની સત્તા તેના પર નહિ, પણ તેની સત્તા પ્રેમસંગપર ચાલતી હતી. સઘળી વાતે આડી હતી, પણ સ્વાર્થમાં સીધી હતી પ્રેમસંગે પોતાની સફળતા સાચી બતાવી. ચાંદબીના જલસામાંથી મળેલી અશરફી, અને શાહજાદાએ આપેલી બક્ષિસ પદ્માને બતાવી. એટલે વરઘેલી થઇ ગઇ પૈસાથી કોણ ચળીત ન થાય! –

પ્રેમસંગપર પ્યાર વધ્યો પદ્મા ખરી પ્રમદા થઇ ગઇ, અને સંસાર બરાબર ચાલશે એમ નક્કી થયું. આડા માણસની આડાઇ તો ન જાય, પણ ધનને વશ જગત છે, એટલે હાલ તો પદ્મા પતિવશ થઇ. માધવરાજ સાર્ગમાંથી પાછો ફર્યો, અને ધર્મશાળાના અધિકારી મારફતે પ્રેમસંગને મળ્યો. કુસુમને ખબર કર્યા પછી જઇ શકાય એમ હોવાથી, પ્રેમસંગની સ્ત્રી મારફત પુછાવીને કુસુમનો મેળાપ કરવાનુ માધવરાજે ચોકસ કર્યું. પ્રેમસંગને પ્રસન્ન કર્યો, એટલે તેણે પદ્માને રાજી કરી. પદ્મા

હરતે મુખડે કુસુમબાને મળવા ગઇ. આ નિામને ઓળખાણુ થઇ. પોતાની ચતુરાઇ દેખાડવાનો સમય મળ્યો, ને છાણુનો પોદળો ધૂળ સહ ઉખડે, તેમ પોતે કંઇને કંઇ મેળવીને આવશે, એમ પણુ વિચાર્યું.

પદ્માએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો કે, દાસીએ તેને પ્રેમસંગની સ્ત્રી તરીકે ઓળખાવી. પ્રેમસંગને ને તેના ધધાને કુસુમ ઓળખતી હતી, એટલે તે મનમાં તો સમજી ગઇ હતી, તોપણુ આવાગમનનું કારણુ પુછ્યું. પદ્મા કુતાવળી હતી, તોપણુ ગંભીરતાથી પ્રત્યુત્તર આપ્યો.

"બ્હેન ? આપનું ચિત્ત વ્યગ્ર લાગે છે !"

'હા; લગાર તબીયત બેચેન છે."

"અહીં આવતાં મેં એક કૌતુક જોયું—એક પિપળાપર ટળવળતી કોયલ રૂદન કરતી હતી—બેચેન હતી, પણુ પિયુને મળી, કે હર્ષથી ભેટી ને સાવધ થઇ ગઇ !" પદ્માનું માર્મિક વચન સાંભળીને કુસુમ હસી, ને ચેતી ગઇ

"તેમ શું મ્હારૂં એવું મન ધારે છે!"

"કદાચ હોય !"

"તુ કંઇ જાણે છે ?"

'મ્હેન ! કોઇ મેવાડના રૂપનગરનો કુંવર આપની મુલાકાત લેવા ચાહે છે. આપની પાસે અગત્યનું કામ હોવાથી પ્રથમ આપને મળશે, અને આપની ઇચ્છા હશે તો પિતાશ્રીને મળશે!"

'મેવાડ રાજનો કુંવર મને મળવા ઇચ્છે, અને પછીજ પિતાને મળે, એમ કેમ? તેઓએ તમારી મારફત મને સંદેશો કહેવરાવ્યો; ત્યારે તેઓ ઉતર્યાં છે ક્યાં?"

'ધર્મશાળામાં—જીવાણી આપી છે કે પોતે રાજમાર્ગ માંહે ઉતરેલા હતા.'

"રાજમાગમાં! તે રાજકુમાર ધર્મશાળામાં છે? મેવાડ રાજ માટે નંદનગરનાં ક્ષત્રી રાજગઢ નહિ હોય? ઠીક, જા. તેમને તેડી લાવ—હું ખુશીથી મળીશ!"

"વારૂ બા! ક્ષમા કરજો. તમારો સમય રોક્યો!" પણા ઉઠી.

"કંઇ નહિ! ઠકરાણી આવજો!" કુસુમ ઉભી થઇ

"દાસી, ઠકરાણીને કંઇ આપ. ઠાલી જવા ન દેવાય! એ તો દેવીના બાળક! ક્ષત્રી ઘરપર તેનો કર હોય!"

દાસીને શાનમાં કહ્યુ દાસીએ થોડી સોના મહોર આપી. પન્ના તો હરખાતી હરખાતી નમી—મળી—ભેટીને માર્ગે પડી. અને એકદમ માધવરાજને ખબર અપાવ્યા. વળી કુસુમબાએ ઉતરવા માટે કરેલો વિવેક પણ જણાવ્યો. માધવરાજને હવે નિરાંત વળી. પોતાને માનભેર જવાનું થયું. કુસુમ તરફથી સારી આશા બંધાણી. જો કે તેઓનુ જ શ્રેય કરવા જવાનું હતું, તોપણ તેમાં ભેદ હતો. બાળકન્યાને અને તે પણ રાજગઢમાં એકાન્ત મળવાનું જોખમ ભરેલું હતું, એ સર્વેનો નિર્ણય શુભ પરિણામમાં આવ્યો. તેથી કાર્ય પણ ફળિભૂત થશે, એમ કલ્પીને કુસુમ વાઘેલીના મહેલ તરફ પ્રેમસંગને સાથે લઇને અપરા ક્ષત્રી કુમારના વેશમાં માધવરાજ ચાલ્યો.

• પ્રિયતમનાં દર્શનની રાહ જોતી પ્રિયતમા કુસુમ અધીરી થઇ હતી. ચંદ્રનું દર્શન કરવાને ચકોરી તડપતી હતી દેવકાર્ય કરીને શંકર લટકતા લટકતા આવતા જોઇ પાર્વતીને આનંદ વાધે, મોહ વાધે, તેમ કુસુમના અંતરમાં ઉમળકો આવતો હતો. ઓખા—અનિરૂધ્ધ પેઠે કુસુમ, માધવરાજની વાટ જોતી હતી. માધવરાજની પરોણાગત કયા પ્રકારે કરવી, એની સઘળી ગોઠવણ દાસીને કરવાને સમજાવી હતી. કુસુમ શ્રૃંગાર સજી અલંકાર ધારણ કરીને બારિના ચકમાથી માર્ગપર નજર કરે, ત્યાં માધવરાજ જે પોતાના હૈડાંના હાર તરીકે ગણાયલો છે, જે અંતર અભેદી પરમાત્મા તરીકે પુજાયલો છે, અને જેને પ્રેમજીવન અર્પી ચુકી છે, એવા યુવાન બહાદુર હસતા મુખડાવાલા ને લાયક કુમારને નિહાળ્યો. ચિત્તનું ચિન્તવન ખરૂ પડયું. અનાયાસે પ્રિય ભરથારની ભેટ થઇ. ક્ષત્રીના જુના રિવાજની મર્યાદા છોડીને, અને યુવાનીનો ભેદ કે જનાનાની શરમ દુર કરીને, પોતે જાતે માધવરાજને દિવાનખાનાના દરવાજા પાસે લેવા ગઇ. માધવરાજને દરવાજા પાસે કોઇ અટકાવે નહિ, પણ માનથી પ્રવેશ કરાવે, એવી ગોઠવણ કરી હતી, તે પ્રમાણે સામંતે તેને દાખલ કર્યો. દાસી ઉપર લઇ આવી, અને દિવાનખાનાની નજીક આવતાંજ કુસુમબાએ પુર્ણ ઠાઠમાઠથી તેને વધાવી લીધા. અંદર માન સહિત લઇ લીધા. કુસુમનો ભપકો અને દિવાનખાનાની રચનામાં માધવરાજ તો અંજાઇ ગયો. પ્રેમનાં ઝરણાં ઝરતાં હતાં તેમાં શિતલતા વધવાથી અટકી પડયાં—થભી ગયાં—કુસુમ શરમના શેરડાથી ઢંકાઇ ગઇ માધવરાજ મુર્છામાં મુઝાઇ ગયો. પરસ્પરે

આરસપહાણના પૂતળાં પેઠે આડી નજરે કંઇ કંઇ જોતાં જોતાં બેસી ગયાં. દાસી જળનો લોટો, પાનસોપારી, મુખવાસ લાવી આગલ ધરીને ચાલી ગઇ, કુસુમને બોલવાની તક આપી હસતી હસતી દોડી ગઇ.

'ગરીબનું જળ પવિત્ર કરશો ?' સુંદર સારંગીના કોમળ તારમાંથી મધુર અવાજ નીકળે, તેમ કુસુમના મનોહર મુખડામાંથી કંઠતારદ્વારા જળ પીવાના સુંદર શબ્દો નીકળ્યા. માધવરાજે નમીને જળ પીધું અ જાયલો ભરમાયલો બાળુરાજા કંઇ બોલી શકયો નહિ કુસુમ તેની પ્રત્યે ટગર ટગર જોઇ રહી. તેનો ચ્હેરો, તેની ચેષ્ટા, તેના અભિનય, તેની કલ્પના, તેના ગુણ અને તેનુ પરાક્રમ થોડીવાર સુધી નિહાળ્યા કરી, શરમાળ કુંવરે કંઇ પ્રશ્ન ન કર્યો, ત્યારે પોતેજ પ્રસંગ કહાડયો.

'મેવાડ કુમારે મારીપર કૃપા કરી !' કુસુમ નમ્રતાથી બોલી.

'મારા ધર્મે મને અહીં મોકલ્યો છે, બાળા ?' માધવે કહ્યું.

'ધર્મ સમજનારા આજના ક્ષત્રીવંશજો થોડા—છતાંયે આપ ધર્મ સમજીને આવ્યા, એ મારાપર, ક્ષત્રી જાતપર અને કુળ ધર્મપર ઓછો ઉપકાર કર્યો નથી. હુ બહુજ આનંદ પામી. તમારા જેવા ધર્મપરાયણ કુમારનું મારે ત્યાં આગમન સાંભળી અત્યાનંદ થયો ! આપે અહીં ઉતરવું જોઇતુ હતું. રાજકુમારનો સત્કાર રાજદરબારમાંજ થઇ શકે. મારા પિતા આપને સંપુર્ણ સન્માન આપત; ઉત્તમ આતિથ્ય કરત !"

'આપ પણ તેજ છો ! મારા અહીં આવવાથી આપને કશી હરકત કે અગવડ તો નથી ?'–

જરા પણ નહિ મારા અંતરને વધારે આનંદ થયો. મ્હારી કહેવાની મતલબ કે મ્હારા પિતા સમાન ભાવનાવાળા છે."

'એમ સમજીનેજ હું આવ્યો છું. મારા ધર્મે મને પ્રેર્યો છે હું આપના પિતાનેજ પ્રથમ મળત, પણ મારા મેલાપથી તેમને ખુશી થવા ઉપરાંત ગ્લાની વધારે થાત, એમ જાણીને—'

"ગ્લાની ! આપના જેવા કુળવાન કુમારના પધારવાથી ? હોય નહિ ! મારા પિતા સમાન ભાવનાવાળા છે, મેવાડી રજપૂતના જેવા તો નહિ પણ કંઇક ટેકમાં મળતા છે"

'તોપણ પ્રસંગ એવો કુઢંગો છે એટલે એકદમ મળવું યોગ્ય વિચાર્યું નથી. મારી ભૂલ હોય તો પાછળથી મને દર્શાવજો.'

'આપ રાજબાગમાં ઉતરેલા હશો ખરા !'

'હા.........' બોલતાં અચકાઇ ગયો. થંભી ગયો.

'શરમાશો નહિ ! અંતરભેદી અભેદ્ય વસ્તુ છે, તેને કોઇ રોકી શકે નહિ !' કુસુમે ભેદમાં નિર્ણય કર્યો.'

'આપ આવા કેળવાયલા, શુદ્ધ વિચારનાં, ને સાત્વિક ભાવનાવાળાં અભેદ્યને ન ઓળખો, તો દેવી કોણ કહે ?'

'આપને માટેજ શરમ છોડી છે ! ક્ષત્રી બાળાની લજ્જાનું લોપન કર્યું છે, પણ પ્રેમી અંતર કોણ જાણે કેવુ લાજ વગરનુ હશે ?'

"હુ ધારૂ છું કે બાગમાં તમે શરમાઇ ગયાં !"

'ના મ્હારી તબીયત બગડી ગઇ. મહાત્માની દૃષ્ટિ તીવ્ર હોય છે, તે મારા જેવી કોમળ બાળકીથી સંખાય નહિ"—

'મારી દૃષ્ટિમાં એટલો વિકાર જોયો?'

'ના, ગડયો પ્રેમવિકાર એવો છે, તમે કે હું અથવા કોઈ પરવશ પડે, એટલે તેમાં તેનો શો દોષ?'

'તમને તો ત્યારે સારવાર કરનાર મળ્યાં, કદી અમે ફસી પડયા હોય તો પ્રદેશમાં કોણ?'

'જેપણું ન હોય તો અમે!'

'અજાણ પ્રદેશમાં આપનો પણ ભરૂંસો નહિં, પછી નિર્મૂળ આશાપર કેમ સ્વાર થઈ શકાય!'

'હમણાં કોણે પ્રેર્યા?'

'પ્રયોજને!'

'વિસ્તારશો? તમે થાકેલા હશો, જોઈએ તો અગોળ કરો. ભોજન લહો, અને પછી નિરાંતે વાત! શરમાશો નહિ મુઝાશો નહિ. પરાયું ગણશો નહિ! ભય રાખશો નહિ! મારા પિતા તમને પુજશે. તમારો સત્કાર કરશે મારે ત્યાં ઉતરેલા છતાંયે તમારૂં આતિથ્ય કરશે. મારાપર તેમનો વિશ્વાસ છે. નીતિ-રીતિ ને ટેક માટે મને વિશ્વાસ પાત્ર ગણી છે, એટલે વિકાર આવશે નહિ! તમને પરખીનેજ મેં હૃદયની વાચ્છનાઓ છુટી કરી છે. તમે ધર્માત્ર છો, એમ માનીને મેં મારો ધર્મ બજાવવા માંડયો છે. કહો શી ઇચ્છા છે?" કુસુમે માધવનાજને શબ્દ-પાનથીજ સતોષી કરી દીધા.

"મારી હકિકત જાણશો, ત્યારે આપ મને તુરત રજા આપશો. સાંભળો, હું તમારા દીલને કદાચ ખેદ કરનાર થઈ પડીશ."

"તમે મ્હારા શુભેચ્છક છો, એટલે અમારૂં ભલુંજ થયેલું જોઈ શકશો. ભલા ક્ષત્રી કુવરો ભલુંજ કરીને જય પામશે"

"પ્રથમ હું મારી પિછાણ મારેજ મુખડે કરાવું છું. હું મેવાડ પ્રાંતના રૂપનગરના રાજા રણધીરસિંહનો કુમાર માધવરાજ છું. અમારી જાગીર ગુજરાતની સરહદપર આવેલી છે. ગુજરાતના સુલતાનના શાહજાદા સાથે મારે મિત્રતા બંધાણી હતી, એટલે હું તેની સાથે પ્રાંતમાં ફરતો હતો."

"ત્યાર તો નંદનગરનાં ઉપવનમાંહે શાહના તંબુમાં તમે હોવા જોઇએ."

"હા. તમારા જેવા બહાદુર યોદ્ધાને નિહાળવાની મને તક મળી નથી." કુસુમ હસી. માધવરાજે વાત આગલ ચલાવી.

"આપના વિષે શંકા ગઇ. તમે બાળા છો, એમ ઠર્યું. વાઘેલાના મિત્ર કુમાર તે આપજ, એમ શાહજાદે ઠરાવ્યું, ને તેની ખાત્રી કરવા શાહની કનેથી રજા લઇ, એ ગાંડો શાહજાદો અહીં આવ્યો. પછી સાથે મને પણ ઘસડી લાવ્યો."

"ઠીકજ થયું તો! નહિ તો આપણો મેળાપ ન થાત. તમે જે ધર્મ બજાવવા ચાલ્યા, તે ન બજી શકત. પ્રભુનો પાડ માનો, રાજ?" કુસુમે હસતાં હસતાં ટકોર કરી.

'હા. પણ તેમાંથી વિપરિત પરિણામ આવ્યું. અમે બગીચામાં છુપી રીતે રહ્યા, ત્યાં તમોને તેણે જોઇ–'

'અને તમે ક્યાં આંખ મીંચી રહ્યા હતાં જે!'—

'હા મેં પણ નિરખ્યાં! મ્હારો અપરાધ થયો, તે માટે હું ક્ષમા ચાહું છું–'

'ના. એમ ક્ષમા નહિ અપાય. શિક્ષા કરવી પડશે.'

'આપનાજ આશરામાં છે, જેવી ઇચ્છા !'

'હાલ તમારી વાત આગળ ચલાવો–'

'આપના મનોહર કમળને તેને બાણથી ઘાયલ કર્યો. તેણે પ્રતિજ્ઞા કરી કે આપને વરવું !'

'સિંહણના દરમાં બકરાંએ હાથ નાખ્યો ?' કુસુમ હસી પડી.

'ખરેજ ! મુર્ખને બહુ સમજાવ્યો, ત્યારે જાતપર ગયો. મારો મિત્ર પણ—'

'કુજાત મિત્ર કેવા ? સાકર સાથે કોવચનું બીજ ક્યાંથી !'

'બગીચામાં થોર અને કેળ સાથેજ રહે છે, તેથી શું ?'

'વારૂ પછી પ્રતિજ્ઞાને કેમ ઉથાલી ?'

'તેણે દુરૂપયોગ કર્યો. તમારી નવી માતા ચાવડી રાણી અને મલ્લરાજને મળીને કાવતરૂં રચ્યું છે.'

'કાવતરૂં ! બીજી વખતનો મહા પ્રપંચ ! ધિઃકાર પડજો, એવી ક્ષત્રી જનેતાએ જન્મ આપ્યો તેને !'

'આપને ધર્મભ્રષ્ટ કરનાર છે, પિતાને દેશપાર કરનાર છે બિલાડીને સિંકાં તોડી દુધ પીવું છે !'–

"આ સઘળો પ્રપંચ રાજબાગમાં થયો ? કોની મારફત !"

"હાલ કંઇ વિચાર ન કરશો પ્રભુ ભલુંજ કરશે. શાન્ત રહેજો ધૈર્ય ધરજો એ સઘળું માલણ અને મલ્લરાજ મારફત થયું છે વાઘેલા રાજાને કેદ કરાવવા, અને વારસો ચાવડીને દેવો. આપને શાહજાદાની બીબી બનાવવી, ને આખરે મલ્લરાજે વારસ થવું."

"એ બધું ગુજરાતનો સુલતાન કરશે કે ?"

"ના. કરશે, કિરતાર! શાહજાદાને ઉમેદ છે. પણ તે હવા સાથે હિલ્લો બાધે છે. કહેવાની મતલબ એ છે કે તમારે પિતાને સાવચેત કરવા. નિર્ણય કરવો નહિ મેં કહેલી વાત તેમને કેહવાથી તેમનું વૃદ્ધ હાડ દુઃખ પામશે. થવુ કિરતારને હાથ છે. પણ તેનું ચિત્ત ચળિત થશે. ગુજરાતની દશા નબળી છે. વાઘેલા કૂળની પડતી છે, તેમાં વૃદ્ધ રાજા નબળાઇથી રોગી થઇ જશે. તમે બેફિકર રહેજો. શાહજાદો મારો મિત્ર ભાઇ છે, પણ મારો ક્ષત્રી ધર્મ મારો સગો બાપ છે. જ્યાં સુધી આ મેવાડી ક્ષત્રીમાં લોહી હશે, ત્યાં સુધી આપના જેવી સુશીલ કુમારીને, કે નંદરાજ વાઘેલા જેવા પરમ વૈષ્ણવરાજનો વાંકો વાળ થવા દેનાર નથી. મુરખ મગતરાએ સૂર્યતેજ હણવા ધાર્યું, તો શું કર્યું! મુર્ખાઇ!!!"

'માધવરાજ! તમે જેવા ક્ષત્રી વીર હજારો થવા પામજો. ધન્ય છે તમારી જનેતાને! ધન્ય છે, તમારા વીરત્વને! રખે શાહ ફરી જાય! રખે અમે હેરાન થઇએ! પિતાને વાત કરૂં! બોલાવુ!

'હું જાઉ પછી! પણ તેમાં તમારૂં ભલું નથી વાત ચર્ચાઇ જશે. દગો થશે હું પણ આફતમાં આવીશ.'

'ત્યારે શું કરવુ?'

'હુ ગુજરાતની સરહદનર છુ શાહજાદો જે કઇ કરશે, કે જે કઇ ઉપાય યોજશે, તેમાં પહેલી સલાહ મારી લ્હેશે. તે મારો મિત્ર જો કંઇ અનિષ્ટ કરવા ચાહશે, તો હું વચ્ચે પડીને અટકાવીશ ધર્મ બજાવતાં, નીતિથી વર્તતાં કદી મને મારો પ્રાણ જોખમમાં નાખવો પડશે, તો નાખીશ, પણ તમને અને તમારા પિતાને હું બચાવીશ.

અંતે મારી રાજધાની જનારિ પાળીશ, પણ ક્ષત્રી ટેકવાળા વાઘેલા રાજાને આંચ આવવા નહિ દઈશ."

'આહા! અમારાપર કેટલો ઉપકાર! શું તમે નહોત તો અમે નિર્દોષ જીવડાં ઘાતકી પશુનો ભોગ થઇ ન જાત! ધન્ય માધવરાજ! ધન્ય! હવે તમારા કરતાં વધારે પ્રવીણ ને પરાક્રમી પતિ ક્યાં શોધી શકાય! નંદ વાઘેલો પોતાની લાડકડી પુત્રી માટે ઘર બેઠે આવેલો યોગ્ય જમાઇ મુકીને ક્યાં શોધવા જશે?'–કુસુમ એટલું બોલી ને મલકાણી. પ્રેમગુંથનની ગુંથણી ગુંથવામાં ચતુરાને ચંચળ થયેલી જાણી.

'મને રજા આપો તો?'–

'પિતાને મળવા આવ્યા છો, કે પ્રીતિનું ચેટક લગાડી ચિત્ત ચોરવા માટે? અમે કંઇ ચોર નથી, ઠગારાં કે ધૂતારાં નથી. અજાણ છીએ. ગરીબ ગાય જેવાં ગમાર છીએ. અમને તમારાં અમૃત સરખાં વેણનું પાન તો કરવા દો. અમને તમારા અનુભવની કેળવણી તો લ્હેવા દો! અમને તમારી મોટાઇનો લ્હાવો તો લ્હેવા દો! અમને તમારા દર્શનનો લાભ તો લ્હેવા દો! અમને તમારી પ્રેમભક્તિની પ્રસાદી તો લ્હેવા દો! અમને યોગ્ય અતિથીનું આતિથ્ય તો કરવા દો! બેસો, એમ ઉતાવળા શું થયા! પિતાને મળો! પ્રિયાનો પ્રેમ જુવો! ને પછી પધારો!' કુસુમે હસ્ત દાબીને માધવરાજને વેત્રાસન ઉપર પોતાની નજીક બેસાડયો તે હર્ષથી બેઠો. શરમાઇને બેઠો. નાજુક નાજુકડીના નખરાં આગળ લાચાર થઇને બેઠો બેઠો પણ વલી ફરીને ઉઠયો.

"બાળા! રાત્રી છે, માટે મને જવા દો! તમે એકલાં છો, એટલે મને ન રોકો! એમ હશે, તો હું સવારે આવીશ."

"ફરીને એ ચિન્તા કરી ! મે કહ્યુ કે મારા પિતા પોતાનું કુન્દન પારખી શકયા છે. તેઓમાં મારા સંબંધી દઢ ને પવિત્રપણાનો સદ્‌વિચાર છે તમે પવિત્ર છો, હુ પવિત્ર છું, પછી વાંધો શું ! મૂર્ખ છે લોકો કે પાવત્રતા છતાં ખોટો પડદો રાખે છે ! મનની પવિત્રાઇ એજ ઘૂમટો છે, પછી ઘૂમટામા ધાલમેલ કરીને નામ બદનામ કરવું તે શુ ? રાજ ? નહિ જવાય ! ગરીબનું ભોજન પણ લેવુ પડશે શ્રી કૃષ્ણે વિદુરજીની ભાજી પણ સ્વિકારી હતી. મૂળ સ્વપ્નનુ સ્મરણ કરાવ્યું. ભ્રમર કમળમાં લપટાયો કુમાર જવાનુ ભાન ભૂલી ગયો ઉભય જોડાં પ્રેમ-સાગરનો માર્ગ જોવા લાગ્યાં. સત્કાર ને સ્નેહમાં રાત્રી ગુજારવા લાગ્યા સોનામાં કુન્દન જડાયુ સમુદ્રમાં સરિતા ભળી. દુધમાં સાકર મળી. પ્રેમમાં પ્રેમ ગુંથાયો અને જીવનમાં જીવન જડાઇ ગયુ.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### પ્રેમસાગરના કિનારાપર.

"જગતમાં-જોડી મળે નહિ એક !"

" રાજબાળા ? ખરેજ જગતમા એક પણ જોડી જણાતી નથી. કંઇક રૂપમાં, કંઇક રંગમાં, કંઇક જાતમાં, કંઇક ભાતમાં, કંઇક ગુણમાં, કંઇક બુદ્ધિમાં, કંઇક પ્રકૃતિમાં, એમ અનેક કારણોની વિભીન્નતા રહેલી છે પ્રેમસાગરના કિનારાપર પહોંચવાને, સદ્‌ભાવનાના જે નાવમાં નિવાસ કરવાનો હોય છે, એ નાવ યોગિયોનેજ મળે છે. પ્રેમયોગિયો જ્યારે પ્રેમસાગરમા ઝપલાઇને જીવન અર્પવાની પ્રતિજ્ઞા

કરી હઠયોગ ધારણ કરે છે, ત્યારેજ તેને પ્રેમજીવન, પ્રાણ–જીવનની ભેટ થાય છે. કિનારાપર આવી ચડે છે. સુદર્શન નિહાળી શકે છે. સ્નેહાબ્ધિ તરવાનું કામ, ભવાબ્ધિ તરવા જેવું છે. દૃઢતા ધૈર્યતા ને મહત્તાની પાવડીઓ પાસે રાખીને પ્રેમ ખલાસી બની, હાથેજ હલેસા મારવાં જોઇએ છે. ખડકપર અથડી ન જવાય, તોફાનમાં સપડાઇ ન જવાય, હુન્નરમાં ગફલત ન ખવાય, જળ અને નાવનો સંબંધ વિફળ થઇ ન જાય, એ સંભાળ રાખવી જોઇએ છે. મહાન તરંગો, નાવને ઉન્નત કરીને, અનાધાર સ્થિતિમાં મુકે છે. એ વેળાએ ચંચળ ને હિમ્મતવાન ખલાસીએ પોતાની વિવેક બુદ્ધિની પ્રબળતા ચલાવી ચાપલ્યતાનો સદુપયોગ કરવાનો છે. પ્રેમ–સાગરનાં અલૌકિક સુખ મળે, તો તેના જેવુ જીવન સુખ નથી. આરોગ્યતાનું મૂળ, તે પ્રેમી હવા છે. પ્રેમની શાખા કોમળ છતાં ચીવડ છે, તોપણ તેને તૂટતાં વાર લાગતી નથી, અગર જો તેને પોપવામાં આવે, તો એ ઝાડનાં જડ ઘાલેલાં મૂળીયા સદાયકાળ દટાયલાં રહે છે. પ્રેમ–પુષ્પની મીઠી સુગંધીનો પરિમળ લેનાર, સ્વર્ગનાં સુખ કરતાં અધિક ભાગ્યવંત ગણાવો જોઇએ. સુંદરી ? આ સુખ મેળવવું બાહુલ્ય નથી. મનુષ્ય માત્ર, એ સુખનો સતત અધિકારી થઇ શકે છે. તે જ્ઞાતા છે. ભોક્તા છે. પરિક્ષક છે. પ્રવેશક છે. મૌન પ્રાણીમાં આ વાસના રહેલી છે, પણ તે પ્રાણીઓ દૃષ્યરહિત છે. મનુષ્ય જાત મહાભોક્તા છે, પરંતુ મહાવિઘ્નો પ્રસાર કરવાથીજ ગળી શકે છે."

"મુગ્ધ બાળિકાઓને આ ઉપદેશ આકરો થઇ પડશે. પ્રેમપંથમાં પ્રવેશ કરનારને આ વિસ્તરણ વિકટ લાગશે. અમે અજાણ–બાળક

માત્ર પ્રેમપ્રસાદી લઇને આનંદ પામીયે. પ્રેમ–પુજનમાં સમજીયે નહિ. પ્રેમ મુર્તિને પિછાણી શકીયે નહિ! પ્રેમસાગર જોયેલો કે જાણેલોજ નહિ, પછી પ્રવેશ કરીએ કેમ? હલેસાં મારીએ કેમ! નાવમાં બેસવાની શુદ્ધિ નહિ, ત્યારે તરંગોને ઓળખીને સમય સંભાળીયે કેમ? વહાણવટીઓને વળગીશું તેની કનેથી શિક્ષણ લઇશું. તેને પોતાના કરીને વિશ્વાશ મેળવીશું, ત્યારે અનુભવી થઇશુ. ગુરૂ વિના જ્ઞાન નહિ, અનુભવ વિના ભાન નહિ. રણયુદ્ધના શોખીનને શસ્ત્ર વહાલાં છે. પ્રેમ–સાગરના શોખીનને નાવ વહાલાં છે અમને કંઇક સમજાવો, કંઇક બતાવો, પ્રેમ–પંથની વાટ ઓળખાવો, પ્રેમ–સાગરનો કિનારો દેખાડો. પ્રેમાબ્ધિમાં પ્રથમ તો પવિત્ર સ્નાન કરાવો, અને પછી પ્રવાસમાં ફેરાવો! આપ પ્રેમમુર્ત્તિ છો, અમે તમારાં ભકતજન છીએ! પ્રેમયોગીઓ નિસ્પૃહી છે, તો પણ ભકતજનને પાર તારવાની જંજાળ વ્હોરી લ્હે છે. તને તેઓ ધર્મ સમજે છે. તમારે હવે ધમ બજાવવો જોઇશે. પરમભકિતણીને પ્રેમસાગરનો લ્હાવો લેવડાવવો જોઇશે."

"બાળા? હું પોતે અજાણ છુ. જેમ તમે તેમ મેં આ પ્રવાસમાંજ પ્રેમપથ જોયો છે, પણ તેમાં–

'કંઇ ગમ્મત પડી? કંઇ રસ મળ્યો? કંઇ સ્વાદ લાગ્યો? પ્રેમ–પુષ્પની સુગંધી કેવી?'

'ભ્રમરની અવસ્થા થાય તેમ!'

'સુખ કેવું?'

'સ્વર્ગીય! માત્ર ઉચ્ચ પુષ્પજાતમાંજ."

'ઉચ્ચ અને નીચ પુષ્પનો અનુભવ મળ્યો હોવો જોઈએ'

'આ પ્રવાસમાં કંઈક જોયું !'

'વિસ્તારશો ?'

'હા. અસારી સાથે કમાલખાં સિપાઈ શોખીન હતો નગર બહાર ચાંદબી નામની નાયકા છે, તેની પુત્રી મેના વિષે બહુ રૂપ-કંઠની તારીફ થાય છે, તેનો કમાલ પ્રત્યે પ્રેમ જોયો-અને બીજો આપના જેવા ગુલાબ પુષ્પનો પ્રેમ-પેલા રાજ બગીચામાં-!'

'પ્રેમ દૃષ્ટિએ આપે જોયો-હવે અનુભવ્યો-કહો કંઈ મજા ખરી ?'

'ભય ખરો !'

'સાત્વિક ભાવનાવાળા પ્રેમમા ભય શો ! એ તો નિર્ભય છે, નિષ્કલંકી છે, નિર્દોષ છે, નિરોગી છે, નિસ્પૃહી છે, નિરાકાર છે, નિરંકુશ છે-'

'બસ-બસ-બસ-સુંદરી ? તમે તો શબ્દશાસ્ત્રમાં નિપુણ-પરિપુર્ણ અભ્યાસી જણાઓ છો ! પ્રેમપાઠ ભણેલાં લાગો છો ! પ્રેમ સાગરનો કિનારો જોવાની હવે જરૂર રહી લાગતી નથી.'

'હું હવે એટલું પૂચ્છું છું કે, તમે પ્રેમપુષ્પમાં, પ્રેમસાગરમાં ને પ્રેમશાસ્ત્રમાં શું શું જોયુ ?'

સુંદરતા જોઈ ! માધુર્યતા જોઈ ! પ્રેમશક્તિ ને પ્રાબલ્યતા જોઈ ! પ્રાગલ્ભ્યતા જોઈ ! આનંદ જોયો ! નિર્વિકારી સુખ જોયુ ! શુદ્ધાત્મા જોયો ! પરાગ જોયો ! કોમળતા જોઈ ! માયા જોઈ ! આકર્ષણ શક્તિ જોઈ ! સ્વર્ગ જોયું ! શુદ્ધચિત્તે સ્વર્ગિય શુદ્ધતા જોઈ ! પ્રેમતંતુઓથી

બનેલી જાળ જોઇ ! પ્રેમીકીડાઓ, ક્રીડા કરતા–રમણ કરતા જોયા ! પ્રેમસાગર જોયો ! ઝેરી જળચરો આનંદમાં મ્હાલતા જોયા ! જીવન અર્પીને તરંગમાં ડોલતા ઉડતા જોયા ! સર્વત્ર રીતે પ્રેમીપંથમાં પ્રવાસ કરતા થકિત થયેલા છતાં આનંદની લ્હેકી લેતા જણાયા, પણ કોઇ પાર તર્યા હોય, સંપુર્ણતાને પાત્ર થયા હોય, અશુદ્ધ બહાર નીકળી સ્વધામને પહોંચી વળ્યા હોય, એમ મેં ન જોયુ ! જો જોડી હોત તો કિનારે પહોંચત, પણ જોડી ન જોઇ ! માર્ગમાં અનેક વિઘ્નો હતાં, એટલે શક્તિ પ્રમાણે, સંબંધ પ્રમાણે, યોગ સંસ્કાર પ્રમાણે, પ્રયોગ પ્રમાણે, વિખુટાં પડી, ગયાં, વિખરાઇ ગયાં ! સાધ્વી ? સુસંગી દમ્પતીની કોઇક જોડી પાર તરી ! પ્રેમયોગીનાં ટોળામાં કંઇક સંસાર સાગરમાં ડુબી મુવા, કોઇક વિશ્વસરિતામાં ઘસડાઇ ગયા, અને કોઇક અપુર્ણ વાસનાએ જીવનગત થઇ ગયા કહો હવે કંઇ પુછવું છે ?”

'મધ્યરાત્રી વીતી ગઇ ! આનંદ નિર્ભયપણે નિદ્રા લહો !'

'મને નિદ્રા નહિ આવે, કેમકે ચિત્ત વ્યગ્ર છે જો આપને હવે યોગ્ય લાગે, તો મને પંથે પડવાની રજા આપો ! રાત્રી ઉજ્જ્વળ છે. શીતળ માર્ગે હું પ્રભાત થતાં સ્થાને પહોંચી જઇશ. અત્યાર સુધી હું નિર્ભય હતો, હવે મન કહે છે, કે આ સ્થળ તજી જવુ; તેમાંજ શાન્તિ સમાયેલી છે.'

'કુમાર ? સદા નિર્ભય ચિત્ત રાખીનેજ અહી વાસો કરજો તમારા નેત્રમાં નિદ્રાદેવીએ ગૃહરાજય સ્થાપન કર્યું છે. ભય રાખશો નહિ ! હુ હવે તમારીજ છું ! તમારૂં માટે હું જાગૃત રહીશ. તમારૂ રક્ષણ પ્રભુ કરશે, તમારી હું ચોકી કરીશ–પંથે પડવાની વાતનો આ સમયે ... નથી'

'બાળા ? આપની પ્રેમવાંચ્છના જોઇ, મ્હારા પવિત્ર અંતઃકરણમાં નિશ્ચય થાય છે, કે હુ નિર્ભય છુ; તથાપિ મને શંકા છે, કે મેં એકાએક અહીં પ્રવેશ કર્યો છે. આપના વચન પ્રમાણે મ્હારે ભયનો ત્યાગ કરવો જોઇએ, પણ અંત્તરાત્મા હઠીલો થયો છે.'

'ના–નહિ જવા દઉં ! હવે તમારે હઠીલા ન થવું ! આ ક્ષત્રીબાળાપર વિશ્વાસ મુકવો. ભયનો ત્યાગ કરવો. શુદ્ધાત્મા સાક્ષીભૂત છે. શંકાનું સ્વસ્થ રીતે નિવાર્ણ થશે. પ્રભુને ત્યાં અન્યાય નથી. ન્યાયનું પગલું પવિત્ર છે. હું ઇચ્છું છું કે પ્રભાતમાં આપને રજા આપીશ. પિતાની મુલાકાત કરાવીશ. આપને પ્રેમ સંપાદન, કરાવીશ નિર્ભય કરીશ, અને માન સહિત રવાના કરીશ, કે પુનઃદર્શન વેળા અનેક પ્રકારનાં માન મેળવો.'

'આપના અત્યાગ્રહનો હું વિચ્છેદ કરતો નથી, પણ કદાચ મ્હારે લીધે તમને વેઠવું પડે ! પવિત્ર મૂર્તિપર વિકારી ડાઘ લગાડવાનો પ્રયત્ન થાય !'

'મને કોઇની કશી દરકાર નથી. આ પવિત્ર મૂર્તિના પવિત્ર હૃદયમાં હું શુદ્ધ ને સુશીલ હઇશ તો પુર્ણ છે.'

'સંભાળજો, બાળા ? દૃઢતા રાખજો. વિહ્વલ ન થશો. સુર્યનો તેજસ્વી પડછાયો જોઇને સુર્યનીજ ગણના કરશો નહિ ! અનુરાગી થઇને આંધળાં થશો નહિ ! મારા જેવા ગરજાઉ, અને પ્રવાસીને જોઇને લોભાશો નહિ. યુવાન મદને ઉત્તેજન આપશો નહિ. મોહમાં મુઝાશો નહિ. પ્રેમમાં પ્રદેશ ગણશો નહિ. દીર્ઘદૃષ્ટિ રાખજો. ઉચ્ચતા રાખજો. એકજ પદાર્થ પોતાનો કરશો નહિ !'

'શું મ્હારી પ્રતિજ્ઞા વિભિન્ન થશે ? હૃદય વિચ્છેદ કરશે ? સુધા કુંભમાં વિષ ભળશે ? ગંગાજળમાંથી માધુર્યતા જશે ! કાશી ક્ષેત્રમાંથી પુન્ય જશે ! ના ના, કુમાર ? સાત્વિક ભાવનાવાળા કંચનતારમાં જડાયલું કુન્દન કદી કથીર થવાનું નથી. સૂર્ય તો એકજ સ્થળે રહે છે માત્ર પૃથ્વીનેજ ફરવાનું છે.- ક્ષત્રીઓની દશા નબળી થઇ, પણ અંશ ગયો નથી. નિર્ક્ષત્રીય બીજમાં નપુંશકતા નથી. મેં મ્હારો સંકલ્પ કરેલો છે, તે જો તમે ખંડન કરશો, તો માધવરાજ ? સ્ત્રી હત્યાના અધિકારી થઇ પડશો ?'

'હુ બંધનમાં નથી. પણ ખરે હવે મને નિદ્રા આવે છે.'

'વાત ઉડાવવાની નથી, પણ હું આગ્રહ કરતી નથી. હાલ તો પોઢી જાઓ ચાલો, હું આપનું શૈય્યા-સ્થાન બતાવુ.'

બન્ને પ્રેમાશી ઉઠયાં. પવનના પરિમળમાં ઝુલતાં જોડાં ધીમે ધીમે આગળ ચાલ્યાં. પુષ્પરાગનો પરાગ લેતાં લેતાં શૈય્યાસ્થાન પાસે પહોંચ્યાં. માધવ નિદ્રાથી ઘેરાયલો, પલંગપર પડી ગયો. કુસુમે રજા લીધી, શયનગૃહ બહાર પગ મુકયો. એટલું માધવરાજે જાણ્યું ! કુસુમનું હૃદય ચંચળ થયું, પ્રેમનાં પ્રપંચથી આ યુવાન કન્યા દૂર જઇ શકી નહિ વિહ્વળ થઇ કામદેવે બુદ્ધિમાં ભ્રમ કર્યો. યુવાનમદે અધિરાઇ પકડાવી ! શરીરમાં અનુકંપ થયો વિરહજ્વાળાથી જીર્ણજ્વર પ્રકટયો અજાણ બળા, એકાન્તમાં પરપુરૂષના પ્રેમબંધનમાં— પાશબંધનમાં વિવેકને વીસરી ગઇ. અર્ધબંધ દ્વાર પુનઃ ઉઘાડયું. પ્રિયતમને પુર્ણ નિદ્રામાં નિહાળ્યો, નિકટ જવાને આતુર થઇ ગઇ

અમુઝાણી ! નેત્રમાં અગ્નિ લાગી પ્રેમાશ્રુ પડયાં ! વિરહની વેદના ન સહન થઇ ! બુદ્ધિબળ હરાઇ ગયુ ! વિચાર કરવાને જરા ચાલી માત્ર અંતઃકર્ણની દઢતા ગુમાવવા માટે અંતપુરના દ્વાર આગળ પડેલા વેત્રાસનપર પડી. બહુજ ઉંડી કલ્પનાઓમાં ઉતરી, અંતે એનું એજ !! પ્રેમી પુષ્પ જોયુ ! પ્રેમ ભ્રમરો જોયા, પ્રેમ-પંથ જોયો ! પ્રેમસાગરનો કિનારો જોયો, અને છેવટે તેમાં ઝંપલાવવા માંડયુ ! અજાણુ બાળા ઉંડા ગારમાં ઉતરવા લાગી ! વિરહાવેશમા વિચાર કરવા લાગી ! જુવાની ઝગટી રહી હતી. કામદેવ પ્રગટી રહેલો હતો. ધૃતકુંભ નજીક અગ્નિકુંડ હતો હવે શું પરિણામ પામે, તે કલ્પવુ કઠણુ નથી

પ્રેમીજનોની કેવી દુર્ઘટ અવસ્થા ! રાજબીજ તે કરાડ જમીનમાં પડેલુ હોય ! નિર્મૂળ ને નિર્બીજ બીજ, રસાળ ભૂમિકામા વવાયલું હોય છે ! કયા, કોની, કેવી ગતી ! પક્ષીઓ, પ્રાણુયો જીવડાં, જંતુઓ અને જનપ્રાણી, સર્વત્ર જગત પ્રેમાધીન !! પ્રેમાધી થઇ પડવાનાજ ? પ્રેમ ? તારી ખુબીને શુ વખાણું ! કુદરત તે તુંજ ! કીરતાર તે તુજ ! માયા તે તુંજ ! રાજા તે તુજ ! રંક તે તુંજ ! સર્વ સચરાચર વ્યાપક તે તુજ ! પડમાં-પદાર્થમાં, પ્રાણીમાં, સર્વમ ! પ્રવેશ કરનાર તુ ! નિરાકાર છતાં સાકાર, અદૃષ્ય છતાં દૃષ્ય, અભોગી છતાં ભોગી, સર્વ તુજ ! જપમાં-તપમાં-યોગમાં-સંયોગમાં જયાં જોઉં ત્યાં તુજ ! બાળમાં, યુવાનમાં, વૃદ્ધમા જયાં તપાસુ, ત્યાં તુજ ! વાહરે તારી ખુબી વાહ ! નિર્દોષ તું ! દોષિત તુ ! સાચો તુ ! જૂઠો તુ ! સોનું તુ, ને કથીર તું ! પવિત્ર તું ! ને ભ્રષ્ટ તું ! ધન્ય તુ ! ધિક્કારે તું !!!

માઢ.

"પ્રીતિનો પંથનો ગ્રંથ ગુંથેલો, કોણ એહુ સમજનાર !
જ્યાં જ્યાં જુવો ત્યાં આજ જમાનાં, સ્વાર્થની મારામાર— ટેક.
ગુલાબ ગોટા ચુંટવા ચાહ્યો, માળી કોઈ ગમાર;
કાંટાનો ગાંસડો બાંધીને લાવ્યો, બડબડ તે બેસુમાર ! ૧.
પ્રેમના પુષ્પની મીઠી મહક સુંઘે એમ ઘણાક ગમાર;
ચેહમાં બળે પોતે વિશ્વાસઘાતી ને પછી બને હુશિયાર. ૨.
બાપ બિચારે પ્રીતથી, દે તન મન ને પ્રાણ;
સાચા મિત્રજ આ જગે લાખે એક સુજાણ
સંસાર વગરે, સન્મિત્ર સોબતે સાંપડે શ્રી કીરતાર" ૩

D.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### મધ્ય રાતે મુઝાયલી મુગ્ધા !

"પ્રેમનો પ્યાલો પીધો શુકજ્ઞાન તેને રહે નહિ
અજબ નાગો ધીમે ધીમે ચડે હાય એ ઝાય નહિ—".

નંદકુમારિકા કુસુમના મનનો વેગ, પ્રેમના દેહમાં અનેક તરંગે વહેતો હતો. જ્ઞાનરૂપી વર્ષા ઋતુનાં વિલક્ષણ, પૂર્ણ યુવાવસ્થામાં, મનરૂપ ગિરિશિખરપરથી ગુપ્ત પડીને સરિતા પ્રવાહના માર્ગે સેતાં હતાં, તેની રીતે કુસુમ-વાટેલીનો મદન-પ્રવાહ, પુરુષવિશ્વમાં વેગ કરતો હતો. કામાગ્નિથી ગ્રામ થયેલી બાળાનો મનોરથ સ્થિર નહોતો. ભટકતું ચિત્ત, ઘડીમાં

કર્યાં અને ઘડીમાં કંઇ ભમતું હતું ! પ્રેમનો પ્યાલો પીધો હતો ! મદનમદ્યનું પાન કર્યું હતુ ! યુવાનીનો તનમનાટ, કામદેવનો ખળભળાટ, અને એકાન્ત મધ્ય રાતનો ઝળહળાટ એટલો શોર મચાવી રહ્યો હતો, કે ઘેલી ગોપીયન, કૃષ્ણને એકાન્તમાં કોણ જાણે કયા પ્રકારના પ્રેમથી પુજશે–પોષશે !! ગોવાલણીઓનો સાત્વિકભાવ, કૃષ્ણને નિરંકુશ–નિરાકાર બનાવતો હતો, પણ કુસુમનો વિશુદ્ધ પ્રેમ માનવ મોહ, માધવરાજને કેવો અવધૂત બનાવે છે, કેવો અદ્‌ભૂત બનાવે છે, એ જોવાનું છે. કામ–પીડિત કામનીએ કયા પુરૂષનું વ્રત અખંડ રહેવા દીધું છે ? શંકર જેવા ત્રિકાળજ્ઞીને, મોહિનીએજ મોહ મુદ્‌ગર માર્યાં હતા. કૃષ્ણ જેવા પરમાત્માને, ગોકુળની ગોવાલણી કે વ્રજની વનિતાએ ઘેલા કર્યાં હતા.

રાત્રીનો રૂઢીયાળો પોશાક પેહરીને પ્રિયતમને મોહમાં અંજાવા મુગ્ધા નાયકાએ કહો, કે નવોઢાએ કહો, પણ પ્રેમબાણ ધારી માધવરાજ પ્રત્યે બહુ તેજ પ્રકટાવ્યું છે ઉઘરતી બાળાને કુદરતેજ સૌંદર્ય અર્પ્યું છે. રાજકુમારિકા યુવાનીમાં લચી રહી છે. સ્વતંત્રતાથી, સમજણી કુમારિ, સ્વેચ્છાએ, મનમાનતા પ્રિયતમ સંગે ઉભી છે. પિતાની પણ બ્હીક વિસારી દીધી છે. શોભતા અલંકારોમાં રાત્રીનો રમણીય બ્હાર, મેનકા કે રંભાને લજાવે તેવો લાગે છે અખંડ પ્રીતિમાં, વિશુદ્ધ નાયિકા, પ્રવિણ ક્ષત્રીરાજને રમાડવા બેઠી છે. મનોહર મેના સુક સંગે સંવાદ કરે છે. મનમાં મન્મથ માયો સમાયો રહેતો નથી. કંઇ કંઇ ચેષ્ટામાં રાત્રી ગુજરી–આશામાં ને આશામાં, લોભમાં ને લોભમાં પ્રસંગ પુર્ણ થયો. કુમારનું ચિત્ત હરવામાં, તેનો મદ

કરવામાં, તેનું માન હરવામાં વાપરેલી સફળ થઇ, તો પણ પ્રકટ રીતે નિષ્ફળ થઇ, ત્યારે તેને જાદુમંત્રની ભુરકી નાખી, અને નિદ્રાધીન કર્યો. મનનો અમિત વિચાર ફેરવવા એક રાત્રી, આગ્રહે રોક્યો. માધવરાજ ભયસ્થાનમાં પડેલો છતાં, પ્રિયાના પ્રેમપાશને રોકાણો. નાદાન કુમાર બીજા કોઇ પણ હેતુથી નહિ, પણ માત્ર કુમારિકાના આનંદભર્યા પવિત્ર પ્રેમના આગ્રહથી તે રોકાઇ રહ્યો

રાત્રી જેમ જેમ વીતવા માંડી, તેમ તેમ માધવરાજનું મન નવીન તરંગોપર ચડ્યું. કુસુમના મનનો સ્વચ્છંદ, માધવરાજના સ્વપ્નમાં પુનઃ સીંચાવા માંડ્યો. જે કન્યાને પોતે દૃષ્ટે દીઠેલી નહિ, જેનું નામ પણ સાંભળ્યું નહિ, ને તે જ્યારે પ્રથમ સ્વપ્નગત થઇ, તે કુમારિકાના મહેલમાં, ભય છતાં નિર્ભયપણે, જાહેર મહેલ છતાં એકાન્ત ગણીને, લગ્ન ક્રિયા નહિ કર્યાં છતાં પ્રિયતમા માનીને, પ્રેમપાન કર્યા વિના પોતાના પ્રેમજ, આ નવલ નાયિકાને પલંગપર પધારતી નિરખી—લાંબો કર કર્યો—હેતથી હૈયામાં ગ્રહવાને માધવરાજ મથ્યો !

“સહુની સુંદરી ? રીસાશો નહિ, મુઝાશો નહિ, દુઃખ લગાડશો નહિ હું તમારોજ છું, હવે તો પલંગપર આવો ? માત્ર પાણીનો પ્યાસી છું—પ્રેમની પરિચારિકા છું પ્રભુ મેળવશે તો ફરી મળશું, પણ પવિત્ર પ્રેમનું પાન તે કરશો ?”

કેવળ સાત્વિક મનોભાવનાથી, માત્ર પવિત્ર ચિત્તના વિચારથી બિલકુલ અમાર્ગ ગ્રહવા માટે નહિ, પણ પ્રેમ દર્પણથી પ્રેમનું પાન કરવાની સ્વેચ્છાથી, અને પ્રિયતમાની નિપુણી દઢતાથી પ્રસન્ન

પ્રીતિના હેતુથી તે સ્વપ્ન માર્ગે પણ બોલ્યો. આ શબ્દો સ્નેહક મુગ્ધાના કાનમાં શ્રવણ થયા જેની અભિલાષા હતી, જેનો મનમાં સંકલ્પ વિકલ્પ કરતી કુસુમ, વેત્રાસનપર બેઠી હતી, માત્ર આ શબ્દામંત્રણનીજ વાટ જોતી હતી, તે ઉભી થઇ, અને અંતઃપુરના દ્વાર નજીક આવી થંભી ગઇ. હૃદય ધડકવા લાગ્યું, પાયમાં અનુકંપ થયો ચિત્તમાં ભ્રમણા થઇ, અંત્તર વિરૂદ્ધ લાગણી દેખાડવા લાગ્યુ. ધર્મ વિરૂદ્ધ પગલું ભરવાને આત્માએ અટકાવ કર્યો. મનોવેગનુ પ્રાબલ્ય બહુધા આ કુમારિને ઉશ્કેરવા લાગ્યું. મદન–રાગથી બંધાયલી આ કોમળાંગી પરવશ પડી ગઇ. માધવરાજે પલંગપરથી લાંબા કરેલા કોમળ કરને ઝાલવાને દ્વાર હડસેલી દોડી. માધવરાજે પકડી. ભ્રમિત થયલી બાળાનો સ્પર્શ થયો નહિ, સર્વાંગ સમીલન થયું નહિ, એટલામાં તેની નજરે કોઇ પર પુરૂષ પડયો. મધ્ય રાત્રે સુઝાયલી કુમારિકા ચમકી મનોવેગ હઠી ગયો શુદ્ધિ આવી! ભયને લીધે મૂળ વાર્તા વિસરી ગઇ. ભ્રમિતા ભાન ભૂલી ગઇ. વિભાવરી વિરહી કુસુમ અંતઃપુરની બારી વાટે, અગાશીમાં નિહાળવા ગઇ, તો ખચિત કોઇ પુરૂષને જતા જોયો. માધવરાજના કરથી દબાયલી બાળા, વિહ્વળતાથી મર્યાદાના આકર્ષણથી, પરજને પરિક્ષા કરવા કરેલા પ્રયત્નને નિષ્ફળ કરવા દોડી, તેવોજ માધવરાજ ચમકયો. નિદ્રા ઉડી ગઇ. ભયથી વ્યાકુળ બની ગયો. પલંગપરથી નીચે ઉતરીને બારી કને આવ્યો!—

'બાળા? આ વેળા અહિંયા ઉભાં ઉભાં શું કરો છો? નિદ્રા નથી આવતી શુ!' માધવરાજે પ્રશ્ન કર્યો.

; ના, મેં કહ્યુ હતું કેની હુ તમારા રક્ષણુ માટે પેહરો ભરીશ. સારૂ થયુ કે મે સારૂ કામ બજાવ્યું, નહિ તો કોઇ એ પુરૂષ આપને શુયે કરત! મને જોઇને પેલી અગાશી વાટે નાશી ગયા જો!"

' એ પુરૂષ! કવેળાએ તમારા મેહલની અગાશી ઉપર! બાળા? રખે કોઇ ચોર હોય?"

' આ અગાશીપર ચોર આવવાની હિમ્મત કરે નહિ! ચોકી પહેરો છે તો ખરો!"—

'કોઇ કાળે એવો બનાવ બને છે?'

'ના—મારા પિતાના પ્રજાપ્રિય રાજમાં એવા ચંડાળો વસતા નથી!'

'છતાં આ શુ હશે?'

'મને શંકા થાય છે, મારૂં અગ કપે છે, પણ ચિન્તા નહિ, માધવરાજ? આપણે અપવિત્ર વાસનાથી ભરેલાં નથી. પ્રભુ સત્યનો બેલી છે.'

બાળા? તમે દેવડીપર તપાસ કરાવો તો ઠીક; અને હવે પ્રભાત થવાને વધારે રાત્રી નથી, માટે મને રજા આપો, તો ઉપકાર થશે.'

'ચાલો, આપણે તપાસ તો કરીએ! જો ખરેખર કોઇ ચોરજ હોય, તો પિતાને ખબર દઇને પુર્ણ શોધ કરી પકડાવી, તેને શાસને પહોંચાડીએ." ખરી વાત ઉડાવી દીધી માધવરાજનુ ચિત્ત બીજી તરફ દોડાવ્યુ અને દીવાનખાનામાં આવ્યાં. કુસુમ પાછળના ઓરડામાં જ્યાં વૃદ્ધ ખવાસણ બેઠી હતી, ત્યાં આવી. હજી કુસુમ વૃદ્ધ ડોશીની નજરે પડે છે, ત્યાં તો તે બોલી 'બેન? કોઇ બે શખ્સ આવ્યા હતા.'

'ત્યારે બૂમ કેમ ન મારી! બોલી કેમ નહિ!'

'હું દબાઇ ગઇ! બાપુ ને મહારાજ જેવા ન હોય?'

'હોય નહિ! બાપુ કેવા! મહારાજ કેવો! મધ્ય રાત્રે, અને તે પણ ચોરીથી છુપાયલા? કેવો ખોટો ખ્યાલ! મગજની ભ્રમણા થઇ, ડોશીમા?'

'હોય! કદાચ હું ભૂલેલીયે હોઉં, તોપણ કોઇ બે પુરૂષ તો હતા જ'

'હશે ડોશી? રાત કેટલીક ગઇ?'

'અરધી રાત વીતી ગઇ! હરણીઓ માથે આવ્યો. ચંદ્રની નમવા લાગી જણાય છે! રાજકુમાર સાથે વાતમાંજ રાત ગુજરી તો ભલે. પણ ઉજાગરાથી તબીયત બગડશે.' ખવાસણ ડોશીએ મર્મમાંજ કહ્યું. કુસુમે વાતને ઉડાવી દીધી.

'ભલા ને પવિત્ર મનના મહેમાનની પરોણાગત કરવામાંજ જાણે ઉંઘ ઉડી ગઇ!'

'બેન? બાપુ જાણશે તો ઠપકો દેશે!'

'આપણે પ્રભાતે એ કુમારને મેળવીશું, પછી જવા દઇશું' વળી કહીશુ, કે જે બાબત માટે તેઓ આવ્યા છે, તે પહેલી મારે સાંભળવા યોગ્ય હતી. મારા પવિત્ર મનના એ ભોળીયા છે. એટલે શંકા લેશેજ નહિ. ડોશીમા? સુઇ જાઓ. હુ પણ કંઇક ગડબડ જાણી આવી હતી.'

'ઉંઘ આવવાની આવી રહી. જો તું સુઇ જા, તો હું કુમાર કને બેસું! અને જો કુમારને ગરમી થવાથી નિદ્રા ન આવતી હોય, તે હું પવન નાખુ મારો તો એ કુમાર જેવો, ને હું વૃદ્ધ માતા તે મારા માતૃવાત્સલ્યતાના વાયુથી તેમને પણ જલદી નિદ્રા આવી જશે.

જો તો એમની મરજી પુછીને તમને બોલાવુ છું. હાલ તો જરા પોઢો તમારાં વૃદ્ધહાડ, એ કામ કરવાને યોગ્ય નહિ. એમ સેવા કરાવવી અને કે કુમારને પણ યોગ્ય નહિ!" કુસુમનો અંતરભેદ, વૃદ્ધ ડોશી જાણી ગઇ. નોકર માણસ એટલે ભેદભંગ ન કર્યો, પણ મનમાં સંકલ્પ થયો, કે પરિણામ ભુડું આવશે ડોશી ખાટપર પડી રહી. કુસુમ દિવાનખાનામા આવી. ડોશીની બાતમીને તેણે વજન ન દીધું, પણ તેના મનમાં ખટપટ ઉભી થઇ—"નવી રાણીને ખબર પડી હોય, અને કદાચ ભોળા રાજાને ભભેર્યા હોય, તોપણ શી પરવા છે? પિતાને સમજાવી લેતાં વાર શી? પવિત્રાત્માને પટાવતાં વખત શુ?" આ સંકલ્પે તે પોતાના ચળિત ચિતડાને મનાવા લાગી. કુઝાયલા મનડાને મનાવતી મનાવતી માધવરાજ પાસે આવી—ડોશીની કહેલી વાત તેને કહી નહિ—બન્ને જણુ બેઠાં! માધવરાજની ઉતાવળ બંધ કરી દીધી. કુસુમે વસંત ગુજારના, વૃદ્ધ ડોશીની વાત કહાડી. તેનાપરની વિપત્તીથી તે સ્વયં જાગૃત થયેલી છે, અને તેના યુવાન પુત્રનાં મરણથી તે વૈરાગી બની છે, ઇત્યાદી બાબતોની કથા ચલાવી માધવરાજનુ મના તેમાં રોકવા માંડયું, પણ મનની વેદના વધવા માંડી. મન્મથ સુતિએ વાત કરવામાં પણ થભવા લાગી—સાંભળવામાં પણ રોકાવા માંડી! ચિત્ત વગરનુ ચરિત ગવાયું નહિ. શ્રવણ થયું નહિ જળમાંથી અગ્નિ ઉત્પન્ન થાય, ચીભડામાંથી વરાળ નીકળે, તેમ એક મહા પ્રદેપ ઉત્પન્ન થયો. દાવાનળ પ્રકટયો. વાદળામાથી વીજળી ઉત્પન્ન થઇ—વપા ગાજયો. ચમકાર થયો, ને પળમાં વિપત્તીનો વર્ષા પડયો! પ્રભુની અદ્‌ભૂત કૃતી!!

# પ્રકરણ ૧૯ મું.

## વાદળાંમાં છુપાયલી વીજળી !

શુક્રાચાર્યની કિમતી પણ અકિમતી અને અવિચારી થઇ પડેલી મસ્લાહથી અસુરોએ પોતાના કુળનો ક્ષય કીધો, અને કૌરવો પણ પોતાના શુભેચ્છક દાખલ જે મૂર્ખ નરને ઠરાવ્યો, તેથી પણ પોતે નાશવંત થયા, એ પ્રસગ મહાભારતના પવિત્ર પૃષ્ટપર અનાદિ કાળથી પ્રકટ થએલો કોણ આર્યાભિમાની વાંચક નથી જાણતો ! ક્ષત્રી વંશજોનો ક્ષય કરનારા પણ તેવાજ હોવા જોઇએ, નહિ તો આર્યભૂમિ આર્ય પુત્રના આશ્રયમાંથી વિમુકતજ કેમ થઇ શકે ? કાળની ગતી ગહન છે. પ્રચંડ પ્રપચીઓના મહા પ્રપંચથી એકવાર તો જગત ઉંધુ વળી જાય છે ભોળાં ને ભલા માણસો કપટ કે કપટીને સમજી શકતા નથી. વિશ્વાસમાં ઘાયલ થઇને પશ્ચાતાપ કરે છે, એવા નરવિરોને ભલા લેખવા કે મૂર્ખ ગણવા ? મનુષ્ય પારક્ષા કરવાનું તેનું કર્તવ્ય છતાં, નીચ જનનાપર વિશ્વાસ મૂકી પોતે ઠગાય તેમાં ભલાઇ કે ભોળાઇ શેની ?!!

ભોળાઇ એ એક જાતની નબળાઇ ને બીજી જાતની મૂર્ખાઇ છે. કેટલાક ભોળાઓ જગતને ઠગવા માટે વેશધારી બને છે, ને જે ખરેખર ભોળા છે, તે એક પ્રકારના મૂર્ખ છે।

કુસુમ પાવેલીનો વિજય થયો; ગુજરાતના સુબાએ તેને માન આપ્યું; નંદરાજને મહા પ્રપંચે અટકાવીને રાણી તથા મલ્લરાજ પાછળથી પસ્તાવામાં પડ્યાં; નંદરાજને પદભ્રષ્ટ કરવાની નીચ ધારણા નિષ્ફળ

નીવડી; કુસુમનાં પરાક્રમો પ્રસિદ્ધી પામ્યાં; અને ચાવડી રાણી તથા મલ્લરાજ, કુસુમના વિજયનો ભોગ થયાં. નંદરાજની તેઓ બન્નેપર અવકૃપા ઉતરી, અને વિશ્વાસનું પાત્ર ફૂટી ગયુ, જ્યારે પોતાને માટે કુસુમ તરફથીજ એટલું અપમાન થયેલું જોયું, ત્યારે ચાવડી રાણીએ પ્રતિજ્ઞા કરી કે, ભોળા રાજાને ભોળવી, જો કુસુમનો વિનાશ ન કરૂં, તો ચાવડી માતાને પેટ પથરો પડેલી હતી, એમ મલ્લરાજની સમક્ષ પણ ભાખ્યું.

પ્રપંચનો પોટો ફુલે, રહે વિપળ પળ જેમ;
પ્રપંચીની એ ઉર્મિયો, ટકે અકાળે તેમ.

કુસુમને ફસાવવાની, તેનીપર કલંક મુકવાની, અને તેને રાજ ભ્રષ્ટ-દેશભ્રષ્ટ કરવાની તક લેવામાં મલ્લરાજ, એક બાતમીદાર થઇ ફરતો હતો. ચાવડી રાણીએ વચન આપ્યુ હતુ કે, 'કુસુમપર અપવાદનું ચિન્હ મુકવાનો રજભર માર્ગ કરી આપે, તો નંદનગરની રાજધાની પર મલ્લરાજ અધિપતી તરીકે બિરાજમાન થાય.' પણ સત્યનો સહાયક રામ છે. મલ્લરાજના રાજ્ય લોભનુ તાડન કરવાને ઇશ્વરે, મલ્લરાજની ધર્મપત્નિ ગંગાને શુર ચડાવ્યુ હતું. મલ્લરાજ જેમ નંદરાયની જીંદગી નાશ કરવા યત્ન કરતો હતો; ત્યારે ગંગા તેનું કૂળ ઉદ્ધારવાનો પ્રયત્ન કરતી હતી. અને તેમાં પેલો દ્રવ્ય લોભી પોણીયો પ્રેમસંગ બારોટ પણ દુધ-દહીમાં પગ રાખતો, સોડાવાટરના ગોળવા પેઠેમ, ક્ષેમ અને કુશળ બન્નેને રાજી રાખી સ્વાથ સાધતો હતો-નારદ જેવો તેણે પાટ ભજવવા માંડયો હતો; પણ છેવટે સારૂં ફળ મળતું હતું.

ચાવડી રાણીનાં આ અભય વચનોથી મલ્લરાજ મલકાતો હતો. ચાવડી સમજતી હતી, કે મલ્લરાજ જેવા આશાના વાંદરાને આપણી ચતુરાઇની ઢોલકીપર નચાવવામાં કામ કાઢી લેવું, અને પાછળથી ખરતો કરવો. મલ્લરાજના મનમાં તો રમણુજ થતું હતું, કે કોઇ પણ દાવપેચ વડે, કઇ પણ પ્રકારે નંદરાજને, કુસુમને અને ચાવડીને સપડાવી નંદનગરીનો પોતેજ સ્વતંત્ર અધિપતી થવૂં. એક બીજાના મનમાં આવો દગો હતો, ને તેનુ ફળ પણ તેવુંજ હતું. કઇ ખસખસનાં ફળ અમૃત તો હોયજ નહિ! રાહુથી સૂર્ય તો સો ગાઉ દુરજ નાસે!

મલ્લરાજે ઘણાં ફાંફાં મારતો હતો, પણ એકે દાવ મળતો નહોતો, કર્મસંયોગે, અને કાળગતીએ તેને પણ તક મળી ગઇ. ભૂડાં માણસો ભૂરાં કામમાં તરત ફાવે છે! મનુષ્ય માત્ર ભૂલથી ભરેલુ છે. ભલાઇમાં ને ભોળાઇમાં તે, કેમ ઠગાતો રહે છે, એ પોતાને ભાન હોતું નથી. પ્રેમસંગ બારોટ ભોળો ને લાલચુ હતો. ઠગારો હતો, પણ પ્રપંચી નહોતો. પ્રપંચ કરવામાં ઠગાઇનો પ્રથમ ઉપયોગ કરવો જોઇએ. ને ઠગાઇ કરનાર, ઠગારો ગણાવો જોઇએ, પણ પ્રેમસંગ, જે ઠગાઇ કરતો તે માત્ર કોઇ આશાવંતને આશાનાં શિખરપર ચડાવવાની વાતોથીજ બનાવતો હતો પ્રતિજન જો તેની ચાતુર્યતા સમજી જાય, તો પ્રેમસંગ કોઇ ખટપટમાં ઉતરીને પ્રપંચ પરખાવતો નહિ, એટલે તે ઠગારો હતો; પણ પ્રપંચી નહોતો. પ્રપંચમાં મહાવિષનો જે સમાસ થાય છે, એવા ગુણો કે શક્તિ તેનામાં નહોતી જાતે લાલચુ એટલે

સહજવારમાં તે છેતરાઇ જતો હતો. મલ્લરાજ જેવા કૌશલ્ય શિયાળના સપાટામાં, પ્રેમસંગ કેટલી ટક્કર ઝીલી શકે! મેળાપમાંજ સપડાયો. વાતમાં ભેદ પડયો કે મલ્લરાજ સ્વાર થઇ ગયો. કુશળ ધારાશાસ્ત્રી પોતાના અસીલના બચાવનું સાધન મેળવતાં જરા પણ સફળતાનો માર્ગ નજરે પડયો, કે સાંઢસામાં સાપ પકડે, તેમ શાક્ષીને પકડી પાડે છે, તેમ મલ્લરાજે પ્રેમસંગને ભાષા–શક્તિથી–વક્તૃત્વતાથી પકડી પાડયો.

પ્રેમસંગ આનંદમાં હતો. રમુજી મુખડાનો અને નિષ્કપટી જીવડો હતો. ચક્રી આચ્છવ બંધ પડયો હતો; અને હસતી ધંટી હતી. એટલે તે અપવાસ પ્રદોષમુક્ત થયો હતો; નિશ્ચીંત થઇ ગયો હતો. સ્ત્રીનો સંતાપ ટળ્યો હતો. એ પણ દુઃખથી મુક્ત થયા પછી પ્રેમસંગ પોતાને ભાગ્યશાળી માનતો હતો

ગરીબ માણસો પોતાને પેટ પુરતી રોજી મળવાથી આનંદમાં રહે છે. તેઓનો એક ટંક આનંદમાં ગુજર્યો, એટલે બીજા ટંકની ચિન્તા કરીને ઉદાસ થઇ બેસી વિચાર કર્યા કરતાં નથી. આ સંતોષ તેને ઇશ્વરેજ અર્પ્યો હોય છે.

માધવરાજને કુસુમના મહેલમાં મુકી આવ્યા પછી, સ્વારીનો તુરંગ પણ કુસુમની ઘોડાલમાં પહોચ્યો, પણ ફરીને તેમના કશા ખબર ન મળ્યા, એમ ધારી એ વહેલો વહેલો કુસુમના મહેલ તરફ જતો હતો વ્યાળુ વખત વીતી હતી. લોકોનો શોર બંધ પડયો નહોતો. કંદોઇ, પાન–બીડીવાળા અને કોઇક ગાંધીઓની દુકાન ઉઘાડી હતી શેઠ શાહુકારોના મહેતાઓ દુકાન વધાવી પાછા ફરતા હતા.

આ સમય પ્રેમમગ્ન, મલ્લરાજ દરબારગઢથી થોડે દુર એક ખાનગી રસ્તાની ગલીને નાકે મળ્યો.

'અલ્યા પ્રેમસંગ ? મુગો મુગો આંધળી દોડ મુકીને ક્યાં નાઠો જાય છે ? રસ્તામાં કોઇ ઢોર-જનાવર કે માણસને તો જો ?'

'કોણ, મલ્લરાજભાઇ ? રામ રામ બાપુ !' પ્રેમસંગે હસીને હાથ મેળવ્યો.

'ઘણા દિવસથી પાછો છુપાઇ ગયો ?'

'હજી તો બગીચામાં પરમ દિવસજ મળ્યો હતો ? પણ મોટા માણસોને કામ બહુ એટલે હમે ગણતીમાં નહિ. તમે તો હવે આજ કાલ મોટા મોટા થતા જાઓ છો. જેને શાહની મહેરબાની, તેને શું ? ગરીબપર કૃપા રાખજો '

'મશ્કરી કરે છે, ભાઠાં ? ઠીક છે, તને પણ જોઇ લઇશું !'

'તેમાં શું ! હાથીનાં પગલાં પડયે હજારો જીવની હાણી થાય ! ઉંટ ઉંચી ડોક કરીને હાલે એટલે કીડિ મંકોડી જુવે છે ?'

'અમને ઉંટ બનાવે છે, નહિ ભાઠીયા ? આજે બેવડાનો ભાવ કેમ છે ?'

'પ્રભુએ રસ્તો પાધરો કીધો છે. આપના ભાવ જેવો !'

'કંઇ નવી-જુની ! ક્યાં જાય છે !' મલ્લરાજે વાત ફેરવી સમય સંભાળ્યો દશાનાં દેખાવડાં વાદળાં જોઇને સમયસુચકતા વાપરી.

'ઉતાવળનું કામ છે, જરા બે ઘોરી દક્ષણા મળે તેમ છે.'

'વળી કોઇ બીલ્લુ પકડયું છે કે ?'

'એ તમને સોંપ્યું! હમે ભાટભાઇ, ભીખીને ખાનારા.'

'આ માર્ગે, આ વેળા ભીખ કોણ આપે છે જે? આ રસ્તો પાધરોજ કુસુમબાના મહેલ તરફ જાય છે. વચમાં કોઇપણ રહેતું નથી વળી ત્યાંથી જવાનો આગળ રાહદારી રસ્તો નથી, પછી કયાં જઇશ? સાચું કહે, તને રાત્રે કુસુમબાએ બોલાવ્યો છે શું? તારા જેવા ચાલાક માણસથીજ અમે બાજી જીતીએ! ત્હારા ગુણો અમારી નજર બહાર નથી. પ્રસંગ આવશે, એટલે તને ભૂલવાના નથી.'

'એ તો ગરજ સરી, કે વૈદ વેરી! મોટી બા જીવતાં હતાં, ત્યારે મહારાજા નજર રાખતા હતા, હવે તો એ પણ ટળ્યું શાહની સાથે મુલાકાત કરાવી, તેમાં તમે પણ શું તોલ્યુ? એ તો ન બોલવામાં નવ ગુણ! અમે ગરીબ પડયા, એટલે ગરજને ખાતર અમારે બધું વીસરી જવું જોઇએ. દરરોજનું કામ પડયુ, અને અમે ગરીબ પડયા એટલે યાદ કરવું શું કામનું? જણે તેટલા જીવે નહિ. જેટલી જેટલી આશા તમે આપો, તે બધી પાર પડે, તો અમારો બેડો પાર થઇ જાય, પણ ઠીક છે, સમજ્યા!'

'ત્હારે એવું આણવું નહિ, લે, આ હીરાકંઠી!' મલ્લરાજે હીરાકંઠી કાઢીને પ્રેમસંગને આપી. આ વેળા પ્રેમસંગ ઘવાયો! જે વાત નહોતી કહેવી, તે મોંપર આવી. કૂકડીનું મોત માટીએ! મલ્લરાજ સમય વરતી ગયો. પ્રેમસંગના જોરભર પગલાં ને રૂવાબભર્ં બોલવાથી ચેતી ગયો. તેને લાગ્યું, કે હલકા માણસને મોઢે અપમાન થવા લાગ્યું, ત્યારે નક્કી મોટાનો પ્રકોપ થયો. ચાલાક માણસની એજ ચતુરાઇ કે સામા

માણસના મુખ ઉપરથીજ નવીનતાનું અનુમાન કરી શકે ! પ્રેમસંગને જખીવાન કરી દીધો. બટકું રોટલી નાખીને કૂતરાને ભસતો બંધ કીધો પ્રેમસંગ પણ સંતોષ પામી ગયો. માધવરાજ કે કુસુમ અથવા મલ્લરાજ કે રાણી, અથવા ચાંદની કે કમાલ, અથવા સાલમ કે શાહજાદો, હજી ઇનામ આપશે ત્યારે; હજી જીતવાના દાવ પડે, અને પ્રેમસંગને બદલો મળે ત્યારે, પણ હમણાં તો અસો પાનસોનો દામીનો મળ્યો. મલ્લરાજે કંઠનો હાર આપ્યો પ્રેમસંગે મોટાં મને લીધો. માત્ર સાચી ખોટી વાતનું ઇનામ પ્રેમસંગ પામ્યો; પણ મલ્લરાજ જીવન જીત્યો. હારેલી બાજી જીત્યો જો કંઈ સાર ન હોત, ને પ્રેમસંગનો પ્રપંચ હોત, તો મલ્લરાજનો હાર, પ્રેમસંગને પચત નહિ; મલ્લરાજ પચવા-પણ દેત નહિ, પણ ધારવા કરતાં જુદુંજ નીકળ્યું. મલ્લરાજ અને પ્રેમસંગ બન્ને સારા શુકને ઘેરથી નીકળ્યા. મલ્લરાજે રાજ્યનો રંગ મેળવ્યો. પ્રેમસંગે હીરાનો હાર મેળવ્યો.

"પ્રેમસંગ? ખરી વાત કહી દે! તારા ચેહરામાં 'કંઈક નવિનતા લાગે છે! તું કુસુમબાને ત્યાં જતો જણાય છેઃ કહે, કંઈ નવું છે?"

'નવું છે, પણ મારૂં મોત થઈ જશે.'

'વચન દઉં છું કે જીવને જોખમે બચાવીશ.'

'શાહજાદા સાથે આવેલો એક તેનો મિત્ર માધવરાજ કરીને કુસુમબાના મહેલમાં ગયો છે, જે હજી સુધી જણાયો નથી, પછી પરબારો આવ્યો-ગયો હોય, તો દાવો નહિ.'

'એ વળી કોણ હશે ? કુસુમે તેને બોલાવ્યો ક્યાંથી ? તે આવ્યો શામાટે ? ત્યાં શઈ ગયું હોણ ? છુપાઈ કેમ રહ્યો ? રખે

આપણી વાત પકડાઇ જાય! રખે માલણ ફીટી ગઇ હોય!' એમ તો ન બને. હું આજેજ માલણને મળ્યો છુ. રખે શાહજાદાના એ મિત્રે વાત જાણી હોય, ને કુસુમને ઉડાવી જવાના હેતુથી કદાચ ભોળી બાળાને લલચાવા આવ્યો હોય! એ છે કોણ જાતનો?"

'મેવાડના રૂપનગરનો કોઇ કુંવરડો છે. ગુજરાતની સરહદપર તેની જાગીર છે!'

'મેવાડી કલ્લો છે ખરો! તેનો કુમાર અહીં તો હોય નહિ!'

'હું જાતે પાયે જાણું છું.'

'બાગમાં તે હતો?"

'હા, પણ ખટપટમાં ભાગ લેતો નહોતો. સઘળું જોયાજ કરતો હતો."

"શાહજાદાના મિત્ર તરીકે સાથે રહ્યો, ને પાછળથી છુટો પડીને કુસુમને ત્યાં આવી રહ્યો! પ્રેમસગ કંઇ નવું જુનુ થવાતું હો."

"અરે બાપુ! સુરજ સામે રજ ઉડાવવાથી શું થાય? ગુજરાતના સુબાને એ ઠાકોરડો પહોંચવાનો હતો?"

'શાહ તો નંદરાજનો મિત્ર છે. શાહજાદાએ ઉચ્છૃંખલ પગલુ ભર્યું છે. આપણે તેમાં ખટપટી ઠર્યા છે. જો એ માધવરાજ આ હકિકત શાહને કહી દે, તો આપણી ગરદન ઉડી જાય. એક તો નંદરાજને શાહ પાસે જતો અટકાવેલો હતો એ ભેદ તો ફુટી ગયો, ને ઉઘાડાં પડી ગયાં, પણ જો આ પ્રપંચ પકડાયો, તો જાણજે પ્રેમસંગ? કે તું, હું, માલણ ને ચાવડી રાણી માર્યાં જઇશુ. ગને રાન રવડી મરશું."

"હિંમત રાખો; એમ ક્ષત્રી બચ્ચા થઈ હારી જાઓ છો શું? જે હોય તે હમણાં ખબર દઉં?"

'પ્રેમસંગ? ખરી તક જાળવવાંમી છે હો! આ વેળા સુધી મને ચેતાવ્યો નહિ!"

'હું તો એ કુમારની વાટજ જોતો બેઠો હતો. તેની તરફથી કંઈક સમાચાર સાંભળું, તો આપને કહેવા આવું કની?'

"કુસુમ અને માધવરાજનો સંબંધ શી રીતે થયો, જે વગર હરકતે એ ત્યાં પહોંચી ગયો?"

'શાહના તંબુમાં દ્રષ્ટિરાગ થયો. બગીચામાં પ્રેમરાગ ઉભરાયો ને તેજ દિવસે અજ્ઞાતમાં તેઓ છુટા પડયા, કે માધવરાજ આ તરફ પાછો ફર્યો. ધર્મશાળાના ચોધરી મારફત મને મળ્યો, અને મારી સ્ત્રીને તેનો સંદેશો લઈ કુસુમબા પાસે મોકલી. કુસુમે મુલાકાત લેવાની ઇચ્છા બતાવી, અને હું તેમને મેહલ બતાવી આવ્યો: કુસુમે માધવરાજને મળવા માટે સેવકજનોને આજ્ઞા કરેલી, એટલે માધવરાજ દરવાજાપર જતાંજ તે માન પામ્યો, અને અંદર ગયો. હું મારે ઘેર આવ્યો. માધવરાજે મને લાલચ આપેલી, ને મને મળીને જવા કહેલું, એટલે વાટ જોતો આ વખત સુધી બેસી રહ્યો."

'વારૂ, ત્યારે કદાચ રાત તો રહેલો ન હશે?'

'મને લાગે છે, કે પ્રેમમાં પડેલાં પંખીડાં બેદરકાર તો રહે નહિ તેને ભય તો ખરોજ! પરબારો ચાલ્યો ગયો હશે!'

"તું તપાસ કર, હું અહીંજ બેઠો છું. બહુજ બારીક તપાસ જે. વહેલો જા."

પ્રેમસંગ હરખાતો હરખાતો કુસુમના મહેલ તરફ જવાને, મલ્લરાજથી વિખુટો પડયો. ક્ષેમને અને કુશળને આશિર્વાદ દેનારો, બેની મારામારીમાં ત્રીજો પેટ ભરનારો દરિદ્ર ચુર્ણ થતાં આનંદના વર્ષાદ વરસાવતો ચાલ્યો. જેનાં નશીબ ફર્યાં, તેનો દહાડો પણ ફર્યો; ઉંધું ન નાખે તો સીધું થાય ઇત્યાદિ લવતો-બકતો, પ્રેમસંગ કુસુમના મહેલ નજીક પહોંચ્યો. મલ્લરાજ નાકું રોકીને ઉભો 'ગરજ સાકરથી છે ગળી' તેમ કોઇને નહિ ગાંઠનાર, ત્રિમદ અને હલકા કુળનો મલ્લરાજ, રાત્રી વેળાએ, પ્રેમસંગના હુકમને માન આપતો હોય, તેમ તેની આજ્ઞાથી આ રાજમાર્ગે ઉભો રાત્રી વીતતી હતી, અને રાજ્ય-નિદ્રા પીક દોકતી હતી; સુંદર ક્ષત્રીયાણી, રંગ મેહલમાં વાટ જોતી હતી, તોપણ તે વિસારીને મલ્લરાજ રોકાણો આગલું વેર લેવા, હારેલી બાજી ફેરવીને જય પામવા, અને જગતમાં પોતે બહાદુર કહેવરાવવા, એટલુંજ નહિ પણ નંદરાજ કને સાચો ઠરવા, કુસુમને પાયમાલ કરવા, અને છેવટે પોતાના કુળનો ધ્વંસ કરીને દુર્યોધન પેઠે ચક્રવર્ત્તી થવા માટેજ અનેક પ્રપંચ ઘડતો માર્ગમાં ઉભો! પુતળાં પેઠે ઉભો! ચોકીદાર થઇ ઉભો! પ્રેમસંગના મોઢામાંથી વિજય શબ્દો સાંભળવાની વાટ જોતો, મલ્લરાજ કુસુમના મેહેલ પ્રત્યે દૃષ્ટી નાખી ઉભો હતો, ત્યારે પ્રેમસંગ, કુસુમના મહેલના પહેરેગીર સામંતની કનેથી બાતમી મેળવતો હતો. માધવસાજને લઇને પ્રેમસંગ કુસુમના મહેલમાં ગયો, ત્યારે સામંત તેને ખાનગી માણસ તરીકે વધારે પિછાણ્યો, અને તેથીજ આ વેળાએ પ્રેમસંગના પ્રશ્નોનો પ્રતીત-ખરેખરો પ્રત્યુત્તર આપવામાં સામંત અચકાયો નહિ. પ્રેમસંગે, સામંતને રામ રામ

કર્યો. પિછાણ કરાવનારી ગીતકણીની ડબ્બી કઢાડી. સામંતે આવકાર દીધો. હુક્કો હાથમાં આપ્યો, અને વાતોએ ચડયા. અફીણીને અફીણી મળ્યા; તેમાં વળી બારોટની જાત—

ભાટ-બ્રાહ્મણનું લાકડું, પણ પેસાડયું પેસ;
કહીયે આવજે દેવડીયે, તો ઘેર આવીને બેસ.

તેવો પ્રેમસંગનો બાજ કર્યો.

'સામંત બાપુ ! કુમાર એકદમ પરબારાજ ચાલ્યા ગયા' કે શું ! કહેતા હતા કે મળીને જઈશ ને !'

"ના બારોટજી ? તેઓ હજી છે. મેમાન તે કંઈ તુરત ચાલ્યા જાય ?"

"દરબારે તાણ કરી હશે !'

'તે કોણ જાણે ! કદાચ હોય !" સામંતે બચાવ કર્યો.

નંદરાજને ખબર ટરી નહોતી. સામંત સિવાય બહારનું કામ કોઈને સોંપવામાં આવતું નહિ, તેથી બીજા મારફત કુસુમ નંદરાજને કહેવરાવે એમ નહોતી, ને તેથી સામંત ખુબ જાણતો હતો, કે કુસુમ એકાન્તમાં હતી, તોપણ આ નાદાન બાળાનો બચાવ કર્યો બારોટને ભ્રમમાં નાખ્યો.

"ત્યારે હજી ગયા નથી ! ખરી વાત, સારાં માણસનાં છોકરનો બારોબ સત્કાર થવો જોઈએ. મેવાડી રાણા કાચા નથી તો ? પણ સામંતભાઈ કુસુમબાનો તેની જોડે લગ્ન સંબંધ જોડાશે !"

"પ્રભુ ઇચ્છા ! સગપણ થઈ જાય, તો બહુ સારૂં !" સામંતે ડહાપણ વાપર્યું. પ્રેમસંગની સાથે માધવરાજ આવ્યો, એટલે સામંતે

જાણવું જોઇએ, કે પ્રેમસંગ બારોટની જાતનો હતો; એટલે દરેકે દરેક બારીક બાબત પુછી હશે; તોપણ તેને ગળે પડવા પોતે બંધનમાં ન રહ્યો. "બારોટજી ? તમે મને પુછો છો, ત્યારે હું તમને પુછું છું, કે પહેલી ઓળખ તમારી છે. તમે તેને અહીં લઇ આવ્યા, તે શુ અજાણ્યા માણુસ તરીકે લાવ્યા ? કુવરીને અજાણુ ને જુવાન કુંવરનો મેળાપ કરાવ્યો ?"

પ્રેમસંગ ફસાઇ પડયો. વધારે બોલી શકયો નહિ; સામંતનો ગુસ્સો નરમ પાડવા, તેણે ઠંડો જવાબ વાળ્યો. 'મેં જાણ્યું, તમે તેના ઉંડા સબંધને પિછાણુતા હશો. મોટા માણુસને આપણાથી પુછાય શું ? અહીં આવવુ હતું, એટલે મારા ભાવમાં માત્ર ઉપર ટપકેનો સંબંધ જણાવ્યો, પછી આપણે માગણ જાતને વધારે પુછવાની જરૂર શી ? રાજવંશી લોક ઘડીમાં છેડાઇ પડે, તો બે બદામના થઇ જઇયે–ને બે પૈસાની આશા ધુળ મળે!"

"ખરી વાત બારોટ ? તમે પણ ઠરેલ લાગો છો. રાજના કામ એવાંજ છે. રાજવંશી સાથે તમારો ચાલુ સબંધ, એટલે તમે તેના સ્વભાવને પિછાણુતા લાગો છો." સામતે શાન્તપણે પુરવણી કરી.

"ઠીક, રાત બહુ ગઇ છે. હુ રજા લઇશ. બાપુ તો હવે સવારે જશે, કેમ ?"

"તે હુ જાણુતો નથી. મેમાનનું કંઇ કહેવાય નહિ. કદી દરબાર સાહેબ પોતાને મહેલે પણ પાંચ દિવસ રાખે." બારોટ કંઇ પણ પ્રપંચ કરી શકે નહિ, અથવા દુશમનોને મળીને

કઇ ખોટી ગપ ઉડાવે નહિ, તેવી રીતે વધુ ખુલાસો કર્યો સામંત જાણતો હતો, કે કુંવર સાથે કુંવરીયે એકાન્ત મેલાપ કર્યો હતો, અને, નંદ વાઘેલાની ગેરહાજરી છતાં રાત રાખ્યો હતો, તથા સત્કાર કર્યો હતો, તો પણ પોતાની માલેકની એબ ઢાંકવાને, અને વૃદ્ધ અનુભવનુ શુભ પરિણામ મેળવવા પોતાથી બને તેટલું છુપાવતો હતો. પ્રેમસંગ રામ રામ કરીને પોતાના ઘર તરફ ચાલ્યો, ને સામંતે દેવડીના દરવાજા બંધ કર્યા.

મલ્લરાજ અનેક તર્કો લડાવતો યમુના-નદિના વેગ સમાન તરંગ ઉછાળતો, પ્રેમસંગની ખબર મેળવવા બેઠો હતો. એ ખબર ઉપરથી પોતાના વિષ પામેલા બાણુને ફેંકવા માટે ધનુષ્યની કમાન કેમ ચડાવવી, તે ગોઠવણું કરવા ઉભો હતો. અનેક ઘાટ ઘડતો હતો. પ્રેમસંગ મનમાં વિચાર કરતો આવ્યો. કુસુમે પિતાની રજા લીધી હશેજ, નહિ તો એકાન્તમાં તેને રાખે નહિ. કદાચ નંદરાજ ત્યાં હશે ને સામંતે સાન્યું નહિ હોય! નવી રાણી પાસે રાજા વધારે રહેતા નથી, એટલે ત્યાંથી ખરી ખબર મળે તેમ નથી, ઇત્યાદિ શોચતો હતો, ને ખરા ઠરાવપર આવી શકતો નહોતો. મલ્લરાજે, પ્રેમસંગને વિચારમાં આવતો જોઇ પ્રશ્ન કર્યો

'રે, મુર્ખ? એમ વાંદરાં પેઠે શુ મનમાં તોફાન લડાવે છે? બોલ, શી ખબર?'

'માધવરાજ હજી રાતવાસો ત્યાંજ રહેલા છે?'

'ત્યાં! કુસુમે રાખ્યો'?

'ના. તે વિષે ભેદ માલમ પડતો નથી, સામંતના કહેવામાં તો નંદરાજની સંમત હોવી જોઇએ!'

મલ્લરાજની સંમતિ હોય, તો રાત્રીએ તેને એકલો કુંવરીના મેહેલમાં રહેવા દે નહિ!'

'કદાચ રાજા ત્યાં હોય! કંઇક ખબર પડી હોય તો! સામંતની બોલવાની રૂઢીમાં ફેર પડતો હતો. કંઇક દમ મારતો હોય, મને ખાતમીદાર લેખતો હોય, એવી રીતે મને ઉડતા જવાબ દેતો હતો.'

'ઠીક, તું તારે જા, હવે હું શોધ કરી લઇશ'

'પણ જો જો હં! એકદમ ભૂસ્કો ખાશો નહિ!"

'તારે ચિન્તા નહિ. તું તારે હાર પેહેરીને સુખ રહે ને'

મલ્લરાજ ને પ્રેમસંગ છુટા પડયા. પ્રેમસંગને તો નુકશાન નહોતું, સ્નાન સૂતક નહોતું. મીયાં મુરે કે બીબી મરે! બારોટજીને તો બેવડો લાભ હતો. ભોપાળું ખુલ્લું થાય, તો વધુ દ્રવ્ય પ્રાપ્ત થાય, એવું હતું, આ બનાવ તો જાણે કેમ પ્રેમસંગના લાભ માટેજ બનતો હોય! બેઉ પક્ષકારોનો બચાવ માત્ર પ્રેમસંગની જુબાની હતી, કેમકે અથથી તે ઇતિ સુધી પ્રેમસંગ માહિતગાર હતો. મલ્લરાજ પ્રપંચ ઘડતો ચાવડી રાણીના મહેલ તરફ ગયો, અને પ્રેમસગ પદ્માને ભેટી, હીરાકંઠી પહેરાવી, રાત્રીના આનંદ–ભૂવનમાં મોજ ઉડાવા લાગ્યો. કમાઉ અને ડાહ્યો પ્રેમસંગ, પદ્માને પ્રિય થઇ પડયો, ત્યારે મલ્લરાજ, ચાવડીને વહાલો થઇ પડયો. મલ્લરાજે, રાણીને નિદ્રામાંથી જગાડી! મલ્લરાજને ગમે તે વેળા આવવાની રાણીએ છુટ આપી હતી. ઘરના નોકરોને પણ તે માટે હુકમ કરેલો હતો કે મલ્લરાજ જયારે આવે, ને જે હુકમ કરે તે ઉઠાવવા. રાણીએ, મલ્લરાજને કવેળાએ આવવાના ખબર પુછયા. મલ્લરાજે પ્રત્યુત્તરમાં કુસુમની સઘળી કર્મ કથા કહી–જાણે ચાવડીનો ખરો હિતાર્થી!!

'મલ્લરાજ? ભુંડું થયું. પ્રેમસંગ તરફથી જે હકિકત મળી તે ઉપરથી તો કંઇ દગો થયો જણાય છે. શાહજાદાએ પોતાના મિત્ર માધવરાજને બધી વાત કહી દીધી હશે, અને જો તે પોકળ ઉઘાડું કરશે, તો આ વેળાએ આપણે ઉગરવાનો આરો નથી. કાં તો ગરદન ઉડશે, ને કાં તો દેશ પાર જવું પડશે.'

'બાયલાં માણુસ જેવી વાત શું કરો છો? ક્ષત્રીયાણીનું પાણી શુ ગુમાવો છો? આપણે હરેક યુક્તિએ બચી જઇશું. સુલટાનું ઉલટું કરવું, ને સીધાનું ઉધું કરવું, એ તો આપણાં જેવાં શેતાનનું કામજ છે.'

'આ બાબતમાં મને બે શંકા ઉભી થાય છે, મલ્લરાજ? કાં તો શાહજાદો માધવરાજ પ્રત્યે મળીને પરભારી કુસુમને મેળવવાની ગોઠવણ કરતો હોય, અને કાંતો નંદરાજને મળીને આ ગોઠવણ થતી હોય. આપણી સાથે કરાર કર્યા પછી, માધવરાજને તેણે બધી હકિકત કહી હોય, અને માધવરાજે તેનું ચિત્ત બીજી રીતે પોતાના વિચાર તરફ ખેંચ્યુ હોય તો વાત ઉલટાઇ જાય મને એમ પણ શંકા જાય છે કે રખે, માધવરાજ, કુસુમપર આશક થયો હોય, અને પોતે કુસુમનો હાથ મેળવવા, પ્રપંચી શાહજાદાનો પ્રપંચ નંદરાજ મારફતે શાહને જાહેર કરીને, પોતે કુસુમનો વહાલો થાય, અને આપણુને હાથ ઘસતાં કરે! માધવરાજ, રાજ પ્રપચ છે! જોજે હં! નીમાજ પઢવા જતાં મસીદ કોટે ન વળગે?"

'તમારી ત્રણે શંકાનો પ્રત્યુતર ને પ્રયુક્તિ મેં ઘડી રાખી છે. જો શાહજાદાએ, માધવરાજને વાત કરીને પરભારી ગોઠવણુ

પણ ઉતારી હશે, ને કુસુમને કબજામાં લેવા યત્ન કર્યો હશે, તો નંદરાજને આપણે પહેલાંથી ખબર કરીશું, કે કુસુમ વટલી જાય છે, શાહજાદો હરણ કરવાની તૈયારી કરે છે, એમ કહીને નંદરાજ મારફત શાહને ખબર અપાવીશું, એટલે મુજફ્ફરશાહ, શાહજાદાનું અઘટિત પગલું અટકાવશે. નંદરાજનો કુસુમપરથી પ્રતભાર ઉઠી જશે. કુસુમ પરના અભાવે તેને વારસા બહાર કાઢીશું. ને નંદરાજને ભોગવતાં વાર શી? એમ હશે તો પણ ફાવીશું. બીજી શંકામાં, નંદરાજની સંમતિથી કુસુમને શાહજાદા સાથે પરણાવવાની ગોઠવણ થશે, તો તેમાં આપણે સામેલ થઇ જાઇશું, અને શાહજાદાને ખાનગી ખબર દઇશું કે વાઘેલા રાજાને ગળે વાત ઉતારી છે. કુસુમ શાહજાદાની બીબી થઇ પછી રાજનો હક્ક તો આપણોજ છે. ત્રીજી શંકામાં, માધવરાજ ખાનગી રીતે, શાહજાદાનો વિશ્વાસ ઘાત કરી, કુસુમનો હાથ મેળવવા ઇચ્છતો હશે, અને તેમાં નંદરાજની સમંતિ હશે, તો શાહજાદાને ખબર દઇશું કે તમારા મિત્રે આપણી ઘડેલી યોજના તોડી પાડી છે. તેમ થવાથી માધવરાજને કેદ કરશે, નંદરાજને પકડશે, ને કુસુમને બળાત્કારે વટલાવશે. કદાચ આ ત્રણ યોજના તુટી જશે, એટલે શાહ મુજફ્ફરખાનને મળીને નંદવાઘેલો બંદોબસ્ત કરી લ્હેશે, તે છેવટે તમારી બાપુડી લાલી* મોટી થશે, ત્યારે અહમદશાહને આપવાનો આજથી કરાર કરીશું, અને અહમદશાહના સ્વતંત્ર અમલ માટે વાટ જોઇશું, પણ નંદનગરની રાજધાની કુસુમના હાથમાં જવા નહિ દઇશું. હવે આ બાબતમાં ખરી શોધ થવી જોઇએ.

---

*જુવો રાસમાળા પૃષ્ટ ૫૮૦.

નંદરાજને તમે મળો. અનેક પ્રયુક્તિએ, તેમની કનેથી આ વાત કહ્ડાવો. હજુરી તમારો ખાનગી માણુસ થઇ પડયો છે. તેને મળો, હમણાંજ એ કામ હાથ ધરો; કેમકે પેલો માધવરાજ, કુસુમના મહેલમ છે. જો નંદરાજને એ વિષે ખબર ન હોય, અને ધારો કે કુસુમે માધવરાજ વિષે પ્રભાતમાં નંદરાજને કંઇ કહેવા માટે મુલ્તવી રાખ્યુ હોય, તો તે પહેલાં નંદરાજના કાન ભભેરી દઇએ, અને કુસુમે જે ભૂલભરેલું પગલું ભર્યું છે તેનો લાભ લઇ, નંદરાજને બતાવી દઇએ કે, કોઇ પરપુરૂષનો હાથ મેળવતી, રાત્રીના એકાન્ત ભાગમાં કુસુમ કાળાં કામ કરે છે નંદરાજને ભંભેરીને જો આ ટાણે કુસુમના મહેલમાં માધવરાજને બતાવી દઇયે, તો બેડોપાર થાય—નંદરાજને વહેમ પડયા પછી, કુસુમ કે માધવરાજ, ગમે તેવી રીતે સમજાવશે તો તે માનવાનો નથી. પછી આપણે કુસુમને કબજે કરાવવી, ને માધવરાજને હાંકી કહ્ડાવીને, શાહજાદાને ખાનગી ખબર દેવી કદાચ જો નંદરાજની સંમતિ જણાય, તો બીજો ધારેલો પ્રયત્ન સફળ કરવો. માટે તમે જાઓ, નંદરાજને કઇક પ્રયુક્તિએ ભોળાવો—ને મને જલદી બોલાવો.

"ઠીક છે. જા; પ્રભુ કરશે તો હમણાંજ તને બોલાવુ છું."

થોડી વાતમાં સાર ખેંચીને ચતુર ચાવડી છુટી પડી. મલ્લરાજ પ્રપંચની પથારીમાં પડયો. ચાવડી નંદરાજના અંતઃપુર તરફ ગઇ. વાદળાંમાંથી વીજળી ચમકી. ગગનમાં ગડગડાટ વર્ષા પડવાનો થયો !

# પ્રકરણ ૨૦ મું.

## ભૂલો પડેલો નંદ વાઘેલો.

અપમાન પામીને વિખુટી પડેલી છતા ગરજની મારી નષ્ટ નારીઓ, સ્વામીની સોડમાં સતાવાની બહુ પ્રયુક્તિ કરે છે. છછુંદરી પેઠે ફુંક મારી કરડે છે, અને પાછળથી ઝેરી નાગણનુ રૂપ ધારણ કરીને ડંસે છે, તેમ કરતાં કદાચ તે પકડાય છે—સપડાય છે, ત્યારે અબળા થઇ ઉભી રહે છે. દયાની યાચના કરે છે. ભલા ને ભોળા, દયાળુ ને દાતાર સજ્જનો, ક્રૂરજનનાં ક્રૂરપણા તરફ જોતા નથી, અને તેને છોડી દે છે. પણ નીચજનો તે કૃપાનો દુરૂપયોગ કરે છે, એજ છોડનારને ફરીને તે ડસે છે.

નંદરાજને ભોળવીને, પટાવીને, ફસાવીને શાહની મુલાકાત બંધ પાડી—તેને રોકી રાખ્યો; અને તે નદરાજને ખબર પડી, ત્યારે થોડા દિવસ અણગમાની નજરે જોઇ અબળાપર દયા ખાધી, ને અસલ સંબંધ ચાલુ કર્યો. સગર્ભા રાણીએ સ્ત્રી ચરિત્ર કર્યું, એટલે રાજાએ જાણ્યું કે ગર્ભને નુકસાન પહોંચશે, એમ ધારી રાણીના મનપર થયેલી માઠી અસર કહાડવાને પોતે પ્રેમથી વર્તવા લાગ્યો. જોકે એ ગર્ભથી ક્ષત્રીકુળને ને વાઘેલા કુળને એબ લાગવાની ન્હોતી, ગિરિનંદના કહેવા મુજબ આ રાજબાળા લીલાદેવડી તો શાહજાદાને વરીને ધર્મભ્રષ્ટ થવાની હતી; તો પણ નંદરાજ એ સર્વ વાત વિસરીને રાણીને ત્યાં જતો આવતો થયો એકજ મહેલ છતાં.

તેમાં બે ભાગ કરાવી પોતે એકાન્તમાં રહેતો હતો, અને તે માત્ર કુસુમના માનને ખાતરજ હતું, પણ કુંવરી લાલાનો જન્મ થયા પછી તો રાજા નવી રાણીને ત્યાં આવતો જતો થયો જો કે તેના મનમાં ખિન્નતા હતીજ, તોપણ સ્ત્રીપદ તરીકે, ભલો રાજા માન આપવા લાગ્યો. આ નીચ સ્ત્રીને તેમણે અપવાદ–મુકત કરી–બંધનથી છોડી, તો તેજ ફરીને ડંસવાની તક શોધવા બેઠી–નંદરાજને પાયમાલ કરવાનો પ્રયત્ન કરવા લાગી.

નીચ માણુસો બીજાનું ભૂડું કરવા ધારે છે, પણ તેના પરિણામમાં પોતે કેટલુ પોતાનું અરિષ્ટ કરી શકે છે, એ વિચાર કરતાં નથી. ભલાં માણસોનું તો છેવટ ભલુંજ થાય છે, પણ નીચજનોની નીચતાનો ભોગ થઇને અલબત તે દુઃખ તો પામે છે. સુર્ય પોતાનાં શુદ્ધ કીર્ણથી વિશુદ્ધ છે, છતાં રાહુના સ્પર્શથી થોડો વાર કૃષ્ણરૂપે રહે છે. કાળની ગતીને વશ જગત છે, સુખ દુઃખનો સંબંધ સાથેજ છે. ભુંડાથી ભલાની ગણત્રી છે, રાત્રીથી દિવસની પીછાણ થાય છે. ભલું ભુડું થવુ તો ઇશ્વર હાથ છે, પણ નીચજનો નિમિત્ત માત્ર તો છેજ ! !

નંદ વાઘેલો સજાગૃત હતો; બે દિવસથી ચેન પડયું નહોતું. મનપર કંઇ માઠી અસર થએલી હોય, એવા ચિન્હ જણાતાં હતાં, રાત્રી બહુ વીતી ન હતી, તોપણ સંસાર–સાગર ઉછળતો બંધ પડયો. દીવો બળતો હતો, અને નંદરાજ તરેહવાર વિચારપર ચડયો હતો, એવામાં ચાવડી રાણીએ ધીમે ધીમે પ્રવેશ કર્યો. નંદરાજના પલંગ પ્રત્યે દૃષ્ટિ કરી તેમને સજાગૃત જોઇને બોલાવતી બોલાવતી પલંગ નજીક આવી. નંદરાજને આશ્ચર્ય લાગ્યું.

“,ચાવડી ? આ વેળાએ ઉંઘમાંથી ઉઠી અકળાયલાં કેમ આવ્યાં ?” નંદરાજે ઉઠીને કહ્યું.

“આપને જોવા માટે–આપ ઝબકી ઝબકીને જાગી ઉઠો છો, એમ ખબર મળતાં દોડી આવી; આજે આપની તબીયત એવી કેમ થઇ ગઇ ?’ ચાવડી બોલતી બોલતી પલંગપર બેસી ગઇ, ‘મને લાગે છે કે તમારા મનપર માઠી અસર થઇ છે. એમ શોચ ન કરશો, એ તો બનવાનું હસે તે બનશે ! છોરૂ કછોરૂ થાય, તેમાં માબાપ શું કરે ? રહે તો આપથી, જાયતો સગા બાપથી !’ ચાવડીએ નવો મુદ્દો ઉઠાવ્યો. નંદરાજના કાનપર કુસુમની વાત આવેલી છે, અને તેથીજ તે ભ્રમિત થયો છે, એવા નિશ્ચયપર ચાવડી રાણીએ, નંદરાજના નબળા મગજમાં ભ્રમ ઉત્પન્ન કર્યો–સૂચક સ્વાલ કર્યો. આપો આપ પ્રશ્ન ઉભો કર્યો.

“ચાવડી? તમે શું બોલો છો ? છોરૂ કછોરૂ શું ? ”

“ના–કંઇ નહિ ! મેં જાણ્યું કે કુસુમબા બે દિવસથી આવ્યાં નથી, તેથી આપના મનમાં ખોટું લાગ્યું હોય !”

“તેમાં ખોટું શું લાગે ? એ કુંવરી .વળી અહીંઆ આવે છેજ ક્યારે, જે ન આવી તેથી ખોટું લાગ્યું હોય ! કદાચ મારી પ્રકૃતિ અસ્વસ્થ હોય, અને અગત્ય હોય, તો તેડાવ્યાથી તુરત આવે ! પણ તમારા બોલવાનો ભેદ જુદોજ છે, તમે વાત ઉડાવી દીધી...

“ના–ના–નાથ, તમે વાત ઉડાવી દીધી. તમારા મનમાં કંઇ પણ એ મત છે. મને ખાનગી વાત કરવાથી કદાચ તમને નુકસાન થાય, તે માટે તમે આટલી વખત સુધી વાત ન કરી. મને પક્કી ખાત્રી છે કે તમારા મનમાં જે વાત છવાયલી છે, તે વાતેજ તમારી

પ્રકૃતી બગાડી છે, પણ પ્રાણનાથ, ખુલાસાથી મનનો શોધ ને મગજની ગરમી ઉતરી જાય છે, માટે તમે વાત ન ઉડાવો, ખરૂં હોય તે કહો! કુસુમ બ્હેને નાદાન પગલું ભર્યું છે, એ વાત આપથી અજાણી છે, પણ મારાથી નથી." નંદરાજ તો વિસ્મય થઇ ગયો. કુસુમે કંઇક નાદાન પગલું ભર્યું છે. તેથી તો એ કેવળ અજાણ છે. છતાં નવી રાણી એ વાતનો અનુભવી લેખે છે. ચાવડી જેમ જેમ વાત આગળ વધારતી ગઇ, ગળે પડતી ગઇ, તેમ તેમ નંદરાજ શંકાતો ગયો. ચાવડીની વાત જાણવા અભિલાષી બનતો ગયો; ચાવડીની ચતુરાઇ સમજી શકયો નહિ. ભેદ પારખી શકયો નહિ. ભોળા રાજાના મનમાં ચાવડી નાગણે એવું ધીમું વિષ મુકવા માંડયું, કે તે ધીમે ધીમે ઘેનમાં આવવા લાગ્યો.

'રાણી ? તમે મને ખરો ખુલાસો કરો. પ્રતિજ્ઞાથી કહું છું કે તમે કહોછો, એવી બાબત વિષે મને કશીજ ખબર નથી!"

"હોય નહિ! હું કદી માનુંજ નહિ કુસુમ જે પગલું ભરે, તે આપની રજા વગર ન હોય; એ તો અમને સમજાવવાનું, ભોળી નારીઓને રમાડવાનું; ખરૂં છે કે દીકરીનું સગપણ તેટલું બાઇડીનું નહી! કળિયુગનો જમાનો તેમાં તમારો શો વાંક! હશે! જાણીને પેટ બાળવાનુંજ કેની! ધારો કે તમે એ વાત જાણતા નથી, તો હવે જાણીને શું જીવ બાળવાનો હોય! એ તો તમારી પ્રકૃતી બગડેલી છે, તેમાં વધારો કરવો, એટલુંજ કેની ? નાથ! તમે પોઢી જાઓ; લ્હો, હું પવન નાખું!" ચાવડીએ ઉશ્કેરણી કરી, ને પંખો હાથમાં લઇ પવન નાખવા મંડી.

"દેવી ? તમારા પવનથી હવે મને વધારે ટાઢ વાય છે; મને જે કહેવું હોય તે કહો, ઠપકો આપો, પણ જે નવી ખબર મળી હોય તે જણાવો. મારાથી હવે સાંભળ્યા વિના રહેવાતું નથી—માથું ફરે છે, જીવ ગભરાય છે; આજ સાંજથી મને ચેન પડતું નથી. દીલ અકળાય છે. કોણ જાણે વળી શા તોફાન મચેલાં છે ! અરેરે ગુજરાત ? તારી શી દશા થવા બેઠી છે ! વાઘેલખંડ દુકાળમાંથી મુક્ત થયો નથી ત્યાં તું કયા પરહસ્તમાં રઝળવા ચાહે છે ? વાઘેલા કુળની આ શી હાલત થવા બેઠી હશે !" ભોળા વાઘેલાના મનપર ચાવડીએ સચોટ છાપ બેસાડી, એ માખીની જાત ઉડાડતાં છતાં હઠીલી થઇ બેઠી, અને સાકરને ગાંગડે પાસેથી દૂર કર્યો; પણ હઠીલી જાત એટલે હઠ ન છોડી ! રાણીને જેમ જેમ અધીરાઇ લાગી, તેમ તેમ તે હઠીલી થતી ગઇ. નંદરાજ અકળાયો, ત્યારે તે બળવંત બનતી ગઇ.

"ગુર્જર રાજધાની ખિલી છે. શાહનો પાસો સવળો છે. ક્ષત્રીની પડતી છે. રજપૂતોના હાથ ભોંયપર છે. ક્ષત્રીયાણીઓનું સુખ ગુજરાતના સુબાની પગની પાનીયે છે, વાઘેલજી ? તમારી ટેક પણ જવા બેઠી છે

"પણ કંઇ સમજી શકાય, ખરૂં ! રાણી ? તમે બધાં સાથે કેમ મારો જીવ ફેરવો છો !"

"કહીશ, તો ખોટી ઠરીશ. લુચ્ચી તરીકેનો શક તો હજી હીરાકંઠી પેઠે છાતી ઉપર ચોટેલો છે, તેમાં અદેખાઇનો ચાંદ વધશે ને તેથી હું બૂરી ગણાઇશ."

"ના ના રાણી ? તમે મને ખુલાસાથી વાત કરો."

"વાઘેલા રાજાની ટેક તુટી જાય તેવો સમય છે, પણ મગજ શાન્ત રાખવું પડશે. હું કહું તેમ કરવું પડશે."

"તું જેમ કહીશ તેમ કરીશ. મારાં સુખ માટે તું જેમ દોરવશે તેમ દોરાઇશ. !"

"મારી વાત તમારા મગજપર તીવ્ર અસર થશે, કારણ કે તમે રાખેલી ટેક તૂટવાનો બનાવ તમે જાણશો; હાલ તમારી પ્રકૃતી નબળી છે, માટે જરા મગજ ઠેકાણે રહે, એવી તમારે દવા પીવી પડશે."

"લાવ—દવા પા ! હવે તો હું સ્વર્ગસ્થ થાઉં, તેવી દવા આપ."

"મારા પર વિશ્વાશ છે ? જો શંકા રાખીને કામ ન કરશો ! ડાકટર હાજર છે, કહો તો બોલાવું !"

"બોલાવ, ડાકટરને કહે કે ઝેર પાઇ દે ! દુઃખ સહન નથી થતું, જો તેમાં વધારો થશે, તો હવે સહન નહિ થાય" નંદરાજ પલગપર પડી ગયો. ડાકટર સાથે પહેલાંથીજ રાણીએ ગોઠવણ કરી હતી. નંદરાજ પલગપર પડતાંજ રાણીએ બૂમ પાડી, કે ડાકટર દોડી આવ્યો. શાન્તિની દવા તૈયાર હતી, તે પાઇ દીધી. નંદરાજ શુદ્ધિમાં આવ્યો. મદ્યપાનના કેફથી તે રંગી બન્યો. વિષનો વાસ હતો, એટલે ભંગી જેવો બની ગયો. મગજમાં ગરમી એકદમ ચડી ગઇ. અવિચારી થઇ ગયો. ચાવડીની ડાકલીપર આ ઉંદર નાચવા લાગ્યો; ખરી વાત છે કે—

**લાવણી.**

દશા સુજાડે દીન આવેલો જગમાં સૌ જનને,
અંતર અંદર એજ કલ્પના આવે બહુ મનને.
અવળુ થાવા બેસે ત્યારે સવળું સુજ—ન પડે;
છતે દીને અંધારૂ લાગે, અવિચારી તનને.

"રાણી? હવે મને પેલી કથા સંભળાવ!"

"પ્રતિજ્ઞા કરો કે વાત બહાર પાડવી નહિ ઉશ્કેરાયલા દીસે કંઇ અમલ કરવો નહિ!"

"પ્રતિજ્ઞા લઉં છું. પણ મારી લાજ રાખવાની જરૂર પડશે. બોલ, બોલ, ચાવડી? બોલ, તું શું કહે છે?" વાઘેલો પલંગપર બેઠો થયો,

"સાંભળો, શારદને મળવા જતા અટકાવવામાં મેં ઢોંગ કર્યો, અને કુસુમે તમારી લાજ રાખી, એથી તમને સંતોષ થયો, અને અમે દગાબાજ ઠર્યાં, એ વાત લક્ષમાં છે?"

"પણ તે વાત તો વિસરાઇ ગઇ. હવે તાજી કરવાનું કારણ?"

"કારણ એજ કે અમારાપર કાળો ડાઘ બેઠો છે, અને તે ડાઘ હજી તમારા દીલમાં કાયમ છે."

"વારૂ, ધારો કે તેમ છે, તો તેનુ શું છે?"

"તેનું એજ કે કુસુમે તમને અમારા માટે શક બેસાડયો, અને પિતાની વહાલી દીકરી દાખલ તમારૂં કામ પાર પાડી આવી, પણ તેના તો દીલમાં કાળું હતું."

"શું?" નંદ વાઘેલો નિરાંતે બધું સાંભળવા લાગ્યો.

"એ કુંવરી તમારી દાઝ જાણીને ગઇ નહોતી. માત્ર તકનો લાભ લઇને પ્રિયતમ શોધવા ગઇ હતી."

"પ્રિયતમ શોધવા? ત્યાં કોણ એવો રાજપુત્ર હતો, જે મારી એટંકી તનયા છુપી રીતે તકનો લાભ લઇ પ્રિયતમ શોધવા જાય?"

"સાંભળો, સાંભળો ! ત્યાં જે પ્રિયતમને પોતાનો પતિ ધાર્યો હતો, તે બગીચામાં આવી ઉતર્યો હતો, ને કુસુમ તેને મળવા ગઇ હતી. એમને તો હજી કુસુમે પોતાના મહેલમાં છુપાવ્યો છે, જેની આપને ખબર પણ થઇ નથી"

"હોય નહિ ! કુસુમ એટલું બધું સ્વતંત્ર પગલું ભરેજ નહિ"

"જોવું છે ? તપાસ કરવી છે ? શાહજાદા સાથે વટલી ગઇ, બાગમાં સાથે બેસીને ખાધું ! શાહને મળવા ગઇ, ત્યાંજ નખ્ખોદ તો વાળ્યું. થોડાજ રોજમાં બીબીજાન થવાની ! રજપુતાણી ટળવાની ! વાઘેલા રાજાનો ટેક જવાનો, અને દીકરીની જાતનાં લાડનું સ્વતંત્રપણું તથા એકાન્તવાસનું પરિણામ પ્રકટી નીકળવાનું ! માતા વગરની દીકરી, ને બાપના લાડમાં વખણાયલી, તેના ભવાડા જગત જોવાનું ! મહારાજા ? અમે તો બધું જાણીએ છીયે, પણ અકારાં ઠર્યાં, એટલે કંઇ નથી કહેતાં ! ચાર દિવસથી રમત રમાય છે. બગીચામાં મોજ ઉડે છે; ગઇ કાલેજ શાહજાદો અહીંથી ગયો, પણ તેના એક જુવાન રજપૂત મિત્રને કુસુમના મહેલમાં મૂકી ગયો છે, પછી જોઇએ તો પોતે કુસુમને ઉડાવી જવાનો હોય ! "

"કુસુમના મહેલમાં હજી તે રહેલો છે ? શું શાહજાદા માટેજ કુસુમ સૂબા કને ગઇ હશે ! શું બગીચામાં તે શાહજાદા સાથે જમી પણ હતી ?"

"નજરે જોનાર કહે છે, હું ત્યાં હાજર નહોતી."

"કોણ જોનાર ?"

"માળણ અને મલ્લરાજ બન્ને ! માળણે, મલ્લરાજને જણાવ્યું ને તેણે છુપી રીતે નજરેનજર જોયું."—

"મને મલ્લરાજે વાત કેમ ન કરી?"

"મલ્લરાજ તો તમારી નજરમાં નીચ દેખાય છે!"

"તે સાબીત કરી આપશે?'

"હમણાંજ નજરે નજર જોઈ ખાત્રી કરોની? રાત્રીએ પોતાના મહેલમાં જુવાન પુરૂષ રાખીને, હાનિશમંદ કુંવરી રમણ કરે છે એટલુજ જુવોની?"

"કર્યા છે મલ્લરાજ!"

"અરે કોઈ હાજર છે? મલ્લરાજને બોલાવી લાવો!" રાણીએ હુકમ કર્યો. ગોઠવણ પ્રમાણે સર્વે હાજર હતાં. સિપાઈએ સલામ કરી, અને હુકમ બજાવવા ચાલ્યો. રાણીએ, રાજાને ધીમું ઝેર દેવું ચાલુ રાખ્યું!"

"ચાવડી? કુસુમે જો આ કામ કરવાની હિંમત કરી હોય, તો હું ઠગાયો, ભૂલ ખાધી—ને છેવટે બુઢાપણે ધૂળ ખાધી! મેં તેને બેહદ છૂટ આપી, તેનું આ પરિણામ?"

"ભોળા રાજા? તમે આકળા પડશો નહિ. હજી દુધમાં મીઠું પડી ગયું નથી—હજી બાજી સંકેલવી આપણા હાથમાં છે. ધીંધાટ કરવાથી નાગરિકોમાં ચર્ચા થશે. એ વાત દેશ પ્રદેશ ફેલાશે, તો રાજનું પાણી જશે, અને શાહને ખબર થશે તો મહા પંચાત. કુસુમ શાહજાદાના પ્રેમપાશમાં પડી છે, એવું શાહને કાને નાખવામાં પણ જોખમ છે. કુસુમ, શાહને છેતરીને જુઠું નામ આપી આવી છે એ વાત પ્રકટ થાય, તો તેમાં પણ નુકસાન છે! આપે છછુંદરી ગળી છે. હવે તો આપણે જે કંઈ કરવાનું છે, તે એટલુજં કે કુસુમને

કબજે રાખવી. માધવરાજ કરીને જે ક્ષત્રીકુમાર મહેલમાં પેઠો છે, તેની કંઇપણ દલીલ સાંભળ્યા વગર ઠપકો દઇને, દમ આપીને રવાના કરવો. શાહની કને કોઇ પણ રીતે વાત જાય, તેવો પ્રસંગ લાવવો નહિ. શાહજાદાને કે બીજા કોઇ પણ અજાણ્યાં માણુસની સાથે કુસુમની ભેટ થવા દેવી નહિ. કદાચ શાહજાદાને, પેલો તેનો મિત્ર વાત જાહેર કરે, અને શાહજાદો ઉશ્કેરાઇને, શાહને ઠગાઇની વાત કદી જાહેર કરે, અને શાહ, કુસુમનું હરણ કરે, તો તે વેળા, તમારી મિત્રતાનો લાભ લઇને રોષ ઉતારવો. ભલાભાઇની દોસ્તી તો એવીજ, બાપના નહિ, તે બીજાના હોય! આપ પુખ્ત છો, ડહાપણદાર છો, અનુભવી છો, વિચાર કરજો. વ્યાજબી લાગે, તેમ કરજો. અમને જે બુદ્ધિ સુઝી તેમ બોલ્યા. કાનપર વાત આવી તે કહી. જોઇએ તો ઉઘાડું પાડો, જોઇએ તો ખાત્રી કરી વાત ખાનગી રાખો, જોઇએ તો બંદોબસ્ત કરો, ને જોઇએ તો ક્રોધ પ્રકટ કરો."

"તારૂં કહેવું વાજબી છે, ચાવડી? શાહને એકદમ આવી વાત કહે ને કદાચ નિમાજ પડવા જતાં મસીદ કોટે વળગે તો! કુસુમની શુરવીરતા ને કાન્તિ પર શાહજાદો લલચાયો હોય, ને મારા મિત્રના કુમાર તરીકે કુસુમે સુબાને છેતર્યો છે, એમ ધારી પોતે કદી અપવાદમાં લાવી શિક્ષા કરવા તૈયાર થાય-ને મારી બદલ પોતાના શાહજાદા સાથે કુસુમને પરણાવાનું ફરમાન કરે, યા ફર્જ પાડે, તો મુસલમાની દોરનો ભરૂસો ન કહેવાય! ખરેખર હું સકડામણમાં આવ્યો. શાહજાદાને છેડાય નહિ. કુસુમ સમજે તો ઠીક, નહિ તો મારી ટેક ડુબી જશે! લાજ ધુળમાં મળી જશે ને રાખ

થઇ જશે. હાય! હાય! અટંકી બહાદુર પિતાની વિશ્વાસુ કુંવરીએ આ શું કરયું હશે? શું સાહને ત્યાં ગઇ હશે, ત્યાં શાહજાદાની પરોણાગતથી લલચાણી હશે! ચાવડી! બાળા નાદાન, ને શાહજાદો ઇશકી, એટલે પુરૂષ રૂપે સ્ત્રી પારખી ગયો હોય; એકાન્તમાં કુસુમ ઓળખાઇ ગઇ હોય, અને પ્રેમ બાંધ્યો હોય; અથવા કુસુમે ખોટું નામ આપ્યુ હોય, ને પાછળથી પકડાઇ ગઇ હોય, તો બચાવમાં શાહજાદાને પોતે વરવાની આશા દીધી હોય! આ બધું બનવા જોગ છે. હવે જો મલ્લરાજ આવે તો તેને પુછીને-કુસુમના મહેલમાં જવું, અને પેલો જે રજપૂત હોય તેને તપાસીને પછી યોગ્ય શાસન કરવું."

"જો, જો, હં! ઉતાવળા ન થતા! કુસુમ નાદાન છે, કદાચ જુવાનીના જોરમાં, ને રાજમદના આવેશમાં, પરપુરૂષના પ્રેમથી આંધળી થઇને હલકું પગલું ભર્યું હોય, તો તેને એકદમ શરમાવશો નાહ; મુઝાવશો નહિ. પ્રેમી ને કામી માણસો આંધળાં હોય છે! ખૂનપર ચડેલાં માણસને દયા નહિ, તેમ કામી માણસને શરમ નહિ! પોતાના આવેશમાં આવ્યા પછી તે પોતાની ને પ્રતિજનની શરમ રાખતાં નથી. તેઓ અવિવેક કરવાને, અને મોટાંની મર્યાદા તોડવાને અચકાતાં નથી. જોકે તેઓને શુદ્ધિ આવ્યા પછી ઉતાવળમાં કરેલાં સાહસનો પસ્તાવો થાય છે, પણ આવેશના પ્રસંગે તેઓ આંધળા બની જાય છે."

"હું એવો મૂર્ખ નથી. મારી ખાત્રી કરીશ. કુસુમની નાદાની કયા પ્રકારની છે, એ તપાસીશ; અને પછીજ ઘટતું પગલું ભરીશ,

સાપ મરે, ને લાઠી અનામત રહે! કુસુમનો વાંકો વાળ થાય નહિ. તે કબજે થાય, અને માધવરાજ, શાહજાદો તથા સુલતાન અપમાન પામે નહિ, તેવુ કરીશ”

‘આપ હજી ભોળાઇમાં ઠગાઓ છો. અને વધુ ઠગાશો! કરડવુ નહિ, પણ ફુંફવાટો તો રાખવોજ! તમારી નજરે ખરી વાત પડી, તો પછી મુગા મુગા ચાલ્યા ન જવું! જરા કુસુમને પણ ગુસ્સો દેખાડવો, કે ફરી એવું પગલું ન ભરે! પેલા રેઢીયાળ કુમારને પણ ઠપકો દઇ રજા આપવી, કે ફરીને તે હલકું પગલું ભરી ન શકે! આપણો ટેક, ને ધર્મનાં સ્વરૂપ બતાવી દેવાં વાઘેલા રાજાનો રિવાજ અને ક્ષત્રીવટ જણાઇ આવે, અને આપણું ધારેલું થાય, એવુ કર્યા વિના પાછું આવવુંજ નહિ.”

“મને ત્યાં કોણ લઇ જશે? કુસુમના મહેલમાં પેલો રાજકુમાર પેઠો છે, એવું કેમ જણાશે?”

‘મલ્લરાજ! એમને કાને બધી બાતમી આવી છે.’

‘મલ્લરાજ કયાં છે?’

‘હાજર છે, નામવર?’ મલ્લરાજ માત્ર પોતાના શબ્દ ધ્વનીની વાટજ જોતો હતો, તેણે તુરત જવાબ દીધો. અને રાણી અંદર આવી, સ્વાર્થી–ભોળો શિયાળ નમી પડયો. કાગડાએ પુરી પડાવા જેવો ઢોંગ કર્યો હતો, તેવો ઢોંગ કર્યો સિંહના સપાટામાં આવીને શિયાળે પંજામાંથી છુટવાની જે યુક્તિ કરી હતી, તેવી યુક્તિ પણ લડાવી. નંદરાજે તેને ઘટતા પ્રશ્નો પુછયા તેના પ્રત્યુત્તર મલ્લરાજે એવા આપ્યા કે જાણે કુસુમની પ્રત્યે તેને કંઇ પણ દ્વેષભાવ ન હોય, અને માત્ર

તેનો હિતાર્થી હોય, તથા તેનાં ભલાં માટેજ આ પ્રયત્ન પ્રકટ કર્યો હોય, તેવો ડોળ દેખાડયો. ભોળો રાજા, કારસ્તાની કૂતરાઓનો ભોગ થઇ પડયો. અને સુડી વચ્ચે સોપારીની દશામાં આવી પડયો.

કુદરતની અજબ લીલા છે! જેને માટે તિરસ્કાર ઉભો થયલો, જેનું મો જોવાને હઠીલો થયેલો, જેનાં ક્રૂર કામોમાંથી બચી ગયલો, એવાં માણસોના ભભેરવાથી ભોળાઇને-ઠગાઇને, નંદવાયેલો ઉશ્કેરાઇ ગયો તેમ ચાલ્નડીની ચતુરાઇનો પુરાવો મલ્લરાજથી પુગે પડયો. કાવત્રાંખોર અને નીચ માણસોનો અનુભવ થયા છતાં નંદરાજને આ જનોપર વિશ્વાસ બેઠો. જે પુત્રી. પોતાના પિતાનાં ભલાં માટે, તેનાં જીવનપર આવેલી આપતિ માટે, પોતાના જીવને જોખમે બચાવની યોજના કરે છે; પિતાના શત્રુનો નાશ કરવા મથન કરે છે, પોતાની પવિત્રતાને કલંક લાગે, એમ જાણ્યા છતા પિતાના આયુષ્યપર થતો હુમલો હાંકી કહાડવા, પરપુરૂષ સાથે પ્રેમ વધારી, તેને એકાન્ત મહેલમાં રાખીને રાત્રીના ઉજાગરા કરે છે, અને પ્રપંચના મહા રણયુદ્ધમાં લડીને, પિતાને બચાવાની તૈયારી કરે છે; તેજ પુત્રીને, કાનનો કાચો ને આંખનો આંધળો વાયેલો કલંકીત કરવાની, દેશપાર કરવાની, વારસામાંથી બાતલ કરવાની ને નાલાયક ઠરાવવાની તક મેળવે છે. માત્ર એક ઠગારા, હડહડના વૈરી, પછાત પડેલા પાખંડીઓના પ્રપંચથી ઠગાય છે! ખરી વાત છે કે સુર્ય જેવા પ્રચંડ તેજસ્વીને, એક નાનો ગયુગહુ સ્પર્શીને, ભલે થોડીક વારજ, પણ કૃષ્ણરૂપ કરી મુકે છે, તો નંદવાયેલાની પવિત્રતાને, મલ્લરાજ જેવો રાહુ અપવિત્ર કે કલંકિત, કિંવા પસ્તાવાભરી કે ભૂલભરી રીતે મૂર્ખતા જગમાં

જાહેર કરાવે, તેમાં આશ્ચર્ય કહેવાય નહિ. હામાન જેવો શુદ્ધમતનો પાદશાહ, શેતાનના ભમાવવાથી ભમી જઇને, અંતે જીંદગી હાર્યો, તો વાઘેલ રાજા, થોડી જીંદગીનો ભોગ આપે તેમાં નવાઇ નથી. જગતનું એવુ જ બંધારણ છે. સૂર્ય આથમે છે, ચદ્ર ઉગે છે, અને વળી બન્ને અસ્ત થઇને તિમિરજગ થઇ જાય છે; ફરી ઉદય થાય છે, સર્વ પદાર્થ પોતાનો એક સમય લહે છે, પછી તેમાં સદગુણ હો વા દુર્ગુણ હો ! અનંત કાળની ગતી વિચિત્ર છે ! અનેક પદાર્થો ઉદભવ થાય છે, અને લય પામે છે. તેમાં એકવાર પોતાનો સમય ભોગવીને તેજ ગુણના અંશોમાં તે મુકતી પામવા જાય છે. શ્વેત વસ્ત્રને કાળા ડાઘનો ભય છે, કાળા રંગને કશો ભય નથી, તે તો સ્વજાતેય કૃષ્ણ છે ! પિત્રાઇ, પણ ખૂની ને કાવતરાંબાજ પુષ્કરે, નળરાજાને રાજસુખથી વિહીન કરવા માટે પ્રપંચ કર્યો હતો, તેવાજ મલ્લરાજના પ્રપંચ હતા. અંતે નંદરાજ તેની જાળમાં ફસી પડયો. મધ્યરાત્રે રાજયની તાર્કિક ઇચ્છાઓ અમલમાં મુકવા, મહાવ્યાધીકર અને પ્રપંચ જીવનનું સુત્ર મેળવવાને, ઉડતી આશાના વૈમાનવાયુપર સ્વાર થઇ મલ્લરાજ સાથે કુસુમના મહેલ તરફ ચાલ્યો. નંદરાજે માથે હાથ દીધો. અપવિત્ર સાગરમાં ભાંગેલી હોડીપર હાથ રખાવી, ભોળા નંદરાજને ખલાસી કરી હલેસાં મારતો કર્યો ખડકની ખબર નહતી, જળમાર્ગ જોયો ન હતો, નૌકા ભાંગેલું હતું, છતાં મલ્લરાજે નંદ વાઘેલાને પણ ડૂબાડયો, ને પોતે પણ અંતે ડૂબો, ગરક ગયો; નાશ પામ્યો ! !

અંધારી રાત્રે નંદરાજ ભ્રમણે ચડેલા મલ્લરાજ સાથે કુસુમના દરવાજા પાસે આવ્યો. મલ્લરાજ જુદાજ પોશાકમાં હતો. મોંપર અર્ધ

ઝુકાની વાળી લીધી° હતી. પાયજામો અને પેરણુ પહેરવાની રીત બંદલેલી હતી, એટલે વફાદાર વૃદ્ધ સામંતથી પરખાય તેમ નહતું. દરવાજા પાસે આવીને મહારાજાએ સામંતને બોલાવ્યો. અફીણી સામંત હુકકો તાજો કરતો હતો. નિદ્રા તજી બેઠો હતો,' તેણે તુરત મહારાજાનો અવાજ પારખ્યો. સામંત, કુસુમના મહેલમાં બનેલા બનાવ જોતો હતો. તેની વૃદ્ધ–અનુભવી કલ્પના એમ કહેતી હતી, કે વૈરીઓ કંઇક તોફાન મચાવશે. કુસુમ જોકે નિર્દોષ ને પવિત્ર મુર્તિ છે, તો પણ તેનાં બાળક°પગલાથી તે ઠપકાને પાત્ર થશે, ને બીજાને પણ કરશે. મહેલમાં કોઇ નીચજનનો હુમલો ન થાય, અથવા તાકીદનો હુકમ અમલમાં મુકતાં વાર લાગે, એમ સમજીને તે સજાગૃત રહેલો હતો. સામંત નિમકહલાલ ને લાગણીદાર અનુચર હતો. કુસુમની અનેક આપત્તિઓ પોતે ઉઠાવી લેતો, જેની ખબર પાછળજ પડતી હતી છતાં સામંત મગરૂર થતો નહિ, કે તેનો બદલો મેળવવાને લલચાતો નહોતો.

મહારાજાનો સ્વર સાંભળતાંજ તેના મનમાં શેરડો પડયો હતો. હુકકો પડતો મુકીને તેણે દરવાજો ઉઘાડયો, તો નંદરાજ અને સાથે કોઇ ન ઓલખાય તેવો શખ્સ દેખાયો દીવો બારીક હતો, અંધારૂં હતું, એટલે તે ઓળખી શકયો નહિ રાજા સાહેબ સાથે તે હતો, એટલે વધારે પરપુછ કે આનાકાની કરી શકયો નહિ. મહારાજા દરવાજામાં પેસતાંજ સામંતને સાથે લઇ, એક ઓરડાપર જઇ બેઠા

"સામંત' તમે મારા વિશ્વાસુ ખવાસ છો મારી જુવાન કુંવરીને તમારાં રક્ષણ તળે સોંપી છે એમ નથી, પણ નંદવાઘેલાની આબરૂ

અને નંદનગરીની કીર્તિ તમારા હાથમાં મુકી છે. તમે શાહને રીઝાવી આવ્યા છો, અને મારી જાત બચાવી આવેલા છો, એ વાત મારા મનમાંથી ખસી નથી, ને તેવીજ રીતે તમારાં ચાલુ ભલાં કામો તથા ફરજ બજાવતા હું તમને જોઉં છું, પણ જણાવવાને દિલગીર છું, કે આજે તમે લાલચથી અથવા શરમથી, પણ તમારી ફરજ બજાવવામાં કેમ ભૂલ કરી હશે, એ હું સમજી શકતો નથી."

"મારા વડીલ સરદાર ! આપનું કહેવું હું સમજી ગયો છું, પણ હું મારી દીકરી કુસુમ જે મારા પર હાલ સરદારી ભોગવે છે, તેણે અહીંથી ઉઠવાનો મનાઇ હુકમ કરેલો છે આપ સરદારને મારે ચેતવવાની જે જરૂર હતી, તે જરૂરનું પરિણામ સારૂંજ હોવાથી સવારપર મુલ્તવી રાખવામા આવ્યું છે. કુસુમ બહેનને ત્યાં એક મેવાડી રાજકુંવર મેહમાન છે તે રાતવાસો રહેલા છે. તેમની રાજભક્તિ અખંડ નિર્મળ હોવાથીજ આતિથ્ય કરવામા આવ્યું છે. કેટલાક અંદરના ભેદો છે કે જે ભેદ એકદમ પ્રકટ કરી શકાય તેમ નથી, એવા ગંભીર કારણોને લીધે, પ્રથમ તમારી મુલાકાત કરાવી નથી; તેમ આપની સંમતી લીધી નથી, પણ જયારે એ હકિકત આપ સાંભળશો, ત્યારે ખાત્રીથી માનશો, વાઘેલાજી ! કે આપ ફરીને જીવનમાંથી બચેલા છો. તમારી રાંક, પણ બહાદુર પુત્રી અઘટિત પગલુ ભરવાનીજ નથી. એકાન્ત છતા, રાત્રી છતા, યુવાન કુમારી સાથે, કોઇ અજાણ્યુ કુમારનો પ્રસંગ થવા દેવામાં આવ્યો છે, પણ ધૈર્ય રાખજો કે તેમાં અમે અમારી ફરજ વિસર્યા નથી. ક્ષત્રી-કુળને ઝાંખ આવવા જેવૂં થવા દીધુ નથી. મારી વૃદ્ધ આંખને

એક્ક આવવા દીધી નથી. સુકુમારીકાએ પવિત્રપણુ તજ્યું નથી. તજે તેમ નથી. કોઇ શત્રુએ તમને ઉશ્કેર્યાં હોય તો, અથવા આપને કુસુમબાની અઘટિત ચાલ માટે શક ગયો હોય તો; અથવા શક માટેજ તપાસ સારૂ આવ્યા હોય, તો નિઃશંક થઇ, નિશ્ચીંત રહી, સર્વ વ્યાધી હરીને મહેલમાં જઇ પોઢી જાઓ. પ્રભાતમાં એ કુંવર આપને મળશે, અને કેટલીક ખાનગી વાત કરવાની છે એ કહેશે. શું મુજ વૃદ્ધપરથી પણ વિશ્વાસ ગયો, કે મધ્યરાત્રે આપ અહીં એવી ખબર લેવા આવ્યા? શું હુ આપના હુકમનો ઉઠાવનાર નથી? હું ત્યાં આવીને ખુલાસો કરી ન જાત!"

રાજદરબારના પ્રપંચોને પારખનાર સામંતે, પોતાની અનુભવી અક્કલથી ને વાક્ચાતુર્યતાના પ્રબળથી, નંદરાજનો ઉશ્કેરાયલો પિત્તો નરમ પાડી દીધો પોતાની પુત્રીપર પ્રેમ છુટયો. ભયંકર ને ભેદભરી આપત્તિ તોડવાનો પ્રપંચ થાય છે, તેને કોઇ શત્રુએ નવું રૂપ આપ્યું છે, એવુ જાણીને ચાવડી તથા મલ્લરાજપર શંકા લઇ ગયો. મલ્લરાજ તરફ નંદરાજે દૃષ્ટિ કરી, મલ્લરાજ, ઝંખવાણો પડી ગયો. હાથ ચડેલી બાજી હારી જવા બેઠો. મલ્લરાજે ઇશારો કરીને નંદ વાઘેલાને એકાન્તમાં બોલાવ્યો. સામંતે આ પ્રપંચની પરીક્ષા કરી લીધી, પણ તેને ઓળખી શકયો નહિ. નંદરાજે મલ્લરાજને કહ્યું.

'મલ્લરાજ? મારે પ્રભાત સુધી થોભવું જોઇએ સામંતના શબ્દોની યુક્તાઇપર વિશ્વાસ મુકવો જોઇએ. જે રાજકુમાર આવ્યો છે, તેને માત્ર રોકી રાખવાની તજવીજ કરીને આપણે પાછા ફરવું જોઇએ!"

'ભોળા રાજા ! તમે ઠગાઓ છો. મુરબ્બી મામાજી ? તમે ક્ષત્રી સોળી દબાવી બેઠા છો ! તમારી પવિત્ર પુત્રી છતાં, તમારી રજાની, બેપરવાઇથી, કોઇ પરપુરૂષને રાત્રીના એકાન્તાલયમાં રાખ્યો છે. ભલે તે ભલું કરનારો છે, પણ શું તેના અઘટીત પગલાને જોઇને એક લાલચુ નોકરના કહેવાપર વિશ્વાશ મુકી ચાલ્યા જવા ધારો છો? એક પોતાની જુવાન પુત્રી સાથે, એકાન્ત કરનારા કોઇ અજાણ્યુ શખ્સને, દેખતી આંખે, અગેરે ક્ષત્રીવટની નજરે જોઇ, બાયલા બનીને પાછી પાની કરો છો? ગુજરાતના સુબાનુ તેજ, અને તેની સત્તાની અસર સાગતને કેટલી થઇ શકે, કે જે તમારો પણ સરદાર છે; એમના તરફથી અપાયલી આશામાં વિંધાયલો સામંત તમને શું ખરૂં કહેશે? પ્રેમપુષ્પથી ગુંથાયલી કુસુમ પિતાની રજામંદી સિવાય પરપુરૂષ સાથે એકાન્ત કરે છે; અને ધારો કે તે તમારાં ભલાં માટેજ કરે છે, તો પણ તેની બેપરવાઇ જોઇને કંઇ તપાસ કર્યાં વગર ચાલ્યા જવું? વાહરે, તમારો ટેક! વાહરે તમારી ક્ષત્રીવટ! વાહરે તમારી નેક? આ તમને સુજતું નથી, પણ વાઘેલા વંશની ને વધારે કહું તો ક્ષત્રીવંશની પડતીનાં લક્ષણ છે! નહિ તો શુ પોતાની અમે તેવી લાડકી પવિત્ર પુત્રી હોય, ને તે પિતાનું ભલું કરવા માટે પ્રયત્ન કરતી હોય, તોપણ શું પરપુરૂષ સાથે એકાન્ત કરે, ને તે જોઇને પિતા પાછીપાની કરે, ત્યારે તો ક્ષત્રીયાણીને પેટે પથરો પડયો ન કહેવાય! મહારાજા ? તમે આ નંદનગરના અધિપતિ છો, કુસુમના પિતા છો, કુસુમપર તમારી સ્વતંત્ર સત્તા છે, તેના ભલાં-બુરાં

પુત્ર, ' તમારો તાબેદાર નોકર, પણ મારી ક્ષત્રીવટ માટે હું સ્વતંત્ર છુ. મારો, કુસુમપર તમારી હૈયાતી કે હાજરીમાં તમારી આપેલી સત્તા વગર કંઇપણ સત્તા વાપરવાનો હક્ક - નથી, તોપણ વાઘેલ ખડની એબ - જાળવવા, ક્ષત્રીવટપર પાણી ફરતુ અટકાવવા અને વાઘેલા રાજાપર એમ અપવાદ આવવા નહિ દઇશ ? અરે શું - એ મેવાડી કુંવરડાને એમ બોલવા દઇશ કે, બાયલો નંદરાજ, પોતાની પુત્રીના એકાન્તાલયમાં બેઠેલા મેવાડી કુંવરને જોઇને માત્ર તેનો દોર અને મલાજો જાળવવા સારૂજ પાછો ચાલ્યો ગયો. ધિઃકાર છે એવી ક્ષત્રી જનેતાને, કે એવા બાયલા નગવરો ઉત્પન્ન થાય જો મેવાડી કુંવર નિર્દોષ ને ભલાઇનો ચંદ્ર હોત, તો ગમે તેવો ભેદિત બનાવ છતાં રાજાનેજ ભેટત–નહિ કે પુત્રીને. અરે કુસુમ જેની સુદર સુગંધાના એકાન્તાલયમાં જઇને–રાત્રીની રાત્રી ગુજારત ! અને જો કુસુમગજ ભલી મનની–પવિત્ર અને પિતૃભક્તિની હોત તો માત્ર નામનીજ ખબર કરીને આવેલા પરોણાનું આતિથ્ય કરત ! ગમે તે હોય ! તમારાં ભલાં માટે પણ પ્રયત્ન થતો હોય, તોપણ આ બનાવથી ક્ષત્રીવટને કલંક બેસે છે; માટે હું ઉદ્ધત્ત થઇને–કહો કે ઉન્મત્ત થઇને પ્રતિજ્ઞા કરૂ કે પેલો મેવાડી કુંવર જે આપણી મર્યાદા તોડીને–બરે લાજ લુટીને ભાલુ કરવાનો આડંબર ભરેલો પછેડો ઓઢીને, કુસુમના એકાન્તાલયમાં ભોળી કુવરીનુ જીવન હરવા, અરે તેને વટલાવવાં–દેહ પતન કરવા બેઠેલો છે, તેને હાંકી કાઢયા વગર હું કદી જવાનો નથી, અને તેમ કરતાં કદી મારે મારૂં જીવન ખોવું પડશે, તો બેશક ગુમાવી દઇને પણ નંદ વાઘેલાની કીર્તિ જાળવીશ. પણ નંદરાજ જેવા શૂરવીરમાં

નામ ખપાવનાર છતાં બાયલા બનેલા રજપૂત પેઠે પાછીપાની તો કદિ નહિ કરીશ !" મલ્લરાજ ઉશ્કેરાઇ ગયો. બારીસ્ટર બન્યો. કેમ જાણે ભારતના ક્ષત્રી વંશજોનું સર્વત્ર શુરાતન એકત્ર થઇને મલ્લરાજના મગજમાં પ્રવેશિત થયું હોય ! સામંતના શબ્દે, નંદરાજને જે અસર કરી, તેના કરતાં હજારગણી શબ્દવેધી અસર, મલ્લરાજના શુરાતનભરેલા ભાષણે કરી દીધી. મલ્લરાજના કેટલાક વિચારો માન્ય કરવા જેવા લાગ્યા. કુસુમનું અઘટિત પગલું, અને માર્ધવરાજે, ક્ષત્રીરાજાની તોડેલી મર્યાદા માટે નંદરાજને બહુ માઠું લાગ્યુ, તે કંઇ બોલી શકયો નહિ. મલ્લરાજના વેગને, રોકી શકયો નહિ, કોઇ પણ પ્રકારનો પ્રત્યુત્તર આપીને આગળ વાત વધારી શકયો નહિ. ત્યારે હવે કેમ કરવું ? માત્ર આ વાકયથી, મલ્લરાજની સલાહ ઉપર ચાલવાનો ઠરાવ કરી બોલ્યો

"પેલો શખ્સ કોણ છે, એ અંદર શાં કામ કરે છે એ ગુપ્ત જોવાનું છે"

"શી રીતે ?"

"અગાસી ઉપર ચડીને !"

"વારૂ–પછી ?"

"પછી–તમે કહેશો તેમ !"

"ઠીક છે ચાલ–કયાં લઇ જાય છે ?"—

મલ્લરાજ સાથે વાઘેલો ચાલવા તૈયાર થયો. સામંત દુર ઉભો જોઇજ રહ્યો. નંદરાજને લઇને મલ્લરાજ મેહલના પાછલા ભાગ તરફ વળ્યો. સામંતને લાગ્યું, કે મહેલના પાછલા ભાગમાંથી બહાર જતા હશે !

રાજાની મરજી કોઇ નોકરથી પુછાય ! સામંત થંભી ગયો. પણ પ્રપંચથી પુરૂષના ભમાવવાથી વાયેલો ભમી ગયો છે, એવુ તેને સુઝયું. મલ્લરાજ અગાસીપર ચડી ગયો અંતઃપુરની બારીઓ તરફ નજર કરી, તો ખુલ્લી જોઇ. વાયેલાને પકડીને ઉપર ખેંચ્યો બન્ને જણ અગાસીમાં આવ્યા. કુસુમ માધવરાજના સ્વપ્નામાં થયેલા શોરનો લાભ લેવા અંતઃપુરમાં જયાં કુસુમ પલંગપર બેઠી હતી, ત્યાં ગયો તેના કાનમાં ધ્વની થયો તે ઉઠીને બારી તરફ આવે, તે પહેલાં તો મલ્લરાજે, નંદરાજને અંતઃપુરનો રમણીય દેખાવ દેખાડયો. કુસુમ અને માધવરાજનો એકાન્ત ભાગ તપાસ્યો. ત્યાંથી બન્ને શખ્સ પાછા ફર્યા નંદરાજનું લોહી તપી ગયું, પણ મલ્લરાજ હાથ ખેંચીને અગાસીમાં તેને ઘસડી લાવ્યો. કુસુમે ફરીને અગાસીમાં નજર કરી, તો કોઇ મનુષ્ય જોવામાં ન આવ્યાં નરતજ તે માધવરાજની સંગે વિનોદમાં પડી. કંઇક ભયમાં પડી ને દિવાનખાનામાં ગઇ. મલ્લરાજ અને નંદરાય નીચે ઉતર્યા નંદરાજે તલવાર ખેંચી, અને પોતાનો ક્રોધ પ્રકટ કરવા મલ્લરાજને જાહેર કર્યું. મલ્લરાજે તેને તરત વેળા અટકાવી દીધો. પણ પ્રતિજ્ઞા કરાવી, કે અહીં ખાનગી ચોકી બેસાડવી. કુમારને જવા ન દેવો ને 'પ્રભાતમાંજ કુસુમને કેદ કરવી, અને માધવરાજને હાંકી કહાડવો'

મલ્લરાજનું કાવતરૂં ખરૂં ઠર્યું. તે બાજી જીત્યો. નંદરાજ ઠગાયો ભોળો રાજા પુર્ણ ફસાયો. મલ્લરાજે તેને બીજે દરવાજેથી બહાર કાઢયો. સામંત તો વાત જોતોજ રહ્યો નંદરાજ અને મલ્લરાજનું આવાગમન કુસુમની વૃદ્ધ ખવાસણે જાણ્યું. તેનુ દર્શન કર્યું. ને તે ચમકી ! નવું જુનું થવાનો સંભવ તરત લાગ્યો, પણ

બોલી શકી નહિ. કુસુમને મર્મમાં જણાવ્યું, પણ અનુચરોનો વધારે ફકક શો, જે કહી શકે ? કુસુમ ને માધવરાજ આનંદે વાતે વળગ્યાં. નંદરાજ અને મલ્લરાજ મહેલમાં ગયા. મલ્લરાજે નિરાંતે ચાવડીને શહેરના બનાવની વાત જાહેર કરી. નંદરાયના ઉશ્કેરાયલા મગજને ચાવડીએ શાન્ત કર્યું. પોતાનું કાવતરૂં પાર પડવા માટે ચાવડીએ પ્રભુનો ઉપકાર માન્યો. મલ્લરાજે પરાક્રમ કર્યું. તેનું વર્ણન મલ્લરાજે પોતેજ કર્યું નંદરાવના બાયલાપણાની કથા મલ્લરાજે કહી સંભળાવી. છેવટે રાત્રીના છેલ્લા પહોરમાં તે પોતાની નીચ ધારણા પાર પાડીને, નંદરાયનાજ મહેલમાં સુતો. કદાચ નંદરાયની તબીયત બગડે, એવાં બહાનાથી ચાવડીએ તેને ત્યાંજ રાખ્યો. ખરી વાત તો એ હતી, કે નંદરાયને કુસુમ યા માધવરાજ કે સામંત આવી ન ભેરી જાય.

મલ્લરાજ ત્યાં રહ્યો દરવાજાપર ચોકીદાર બેસાડી દીધા નંદરાયને પલંગપર સુવાડયો ચાવડી તેને પવન નાખવા બેઠી. વળી વિશ્વાસુને કંઇક સમજુ થઇ જાણે ધારણા દેવા બેઠી. નંદરાયનો ઉત્પાત, તેને અકળાવવા લાગ્યો. રાજાને એ રોગ વિકારી થઇ પડયો. ચાવડી ને મલ્લરાજ ખુશી થતાં ગયાં. ચાવડીએ ખાનગીમાં મલ્લરાજની હકિકત સાંભળી, અને તેનાં પરાક્રમ વિષે તેને ધન્યવાદ આપ્યો. આ રીતે ભોળો રાજા ઠગાયો, ને હાલ નીચનો પાસો સવળો પડયો.

# પ્રકરણ ૨૨ મું.

---

## શબ્દવેધી બાણથી વિંધાયલો વાઘેલો.

મનુષ્યનું મન મીણ જેવુ નરમ છે. તેને દુનિયાનાં સુખ દુઃખ ખમવાને લોખંડ જેવું કરવાને, બહુ ભક્તિ–રસાયણના પ્રયોગ કરવા પડે છે–જે મન પળમાં એક વિચાર કરે છે, તેજ પળે તે બીજા ઠરાવ પર હોય છે મનની નબળાઇ, પોતાની દશાનો ફેરફાર કરાવાને વિલંબ લગાડતી નથી નિર્જીવ પદાર્થપર તે એક વેળા દ્દઢ મનથી સચ્ચાઇની કલગી પહેરાવે છે, અને તેજ પદાર્થ બીજી વેળા પથ્થર કરતાં પણ નિરૂપયોગી લાગે છે. મનનું વળણ પૂરના વેગ કરતાં જોરાવર અને વિદ્યુતની જ્યોતે કરતાંએ ઉતાવળું જણાય છે. મનને કબજે કરવુ, એ કઠણ કામ છે. અનુભવની કસોટીપર ચડીને, અને મહાત્મ દીલના બનીને, જ્યારે મનની નબળાઇ, ઘોડેસ્વાર પેઠે સ્વતંત્ર થઇ રહે છે, ત્યારેજ તે સુખી થાય છે. વૈભવી મનુષ્યોનું એ કર્તવ્ય તેના મનવ્યાપારમાં નફા કરતાં ખોટમાં વધારે ખેંચાય છે; અને તે નિશ્ફળ નીવડવાનાં ઘણાં કારણો મોં કનેજ દેખાતાં હોય છે.

નંદ વાઘેલા જેવા નબળા મગજના રાજાના મનમાં જે ગુલાબ, જમત–પુષ્પના મહિપતી તરીકે ઝડ ઘાલી બેઠું હતું, તેજ પુષ્પ એક દુર્ગંધથી પમરતુ, ઝેરી કીડાની વાસનાથી ગંધાયલું અને પુષ્પની નિર્દોષતાથી વેરાયલુ જોવામાં આવે છે. એ દોષ માત્ર મગજની નબળાઇથી આખને પહોંચેલા નુકસાનનુંજ કારણ છે. નંદરાજ

પાછળ પડેલો બે શેતાન, જે આડે માર્ગે દોરાવાનુંજ મથન કરે છે, અને જેની ઢોલકીપર, મર્કટ સમાન વાઘેલો નાચતો થયો છે, તેનું રમકડું બનવાને તે લાચાર બની ગયો છે. નંદરાય જેવો પવિત્ર હૃદયનો માણસ, પરવશ થાય નહિ, પણ તેને પવિત્રાઇપર ડાઘ લગાડેલો દેખાડનામાં ચ ડાળ મલ્લરાજની ચતુરાઇએ પુર્ણ બળ અજમાવ્યું હતુ, ને તેથી તે માત્ર પોતાની પવિત્રાઇની ભૂલમાં–કહો કે આવેશમાં ઘસડાતો હતો. તે એક પવિત્ર કેફના પ્યાલામાં મસ્તાન હતો આ ઝેરી થઇ પડેલા કેફથી તે સારાસાર જોઇ શકતો ન હતો. કેફની અસરથી તે નબળો પડયો હતો; અને તે નબળાઇનો લાભ લઇ, પેલી નીચ ચાવડી અને દુષ્ટ મલ્લરાજે તેને વધારે નબળો કરવા માટે પોતાની ચતુરાઇભરેલી કેફી દવા ચાલુ રાખી હતી.

રાત્રી વીતતી જતી હતી, તેમ નંદરાજના મનમાં દુષ્ટ વાસનાઓ પ્રબળ થઇ હતી. શ્રવણ, પાપી ભૂમિકામાં પ્રવેશ થયા પછીજ તેની દુષ્ટ બુદ્ધિએ પ્રબળ ચલાવ્યું, અને પિતા માતાને ત્યજીને ચાલી જવા ધાર્યું હતું. મંથરાના નીચ પાશથીજ કૈકૈને દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. દુર્યોધનના દુઃસગથીજ ધૃતરષ્ટ બુદ્ધિભ્રષ્ટ થયો હતો નંદરાય જેવો પવિત્ર હૃદયનો રાજા, ચાવડીના કુટીલ પ્રેમથી, જે મલ્લરાજના પાશથી વિતર્કી, ને કુમતીવાન બન્યો હતો. કસ્તુરીને લસણનો પાસ લાગ્યો હતો. કેતકી પુષ્પ માત્ર સર્પનાજ સગથી અવગણના પામ્યું હતું. પવિત્ર કુમારિકાના અપવિત્રપણાપર શુરી રજપૂતાણીની એબ ઉપર, ટાટંકી વાઘેલાની આબરૂપર, એક નીતિમાન વાઘેલાની નીતિ

ઉપર, ડાઘ લગાડનાર કુંવરીપર તેને તિરસ્કાર પેદા થયો હતો. શુદ્ધ અને પવિત્ર કમળ, જે શંકરના શિરપર બિરાજવાને લાયક, એવું પવિત્ર છતાં, તેને અપવિત્ર ગણુવામાં, સામંતે ભૂલ દેખાડી હતી. સોનાને કસોટીપર લઇને તપાસવાની યાદદાસ્ત આપીને, સામંતે નંદરાજનો ભ્રમ દુર કરવાને વિનંતી કરી હતી. સુખડનો અગ્નિ–સયોગ કરીને તેની વાસના તપાસવાને સુચના કરી હતી, પણ નબળા મગજને તે સત્યતાથી વિરૂદ્ધ લાગતી હતી. તેને ધૃષ્ટ પદાર્થ લાગવામા પોતાની કુદરતી બુદ્ધિનું બળ નહોતું એમ નહિ, પણ તેનાપર જે રોગાન લાગતો હતો, તેનીજ શક્તિનો પ્રભાવ હતો

રાજયસમાં સુખ સમજનારા શોખીન રાજાઓ, પોતાનું જીવન પોતેજ પરવશ કરી નાખીને, અંતકાળ ગુમાવે છે. વિષયવાસનાના વળગેલા, વાદર કારભારીઓ, તેને એવાં નવલ વનમાં મુકે છે, કે તેઓ ડાળીએ ડાળીએ કુદતાં થાકતા નથી; અને જ્યારે થાકે છે, ત્યારે એજ નીચ કારભારીઓનો ભોગ થાય છે. રાજ્ય વૈભવ, એ પૂર્વદત્તનો પ્રભાવ છે, પણ તે સાથે તેના નવા જન્મનું સમય સુખતે છોડતો નથી તેની નવલ જીંદગી, નવા પ્રયોગનાં તત્વપર આધાર રાખે છે. જો જન્મથીજ, તે વિશુદ્ધ હોય છે, તોજ તે રાજ વૈભવનો ખરો ભોકતા થઇ પૂનર્જન્મનો સર્વાધિકારી બને છે, પણ જો તે પરતંત્રતાના નાવમા સ્હેલ કરવા આવ્યો, તો અનેક ખડકોમાં અથડાઇ તે અંતે ડુબી મરે છે. નીચ પાશવાનો, તેને યમદૂતની કલ્પિત કહાણુયોમાં જણાવ્યા પ્રમાણે, દિગ્મંધ કરી રહે છે; જ્યારે તે ઉઘાડી આંખે જોતાં શીખે છે, ત્યારે પોતાને

બંધાયલો જોઇ શકે છે; તોપણુ જેમ 'ઝેરના કીડા મરે છે 'ઝરમાં આનંદથી.' તેમ તેઓ રઝળી મરે છે. રાજાઓ પોતાના વૈભવમાં વિષય સુખ સર્વોત્તમ સમજે છે. પોતે સમજતા નથી, પણુ તેનાં અંગભૂતો તેને સમજાવતાં શીખવે છે જો તે રાજા, એવા તાનમાં મસ્તાન થાય, તોજ તે કારભારીઓ માનમાં ગુલતાન રહી શકે અલબત અધાસી જીંદગીમાં સ્ત્રી સુખ મોટું સાધન છે. પરવારતા પ્રાણિયોનો અંતભાવ, વિષય વાસનાની શીર્ખ સીમા જોય છે, પણુ તે જ્ઞાની, અને વિદ્વાન પુરૂષો માટે તેમ નથી પુરૂષો, પોતાની પ્રકૃતીને, સદ્‌માર્ગે ખેંચી શકે છે. નિવૃતીમાં પણુ ભવજલ તરવાનો, જગતને ઉપયોગી થવાનો, મનુષ્યજીવનનુ સાર્થક કરવાનો માર્ગ મેળવનારા મેળવી શકે છે. રાજયોગને માન્ય કરનારા ભલા ભુપતીઓ, પોતાના જીવનનું સાર્થક સતત સફળ કરી શકે છે. પૂર્વના ઉચ્ચ સંસ્કાર સાથે, પ્રસ્તુત પ્રસંગે તેને દરેક અનુકુળતા હોવાથી, તે દરેક પ્રકારે સાર્થક કરી શકવાને શકિતવાન હોયછે; પણુ તેવા વીરલા કોઇકજ નીકળે છે. ષડ્‌રિપુના બંધાયલા જીવોને, અન્ય માર્ગની પ્રાપ્તિ સત્સંગ વગર થતી નથી. જીવનનો ચાલુ પ્રસંગ, ઉંવમા ગુંથાયલાં જીવડાં જેવો હોય છે, તેમાંથી વિમુક્ત થવાની ઇચ્છા રાખનારા મુમુક્ષો, પણુ કાચને પાણી દેખીને જેમ લપટાય છે, તેમ તેઓ આશાના જળમા તરવા બદલે ડૂબે છે. તેનું ધડ તો ઉપરજ તરતું હોય છે. તે ડૂબકી મારતાં ડરે છે ખરા, પણુ નજરથી જોવા છતાં પૂર વેગમાં ધસડાઇ જાય છે. પાર જવાની નબળાઇ વધતી જાય છે. તણુાતા અમૃત ફળને પકડવાને ધસે છે, પણુ થાકીને કંઇએ માર્ગ મેળવી શકતો નથી. દરેક

મનુષ્ય પોતાની સ્થિતીનાં પ્રમાણમાં જો એ પ્રકારે દિગ્બંધ થઇ જાય છે, તો રાજવૈભવ જેવા વૈભવમાં મહાન ગજાઓ કદાચ મોહાય-અંજાય ને ગુંથાય તેમાં નવાઇ નથી. એ તો યુધિષ્ઠિર કે હરિશ્ચંદ્ર જેવા વીરપુરૂષો કોઇકજ નીકળે, કે તે રાજવૈભવને તૃણવત્ ગણીને, જીવન સાર્થક કરે!!—

. જગત્ સ્વાર્થથી ભરપુર છે. સ્વાર્થ સાધ્ય કરવા માટે પ્રપંચની જાળ પાથરવામાં આવે છે અને તેવી જાળ, માત્ર નીચ જનોનીજ કારિગીરિથી બની હોય છે સદ્‌ભાવનાવાળા, સત્સંગી માનવો, સીધે માર્ગે ચાલે છે. તેઓ સદ્‌માર્ગે સ્વાર્થ સાધ્ય કરે છે. એટલે તેને એ જાળનો પ્રસંગ પડતો નથી જાળમાં કંઇક ચમત્કાર રહેલો હોય છે. કંઇક તેજ રહેલું હોય છે. ખરાં રત્નો કરતાં, કાચના જેવા ખોટા હીરાઓ વધારે ચળકે છે. તે વાસનાના લોભીઓને અંજાવવાને પુરતા છે. ભોળા જનો પણ ઠગાય છે. જેને પરીક્ષા કરવાની વૃદ્ધિ ઓછી હોય છે, તેઓ તેમાં ફસાય છે. એ જાગમાં જે ચમત્કાર છે, તે માત્ર ચાતુર્યતાનો છે. એ ચાતુર્યતા એવી સુભવિત માર્ગ દેખાડે છે કે, ડાહ્યો માણુસ પાછળથી ચેતી ન જાય, તો તે પણ ગોથું ખાઇ જાય છે. નંદવાધેલો ચતુર છતાં ચાવડી અને મલ્લરાજનો ભોગ થયો, તો અન્ય લાલચુ જનોની શી ગણના?

નંદરાજ, પોતાની પુત્રીનાં દુરાચરણ જાણવાથી કંટાળેલો વાગતો હતો, તોપણ ચાવડી અને મલ્લરાજ માટે સારા વિચાર ધરાવતો નહતો. કુસુમપર સંપુર્ણ ભાવના હતી, પણ આખે કરેલી ભૂલની તે શોધ કરી શકવાને નબળો બની ગયો હતો વધારે તપાસ કરવાને તેની

બૂદ્ધિ દાબડામાં દબાઇ ગઇ હતી. ચાવડી પલંગપર બેસીને પવન નાખતી હતી. પ્રસંગોવસાત્ કોયલનો ટહુકો કરતી હતી નંદરાજનું મન જીતી લીધું, દુષ્ટ તર્કમાં ચાવડી મલકાતી હતી, પણ નંદરાજને તેથી ઉલટી અસર થઇ હતી. અલબત લાલાં કુંવરી પછી ચાવડીને ગર્ભ રહેલો હતો, ને તેમા ગીરિનંદના વાકય પ્રમાણે કુવરની બક્ષિસ થવાની આશા હતી; તોપણ તેથી વાઘેલો ચાવડીને છાપરે ચડાવતો નહતો. તે જાણતો હતો કે એજ કુંવરો, પોતાનું કુળ ડુબાડશે પણ સગર્ભાને સતાવવાથી નાહક સ્ત્રી હત્યા ને બાળ હત્યા વોરવી પડે, એમ સમજી, ગર્ભને વૃદ્ધી થવા દેવા, તે ચાવડીને રાજી રાખતો હતો. કુસુમ સિવાય વાઘેલાના સર્વ શત્રુ થવાનાં છે, એ ગીરિનંદે સ્પષ્ટ સુચવ્યુ હતુ, પણ દશાના પ્રબળે તેને એ પ્રસંગ સ્મરણમાં આવતો નહતો.

"દશાની અજબ ગતી છે સૂર્ય આથમે છે. ચંદ્ર ઉદય પામે છે. રાત્રી ન હોય તો દિવસની ગણના ન થાય, કાચ ન હોય તો હીરાની કિમ્મત ન અંકાય!"

રાત્રીના છેલ્લા પ્રહરમાં, ચોકીવાન મલ્લરાજના મગજમાં નવો જોમ પ્રકટ થયો. શબ્દબાણથી વિંધાયલા વાઘેલાને વધારે જખમી કરવા, અને તેનું છેવટનુ લૂટવા માટે આ લૂટારાએ નવો તર્ક ઉત્પન્ન કર્યો. તે હિમ્મતથી ચાવડી પાસે આવ્યો. લોહચુંબકને આગળ રાખીને લોખંડ રૂપ ચાવડીને ખેંચી લીધી. ચાવડી ખેંચાય, તે પહેલાં જાદુ અંત્તરના ભાવે તેને ખેંચી હોય, તેમ તેને ભણકાર લાગ્યો દરવાજા તરફ જોયું મલ્લરાજને નિહાળ્યો. બિલાડી જેમ

શિકારને પકડવા તલ્પે, તેમ ચાવડી, મલ્લરાજના મગજતંત્રમાંથી નીકળનાર ભેદી શિકારને ઝડપવાને પલંગપરથી કુદકો મારી ઉઠી એ રસીલી, એ પતિવ્રત્તા બનેલી રાણી આખી રાત્રી જાગતીજ હતી. તેને જગાડવી પડી નહિ. બહાર આવી મલ્લરાજે દુષ્ટ મંત્ર ફુંક્યો. "માધવરાજ, કુસુમને લઇ જાય છે. માટે છેવટનો હુકમ અમલમાં લાવવા શેવક તૈયાર છે."

મલ્લરાજે ચાવડીને પણ ઠગી શબ્દવેધી બાણ છાતીમાં ચોટાડયું.

ઝેરી બાણ ફાટયું, ને રગે રગમાં ઝેર પ્રવર્તાવ્યું ચાવડી બોલી.

'ઠીક થાય છે, જવા દે. જયા પછીજ મજા પડશે. આપણા પ્રપંચને બળ મળશે. આપણી ચતુરાઇને ઇનામ મળશે જવાદે"—

"પણ તેને જવા દેવાથી, પેલા શાહજાદાને શું આપીશું ? એ તો પોતાનું કરશે. મેવાડની સરહદઓળંગયા પછી, તું કોણ ને હું કોણ ! "

"વાઘેલા દને વીલ કરાવીશું. તેનો હક નામંજુર કરાવીશું."

"તેનો અમલ કોની પાસે કરાવશો ! શાહજાદો વીફરાયલા વાઘની પેઠે, તારા દગાના બદલામાં તને સુકું-લુખ્ખુ નાળીયેર નહિ આપે ? તેને વરાવવાની તક જવા દે છે, પછી તું વનમાં રઝળશે નહિ ? કદાચ વાઘેલો ફરી બેઠો તો ! "

"વાઘેલા કને બે પત્ર લખાવવા-કોરે કાગળે સહી કરાવવી એ પત્ર વડે માધવરાજને દમ દઇને જતો કરવો; અને કુસુમને કબજે કરવી. વાઘેલાને કુસુમ નાશી જવાની ખબર કરવી, અને તેને અટકાવવા માટે, મને મોકલવાનો હુકમ કરવો. તે હુકમ અમલમાં

લાવવા માટે એક ચીઠી કુસુમપર ને બીજી ચીઠી માધવરાજના પિતાપર લખવાને વિનતી કરવી. આ ચીઠીઓ કોરે કાગળે સહી કરાવીને મને દેવી."

"ઠીક છે. હું પલંગપર જાઉં છું. તું જરા રહીને આવજે."

ચાવડી ઠગાણી. મલ્લરાજનો નવો છુરો, નવા રંગમાં ડુબ્યો. હાથી દાંતનો દેખાવ કરીને પોતાની નીચ ધારણા પાર પાડવા બેઠો. ચાવડીને એક સમજાવ્યું, પોતાની મનેચ્છાને બીજે માર્ગે દોરી. ચાવડી પલંગપર જઇને બેઠી, કે મલ્લરાજ હાંફતો હાંફતો પલંગ પાસે આવ્યો.

"રાણીબાઇ! ગજબ થાય છે. કુસુમ ન્હાસવાની તૈયારીમાં છે'

'હેં! ક્યાં! કોણ!" વાઘેલો ચમક્યો.

"ચૂપ! ચૂપ! મૂર્ખ, જોતો નથી? શું બકે છે! મને કહે! બૂમ શેની પાડે છે!" ચાવડીએ ડહાપણ કર્યું.

"બોલ! મને કહે! તરવાર ક્યાં છે!" બેભાનમાં વાઘેલો બકયો!

"કંઇ નહિ, નાથ! તમે ઝંપો!" ચાવડીએ શાન્તવન કર્યું

"બાઇ, મહારાજાને કહેવા દો! તેની સંમતિ લેવા દો!' મલ્લરાજે ડહાપણ કર્યું.

"શુ છે, મને કહેની?" વાઘેલો બોલ્યો.

"બાપુ! તમે ઉસ્કેરાશો નહિ ગરમ થશો નહિ. હું હાજર છું મરવાને તૈયાર છું. શામ-દામ ભેદથી સમજાવવાને શકિતવાન છું.

કુસુમ બેન ન્હાશી જવા ધારે છે, તેને અટકાવવાને અને તેના ફિતુરીઓને નસાડી દેવાને બળવંત છું. માત્ર આપનો લિખિત હુકમ જોઇએ જે હુકમ બતાવીને હું મારૂ બળ અજમાવીશ. બુદ્ધિ બળ અને બાહુબળ દેખાડી દઇશ. આપની ઇચ્છા, ને વાઘેલા વંશની કીર્તિ, કાયમ રાખી દઇશ."

"તેમાં પુછે છે શું ! જા, જલદી લાવ કાગલ પેન ! જો તારાથી ન બને, તો મને હુકમ લેવા દે ! શુરી ક્ષત્રિયાણી, એવાં બાયલાં કામથી ડરવાની નથી." ચાવડીએ બળ બતાવ્યું !–

'લાવ કાગળ પેન' કહેતાંજ મલ્લરાજે હાજર કર્યો.

"માત્ર સહી કરાવી લે મારા પ્રાણને તસ્દી ના દઇશ" ચાવડીએ ભૂલ કરી. ડહાપણ ડોળાઇ ગયુ —

"આપુ સહીજ કરો" અંધ વાઘેલાએ સહી કરી. મલ્લરાજ શુરાતન થયો. ચાવડીને ખાલી કરી, અને સ્વતંત્ર હુકમદાર થયો. બે ચીઠીપર કોરે કાગળે, વાઘેલાની સહી લીધી, અને કાળું કામ કરવા ચાલ્યો પોતાની રાજ ભક્તિનો દ્રોહ કરવા નીકળ્યો. કુસુમને રંજાડવા, તેના મહેલ તરફ જવા નીકળ્યો. ચીઠીનો વિચિત્ર ઉપયોગ કર્યો. વાઘેલાના મગજપર વધારે દબાણ થવાથી, પલગપર પડી ગયો. ચાવડીએ, મલ્લરાજને ધન્યવાદ આપ્યો, અને હુકમ બજાવવા માટે હુકમ કર્યો. મલ્લરાજે, ચાવડીને આશિર્વાદ આપ્યો કે, "તું પણ ગોર્યા ખા."–મલ્લરાજ, કુસુમના મહેલ ભણી જવાને, કેટલાક સિપાઇઓને તૈયાર થવા હુકમ કર્યો. સિપાઇઓ હથિયારબંધ તયાર થાય, તે

પહેલાં પોતે એ ચીઠીમાં લેખ લખી કહાડયા. સુવર્ણ થાળમાં લોખંડની ખીલી મારી પોતાનો હક્ક સાબીત કરી દીધો. નંદરાજ અને ચાવડીને અંજાવીને આ પ્રપંચ અને કાવત્રાખોર મલ્લરાજે ખરો રાજપ્રપંચ અજમાવી લીધો

મનુષ્ય માત્ર જીવનના સુખ સારૂ શાં શાં ફાંફાં મારે છે? તેને જાણે મરવુંજ નથી તેને દશાનો રંગ લાગવાનોજ નથી, શું? નીચ સ્વાર્થ, અજીત લાભ, ચનિત સુખ, અકળિત વાસના, અને પલજીવન માટે, કેવા ગીરિવરો ખોદે છે! શું ગીરિશિખરપર ચડેલા જીવને, ભૂમિતળપર પડવાનો ભય નથી? શું જમીનપર ચાલતા જીવને, ઠોકર ખાવાનો ભય નથી! શું સફળ થતાં કાર્યો, સંજોગ વચ્ચે જયમ ફતેહ પામ્યાં, તેમ તે તેવીજ હાલતમાં પવન સાથે મળી જવાનાં નથી? ખીલતી કળીનો પમરાટ પ્રસરવોજ જોઇએ? શું તે કળી, આંમની એમ ચીમળાવાની નથી? મનુષ્યે કરેલો ઉદ્યોગ, સુખની અણીપર બાંધ્યા છતાં ઉડી જતો નથી? આશાનું નાવ અમ્મર છે, પણ તેનું જીવન પલપલવારે બદલાય છે—!!!

---

## પ્રકરણ ૨૨ મું.

---

### પ્રેમ પુષ્પ પર ભમતો ભમરો.

ભૃંગ–પતંગ ભુજંગ કોરી ગમ, કુંજ શિખા સૂર પુની લહેરે,
ચાતક મોર ચકોર સુપંકજ, ઘોર વૃષા શશિ સુર સહેરે,
હારબ મીન મરાલ ઝરાફ્ડી, કાષ્ટ સુલંછન ઝુરી ઝરેરે,
દેહકુ છેહ દીયે ઇતને સબ, નેહકું છેહ કબ્બે ન દીયેરે.

ભક્તીરૂપી પ્રેમના ભાવમાં ઘેલી ગોપિયનોએ વ્રજ-વૃંદાવનને પ્રેમમયી બતાવ્યું, રસિક કાનુડાની મુરલીના નાદે, રસિલી વ્રજવનિતાઓને બ્હાવરી બનાવી દીધી. આહા ! નિર્દોષ ગોપીયોની કૃષ્ણ પ્રત્યે સત્યમયી પ્રેમ ભક્તિ તો જુવો:—

કાનુડો હૈયાનો હાર છે રસીલો મારો—કાનુડો

... ... ... ... ...

વળી-નવયૈવના-નવોઢયાની મુખવાણી તો સાંભળો!—

ઘેલી બની બાળારે-વિરહની જ્વાલ લાગેરે.
પ્રીતિ પતિ આપો મને—ટેક.
મૃગલી વિખુટી, સ્વામીને શોધે-
મુઝાય અંદ હૃદય જાગેરે—પ્રભુ-ઘેલી
રઘુવર સીતા-મુખ રટે જેમ;
રસનાએ હું રહું ત્યમ રાગેરે.—વિરહ-પ્રભુ.

આ પ્રેમ-વાત્સલ્યતાનો ભાવ માત્ર ભક્તિ રાગમાં તલિન્ન છે, જ્યારે સ્વકીયા, પોતાના પતિની આરાધનામાં મસ્ત થઇ, મન પ્રેક્ષકને નાટારંભ કરે છે, તેની તો ખરે બલીહારીજ છે—

રઘુવર-સીતા, સુભદ્રા-અર્જુન, નળ-દમયંતી, વિક્રમ ને ઉર્વસી, શકુન્તલા ને દુષ્યંત, અનિરૂદ્ધ ને ઉષા, હરિશ્ચંદ્ર ને તારામતી, સાંવિત્રી ને સત્યવાન, આ મનોહર જોડાંની પ્રેમ વાસના સ્વર્ગ સુધી પહોંચી છે. ત્રિભુવનમાં ગવાય છે. અમ્મર છે. સાત્વિકતાનો ભંડાર છે. કુદરતનો અંશ છે. તે દમ્પતીના અચલ પ્રેમમાં ભક્તિનો રસસ્વાદ છે; નિર્દોષ અને નીતિમાન, કુલીન કુળવધુના પતિ પ્રેમમયી દર્શનનું તત્વ છે.

પ્રેમ મંદીરની મુર્તિઓમાં તેજનો અંબાર છે. ઇશ્વરી નિર્માણ્યનો ભાગ છે, એટલે આ વીરલ જોડીઓ પુજાય છે. ભાવનાથી ભજાય છે, ગણુનામાં ગણાય છે. જો પેલી વેલીઓ નિર્દોષ પ્રેમ ઘેલી બની છે. કાંટાપર ચડાવો તો ગમાર મુગ્ધા પેઠે ચડી જશે. વૃદ્ધિ પામશે— હીમમાં પડેલા કમળની ગણુના તો પ્રેમભોગી ભ્રમરોજ કરી શકે! પ્રેમને કીચડની ગણુના નથી. મૃતિકાહારી જીવડાં, માટીમાજ વસે છે, ન્હાય છે–ખાય છે, ને જીવન ગાળે છે. પ્રેમના જીવડાં, પ્રેમનો પ્યાલો પીનેજ મસ્ત રહે છે. પ્રેમની કને વિપત્તી તૃણુવત્ છે. પ્રેમની કને રણુસંગ્રામ, બાળખેલ જેવું છે, પ્રેમમાં જે શૌર્ય છે, તે બળવાન યોદ્ધામાં નથી. પ્રેમ દરેક વસ્તુમાં છે. પણ પ્રિયા–ને પ્રિયતમનો પ્રેમ, અલૌકિક પદાર્થ છે. એ પ્રેમની ગણુના, ભોગીયોથી થતી નથી કામ અને પ્રેમ પદાર્થમાં પાષાણ અને રત્ન સમાન ભિન્નતા છે. નવીન પ્રેમનો આવેશ, પ્રેમીઓજ જાણી શકે છે સાકરના સ્વાદીનેજ મધુરતાની ખબર હોય છે. રસ ગળવાને સાકર ખાવી, એ સ્વાદમાં, અને સ્વાદને માટેજ સાકર ખાવી, એ સ્વાદમાં બહુ ભિન્નતા છે. વિષય દ્રષ્ટિએ રમાને રીઝાવવામાં, ને પ્રેમ ભાક્તએ રમાને રમાડવામાં રસિયાઓના રસ જુદાજ હોય છે, ને તે પ્રેમીઓ માટેજ પ્રભુએ પ્રસાદી તરીકે અલગ રાખ્યા છે. મોહિની રૂપ રમાનો પુષ્પ સમાન કોમળ ને પરાગવાળા અવયવોથી લુબ્ધાઇને અનેક ભોગી ભ્રમરો દેહ પછાડે છે, પણ 'ગુણને રોય માર' એ વાકયવાદીઓનો તો જગમાં તોટોજ છે. તેવા તો વીરનારીએ વીરલાજ જણે છે, જયા પ્રેમની વાસના નથી, ત્યાં સ્વર્ગજ નથી. જ્યાં પ્રેમની પરિક્ષા નથી

ત્યાં મોતી ચરનાર હંસજ નથી. પ્રેમ પ્રસાદી, પૂર્ણ સંસ્કારીનેજ મળે છે. પ્રેમની તુલના તેનાથીજ થઇ શકે છે. પ્રેમની કિમ્મત કોઇથી અંકાયલી નથી. પ્રેમનો કિનારો કોઇએ જોયો નથી. પ્રેમનો માર્ગ જોય છે, તેની મજા મેળવે છે, પણ પ્રેમ બગીચાનો અંતરપટ કોઇ ઓળખી શક્યું નથી. કીડિઓ ગળપણમાંજ લીન થઇ દેહ છોડે છે. પ્રેમીઓ પણ તે માધુર્યતામાંજ પ્રાણ પતન કરે છે. પ્રેમ સિંધુનો કિનારો, કે પ્રેમ બાગનો છેડો કોઇ લઇ શક્યું નથી. વિલાસી જનોનો માર્ગ જુદો, તેની લ્હેરો જુદી, અને તેનું સ્થાન જુદું! પ્રેમ વિલાસીઓ તો કેવળ આત્મસુખથી છવાયલા; તેનો રસજ નિરાળો, તેની કલ્પનાજ જુદી, તેની હુન્નરી દૃષ્ટિજ વિચિત્ર! કુલીનતા અને કુટીલતામાં ફેર, તેટલોજ પ્રેમી અને વિષયીમાં અંતર રહેલો છે, રજની–અને ચંદ્ર ઉદ્યોતમાં ભિન્નતા, સાકર અને મીઠામાં ભિન્નતા, સરિતા ને સિંધુ જળમાં ભિન્નતા તેજ તેમાં રહેલી છે: ક્યાં પ્રેમી! ક્યાં પ્રેમ! ક્યાં જગત! ક્યાં સ્વર્ગ! ક્યાં સુધા અને ક્યાં વિષ!!!

ભુંડા ભ્રમર આ કમળ જો સૂર્યાસ્ત જોઇ તરફડે,
કરમાય જયમજયમ ક્ષીર્ણ, ત્યમ પંકજ બિચારૂં તન બળે;
જા–તું ઉડી ઝટ જીવન જોગવ, જીવ મુંઝાઇ મરે–

... ... ... ...

ભ્રમર,- કમળમાં લપટાઇ ગયો. ગાયનની છેલ્લી કડી અપુર્ણ રહી ગઇ, નિર્દોષ, સત્ય–પ્રેમી, અને મોહક ભ્રમર, તિરસ્કારથી પ્રત્યુત્તર દઇ ખરા પ્રેમનું રહસ્ય સમજાવવા જતો હતો ત્યાં તો રાત્રી

પડી ગઇ, સૂર્યાસ્ત થયો. કમળ બીડાઇ ગયું. પ્રેમી જીવડો, પ્રેમમાં મુઝાઇ મુઓ પણ કમળ ન તજ્યું! વાહરે ભ્રમર! વાહરે પ્રેમીઓ, વાહ! ધન્ય છે જીવતર તારૂં! ભ્રમરા! ધન્ય છે જીવતર તારૂં!!! લોહચુંબક બનીને, લોખંડ જેવા હૃદયને પણ ખેંચે છે, પાતાળ કે આકાશમાં તું પ્રસરી જાય છે, નહિતો—ભૂપર પડેલું કુમુંદ, આકાશ-માર્ગ વાસી ઉડગણપતીને જોઇને કેમ વિકસે! ગરીબ બિચારો ચકોર, રસીલી ચકોરીને કેમ તજે! કુદરતનીજ બલિહારી છે! પ્રેમ! તુજ જગતમાં તારનાર, ને ઉગારનારછે, તારામાં પ્રભુતા છે, ઐક્યતા છે, સાફલ્યતા છે, સાત્વિકતા છે. શુદ્ધ જીવના છે, મુક્તિ છે, અને સ્વર્ગ છે....

નિર્દોષ કુમારિકા ગ્લાની પામી ગઇ બહાદુર કુસુમ રજપૂત તનયા ભર જંગલના ઘાતકી પ્રાણીથી ન ડરે, કે શુરા રણધીરોની સામે રણમાં કુદીને ઘાયલ થતાં પણ ન હઠે, તે માત્ર કિન્ચીત અપરાધમાં આવી જવાથી ભય પામી. ગુન્હો રંક છે; મન બીજે માર્ગે ચડ્યું, વાતમાં ખામી પડવા લાગી, વિચારનો વહેળો આડો વહેવા લાગ્યો, પ્રેમનું પઝરણુ ડખવા લાગ્યુ, પ્રેમી કને વાત કરતાં સકોચાવા લાગી. માધવરાજની કને, પિતાના લાડની કથા કહીને, પોતે માનીતિ રાણી થવાનો ભાવ પ્રકટ કરેલો હતો, તે ભાવના વિરૂદ્ધ ભાસ થવાથી તેનાં અધીરાં દીલમાં શરમનો શેરડો પડયો. બહાદુર છતાં સાહસથી અંજાઇ ગઇ ચતુર માધવરાજ ચેતી ગયો. બાળાની માધુર્ય કાન્તિપર, ગુપ્ત ભયનાં બિંદુ ઝળકતાં જોયાં. આ મૃગજળમાં નિશ્ચયતા નહતી, પણ કોમળતા હતી, ક્ષણિકજીવનના ભયનું ભયકારી તોફાન હતું, તે પણ મૃગબાળા શિથિલ થઇ ગઇ હતી. તે માત્ર ટટાર હતી, તો માધવરાજના પ્રેમનુંજ

ખેંચાણુ હતું, અને વિશેષ દષ્ટિએ તો તેનાં શુદ્ધ અને પવિત્ર અંતઃકરણમાં વસી રહેલી હિમ્મત, ને સાત્વિકતાનો અંશ હતો.

"નિર્દોષના તથા પવિત્રતા, સદાને માટે ફતેહ પામતી નથી." આ કવિ શેકસ્પિયરના સુખ શબ્દોમાં સાત્વિકતા છે. પ્રસંગોવસાત, દુષ્ટ હવાના પ્રબળે, સુગંધી પુષ્પ, વિષમય બની જાય છે. કોમળ વૃક્ષને હવાની ઝડપથી અસર થાય છે. દૂર પ્રદેશની હવા ફેલાતી ફેલાતી દુર રહેલી છતાં, નજદીકમાં ભય પ્રાપ્ત કરે છે—કુસુમબાના મનમાં બીજો કશો ભય ન હતો, પણ પ્રિયતમનું દીલ દુખાવાનોજ ભય લાગતો હતો. પ્રેમી પ્રદેશી, નીચ કાવત્રાખોરનો ભોગ થવાથી, પોતાનું જીવન સુખ વિલંબમાં પડી જવાની ધાસ્તી હતી. જૂઠા આરોપમાંથી બચી શકવાનું સાધન છતાં, તપાસ થતાં સુધી કે ન્યાય મળતાં સુધી તો અપરાધી ઠરવું પડે, એ તેને મહા રોગ ઉભો થઇ ગયો હતો. કુસુમ જેવી હિમ્મતવંત બાળાના મગજમાં, જે રોગનો રોગાન લાગેલો હતો, તેથી જો કે કંઇક વિહ્વળી પામી હતી, તોપણ 'આથમ્યા પછી અંસુર શું, લૂટાયા પછી ભય શું!' તેમ પોતાની છુપી ગોઠવણ આડકતરી રીતે જાહેરમાં આવી ગઇ, તો પછી હવે નકામું ડરવાનું શું, ને ડરાવવાનું શું? એમ ગણીને માધવરાજની પાસે જઇ બેઠી. અલબત તેની મુખમુદ્રાનું તેજ સહજ ઢંકાયું ખરૂ, કોમળ શબ્દોમાં કંઇક ફાટ પડી ખરી, તોપણ પ્રસન્નમાં પડીને બાહોશ બની. પતિના પડખાનો પ્રસ્વેદ લાગવાથી તટસ્થ થઇ. પ્રિયાનાં સૌંદર્યપર સ્નેહના શેરડાએ નવો રંગ લીધો.

"કુમારિકા? પ્રભાત થવા આવ્યુ છે, હવે મને રજા છે?"

માધવરાજના ખોળામાં માથું નાખી દીધું. માધવરાજનું હૃદય પીગળી ગયું. પોલાદને અગ્નિપાશ થયો, પછી ગળતાં વાર શી! ઘૃતને તાપ લાગતાં પીગળતાં વાર શી! પ્રેમ ઉર્મિઓ ઉભી થતાંજ માધવરાજે કુસુમના કોમળ ગાલપર એક આંગળી ફેરવી. બિલોરી કાચના જેવી કોમળતા તપાસી, પણ તરત તે આંગળીપર મોતીડાં જેવું ખરૂં અશ્રુબિંદુ પડયું. માધવરાજનું હૃદય ભરાઇ આવ્યું. વિચારવંત કુમાર, જરા મર્યાદામાં રહીને, કંઇક ગુપ્ત હૃદય રાખીને જવા ધારતો હતો, તેનું મન નરમ થઇ ગયું. કુસુમનુ કોમળ શીર બે હાથે દાબ્યું, અને ગોરા ગાલપર બન્ને હાથ મુકી, પોતાની શરમાળ ડોક નીચી નમાવીને, આ મધુરી બાળાનું અધરપાન લીધું મુખ ચુંબન કીધું. ખરી પ્રેમભાવના પ્રકટાવી. કુસુમના અંતઃકર્ણમાં પ્રેમની સચોટ છાપ પડી. કુસુમ કોચપર લાંબા પગ કરીને, પોતાની કોમળ ગરદન, માધવરાજના ખોળામાં નાખી નિર્ભય થઇને પડી, ત્યારે તે કંઇ જાણતી ન હતી કે હઠીલો માધવરાજ, તરત પીગળી જઇને, પોતાને ચુંબન કરશે. હવે તો આ અટકી નરની સિદ્ધતા થઇ કે કુસુમનો ભરથાર માધવરાજ થવાનો તેનો જન્મ-માથી મેવાડી કુંવરજ થવાનો આ આવેશે, માધવરાજની ગરદન, કુસુમે બે હાથે પકડીને પોતાના મો ઢને લીધી. માધવરાજે, કુસુમનું પુનઃ ચુંબન કર્યું. ને કુસુમે માધવરાજનુ ચુંબન કરી લીધું એટલામાં. દુષ્યંત સાથે રમણ કરતી શકુન્તલાને, ગૌતમી સંબોધે તેમ શબ્દ થયો

'ચક્રવાકી ? સાંજ પડવા આવી. તારા પ્રિયતમને છોડ......

આ શબ્દોચ્ચાર વૃદ્ધ ખવાસણના મુખમાથી નીકળતા સાંભળીને, ચોતરફ ચકોરી ચમક્યા. કુસુમ કોચપરથી ઉઠી અને માધવરાજ એકદમ

બાજુપર ખસી ગયો. કુસુમ દરવાજા પાસે બ્હાવરી બનેલી આવી પ્રભાત થવા આવ્યું હતું, અને વૃદ્ધ ખવાસણના અવાજમાં ગદગદિત તાર વાગતો જણાતો હતો. ભયનો પવન તો નસોમાં પ્રસરેલો હતો, તેમાં વધારો થયો, અને ઉભય જોડાંએ જાણ્યું, કે કોઇ મલ્લરાજ જેવા દુષ્ટનો નીચ સંકેત હશે-"

---

## પ્રકરણ ૨૩ મું.

---

### મલ્લરાજનો દુષ્ટ સંકેત.

જેમ દુનિયાના વિચિત્ર રંગોમાં પણ મિશ્રિતત્વ હોવું જોઇએ; તેમ નીચજનોનાં કર્તવ્યની સાફલ્યતામાં પણ રસાયણી પ્રયોગ હોવો જોઇએ નળને દ્યૂત રમવાની ઇચ્છા થઇ, કેકૈને, ભરત રાજને રાજ્યાભિષેક કરવાની ઇચ્છા થઇ, અને વિશ્વામિત્રને, હરિશ્ચંદ્રનુ સત્ય પરખાવવાની ઇચ્છા થઇ, એ અંત્તરભેદનું તત્વ દર્શાવવાનો કુદરતી હેતુ પ્રત્યક્ષ જણાઇ ગયો છે, તેમ "આ દુષ્ટ મલ્લરાજ પોતાનાં કાવત્રામાં ફાવતો જાય છે, એ પરિણામે, સત્યાસત્યનું સંશોધન- કહો કે મથન કરાવી, કુદરતી કાયદો પ્રત્યક્ષ દેખાડવાનોજ હેતુ હોવો જોઇએ-જ્યાં સુધી મલ્લરાજ, આ પ્રયોગ ભજવે નહિ, ત્યાં સુધી કુસુમની પિતૃભક્તિ, અને નંદરાયની કુલીનતા દૃષ્ટે પડે નહિ મલ્લરાજના દુષ્ટ સંકેતમાં સામેલ થયેલી અવિચારણીચાવડી હાથ ઘસતી થાય, ને

તોજ અબલાના નીચ સાહસનો દાખલો મળી શકે ! કુદરતનો કાયદો તો મૂળ-તત્વનું દર્શન દેખાડવાનો હોય છે, પછી પ્રસંગ ક્યાં ઘસડાય છે, એ સમયની બલિહારી છે. પરિણામનું ફળ પરિણામે મળે એ વાસ્તવિક છે, પણ રાત્રીનો સમય વીતે, ત્યારેજ સૂર્ય પ્રકાશ પામે, એ કુદરતનો રસાયણ પ્રયોગ આપણે વિસરવો જોઇએ નહિ. અલબત ન્યાયાન્યાયનો આધાર બન્ને વસ્તુના સમીલનપર રાખે છે, એ સત્ય છે. કેમકે ચકમક સાથે ચકમક, કે અરણી સાથે અરણી ઘસાય, ત્યારે અગ્નિ ઉત્પન્ન થાય છે તેમ મલ્લરાજનાં કાવત્રાંપર ન દગાય મોહે, તોજ કથા રસ-તત્વનાં કમલિયાં પ્રફુલ્લી શકે છે. પિતલના રંગ જેવું, કમળાની આંખે પીળુ ભાસતું ધાતુનું તત્વ, જો અગ્નિમા નવાય, તોજ સુવર્ણનુ પારખુ પડી શકે જ્યાં સુધી કસોટી પર કંચન ચડયું નથી, જ્યાં સુધી વિપત્તી પર પ્રારબ્ધ ઘસાયું નથી, ત્યાં સુધી ઉચ્ચતા પામતું નથી, જગ વિખ્યાત થતું નથી. જો કે લાલચુઓ ઘણી વખત સોનું જાણી, સ્વાર્થ સાધ્ય કરવા પિતલને લઇને, તેને સુવર્ણમાં ચલાવવા ઇચ્છે છે, અને ઘણી વખતે અદેખાઓ સુવર્ણને પીતલ ગણાવા નીકળે છે, પણ સુવર્ણ તે આખર સુવર્ણજ નીવડવાનુ ! ખરે ! કાજળના સ્પર્શથી શુકલ વસ્ત્રમાં કંઇક ડાઘ બેસે છે, પણ તેનો સમય જાય છે, ત્યારે તે માંહેનાં ખરાં તત્વો પ્રકાશી અસત્ય પદાર્થો ઉડી જાય છે. અને નીચ પદાર્થો, પોતાનો ભાવ ભજવે છે. કુદરતે તેને માટે પણ માયાવી માર્ગ બતાવ્યો છે, ભવાટવીના ભૂલાવાનું એ મુખ્ય હથિયાર છે ભૂલભૂલામણીમાં ભૂલ્યો, તે ખાડમાં પડયો, અને તર્કથી ખરા માર્ગને પકડી લીધો, તે તરી

ગયો પદાર્થોનું પરસ્પર સમીલન થવાથીજ બીજી વસ્તુ ઉદ્ભવે છે સ્ત્રી અને પુરૂષ, એજ રસાયણી પ્રયોગનું બીજું દૃષ્ટાંત પ્રત્યક્ષ ગણીશું —

મલ્લરાજની રાજ્ય લેવાની ધારણાઓ, અલાઉદ્દીન ખુનીના મલેક કાફૂરને વિસરાવે તેવી છે; મદાંધી મલ્લરાજ, જેમ જેમ પોતાન તર્કોને માર્ગ આપે છે, તેમ તેમ કુદરત તેને પોનાનો હાથ દે છે. મલ્લરાજનો નીચ અને કૃત્રિમ પાસો સવળો પડતો જાય છે, તેમ તેમ તે પાપી કાર્યમાં જાતને ઝપલાવતો જાય છે નંદરાયની પાસેથી કોરે કાગળે સહી લેવરાવવામાં ચાવડીને છેતરી, અને પોતાની મહદ આશા પાર પાડવાના શિખરપર ચડયો, તે જોઇને તેણે તો સમુદ્ર મથન કરીને જાણે ચોદ રત્નો પોતેજ કાઢેલાં માનવા લાગ્યો પણ એ મૂર્ખ કયાં સમજે છે કે, પગે ચાલનારા પંડિતો જેમ મૂર્ખજનોની કુંજર સ્વારીથી નિરાશ થતા નથી, અને હંસો, ગિરિવર પર બેઠેલા પેલા કાઉ કાઉ કરતા કાગડાની ગણના કરતા નથી, તેમ ગુણીજનો આત્મા દ્વારા તેમને ઉચ્ચ ન ગણકારતાં, અકર હાંમીજ કરે છે

ચાવડીને હાથ ચોળતી કરી, ચોરને પોટલે ધગની ધૂન દેખાડી સ્ત્રીને ઠગવામાં પુરૂષ બળવાન છે, એ મલ્લે દેખાડવા માંડયું, વિશ્વાશઘાતનાં પાતકોનું બખ્તર પહેર્યું, ને દગલબાજીની કલગી માથે ધરી. હાથમ ભક્તિની માળા લીધી, અને બગભક્ત બનીને સમુદ્ર કાંઠે સાધુરૂપ બની બેઠો કુલીન ક્ષત્રિવટ જાળવવાને દેહપતન થતાં સુધી માત્ર સંગ્રામ કરવાનું ડોળ દેખાડયું, પણ સ્વાર્થની તો રજ ઉડવા ન દીધી આ પ્રપંચી એમજ સમજયો, કે જગતમાં અંધારૂંજ પ્રસરેલું છે. સૂર્ય-ચંદ્ર ચલિત થયા છે. સગોવરનાં દેડકાં શું જાણે કે વળી

સાગરની લહેરો જેવી હોય છે એ મુર્ખ મચ્છ ક્યાં જાણે છે કે માછલાંના પેટમાંજ મોતી પાકે છે. મલ્લરાજ ક્યાં જાણે છે કે, પુરૂષોમાં પોતાના કરતાં પણ અધિક પરાક્રમ રહેલાં છે. એ આંધળો એમ ક્યાં સમજી શકે છે કે પોતાને હાથે પોતે કાપવા માંડેલી ડાળ, પોતાનોજ પ્રાણ હરવાની છે! નંદરાયનાં પવિત્ર અંત.કર્ણમાં, મલ્લરાજે, તિમિરનો ગોળો પ્રવેશ કરાવ્યો, એ સાબિત થયું, ને તેથીજ તે, મલ્લરાજ જેવા મદારીની ઢેલકીપર નાચવા લાગ્યો. પણ ચાવડીના ચિત્તમાં તો તે કાપટ્યરૂપેજ રમણ થતુ જણાયું છે. ચાવડી માત્ર એકજ વાતે ઠગાણી છે, ને તેણે મલ્લરાજને વિશ્વાસનું પાત્ર ગણવાથીજ મોંયપર હાથ રાખી મુકવામાં પાછળ પડી છે. મુર્ખ ચાવડી પણ ક્યાં સમજે છે કે વળી જેણે પોતાના માલેકનું અન્ન ખાઇને તેનું નખોદ વાળવા માંડયું, તે બીજાનુ ભલું કરવામાં પોતાની જીંદગી, નીચ કીચડમાં ઝપલાવે! એવા તો થોડાજ વીરલા સુત માતાએ જણ્યા છે કે વગર સ્વાર્થે, પરદુઃખભંજન બનીને, એ૦ મી૦ દાદાભાઇ નવરોજી પેઠે, હિંદમાતાનું રક્ષણ કરવાને દેશવટો લઇ દેહ પતન કરે!

જુગારીનો વિશ્વાસ શો? કંટકમાં કોમળતા શી? ઘાતકીને દયા શી? સ્વાર્થીને શરમ શી? વેરીને વહાલ શુ? લાલચુને લુણહલાલ શેનું? કૌવચમાં મધુરતા ક્યાંથી! અકલહીણને મોટાઇ શી? કૃપાત્રને પાત્ર-જ્ઞાન ક્યાંથી? સમુદ્રજળમાં મધુરતા શી? માટીમાં સુગંધ શેની? લોખંડને કદાચ પારસમણીનો સંગ લાગવાથી સુવર્ણ બને, પણ પથ્થરને લગાડીશું, તો શું તે સુવર્ણ થશે? બાળકને રમકડું આપ્યાથી, કે કિમતી

પદાર્થ આપ્યાથી ફળ શું ? મલ્લરાજ જેવા પ્રપંચીને હવે ચાવડી શું લાલચ આપીને ચળશે ! સાધુ, ઇંદ્રાસનની આશા રાખે નહિ, યોગી, માયાના ફળને વળગે નહિ, તો તેને લલચાવવાનું સાધન શું ? ઇંદ્રને ઇંદ્રસ્થાન કરતાં વધારે શું જોઇયે ? જેને જે જોઇએ તે પદાર્થ હાથ આવી ગયો, અને તે પણ મહા પ્રયત્ને સ્વાધીન કર્યો તો ચાવડી, તે કેવી રીતે છોડાવશે ! હવે તો તેનાં પરાક્રમ પુરાં થયાં. માત્ર મલ્લરાજ મનમાં આ સાર સમજ્યો, પણ ચાવડી તો આશાના પતંગપર ચડીને, ગગન ગમત કરે છે. મૂર્ખ આ, ભૂપર પડવાનો ભય ધરતી નથી, એનાં કરતાં અધિક મૂર્ખતા શી ? ઘેલાને વાવડી બતાવી, ભોળાં લટેમાણુંએ, સ્વાર્થી સારને કિમતી પદાર્થ સોંપીને પાછળથી લેવા માટે પુઠે પડયો. પછી તેનું શું પરિણામ ! ... ...

સુરંગ ફોડી ભૂમિને ખોદી નાખે, કે દરિયો ડોળીને તેનો ત્યાગ લહે, પણ ક્ષાર તો જ્યાં હશે, ત્યાંથીજ મળશે. સત્ય પદાર્થ જ્ઞાની વિનાં પરખાતો નથી. વાંદરને કંઠે કંકણ બંધાય, તો પણ તેની ગણના નથી. ચાવડીની ચતુરાઇ ચપળ છે મલ્લરાજનો પ્રયત્ન, કાચા સુત્રના તંત્ર જેવો છે; આખર તો હીરા તેજ હીરો, અને કાચ તેજ કાચ ! ગમે તેટલું મનુષ્ય મથન કરે, પરંતુ રેતીમાંથી અર્ક નીકળવાનો હતો ? જૂઠા ઝાડમાંથી સાચો રસ નીકળવાનો હતો ? મનુષ્ય જીંદગીનો એક આ ઉદ્યોગ છે, એટલે તે પુરૂ થતાં સુધી પ્રયત્ન વડે પોષવો; પછી ફળની આશા, તેનાં કર્મપર રહેલી છે. અને તેજ પ્રમાણે, મળશે. ખસખસનાં બીજમાંથી ગુલાબ થવાનું નથી પાપણ રજમાંથી સાકરનો સ્વાદ મળવાનો નથી. મલ્લરાજ,

કુસુમબાને શરમ–દામ—ભેદથી કબજે કરીને, શાહજાદાની કૃપાનું પાત્ર થવાની ઇચ્છા રાખે છે, એ પ્રસંગ તાજોજ છે. આ કૃપાપાત્રમાં રાજ્ય–સુધાનું પાન કરી શકાય છે, એમ પણ તે મૂર્ખ માને છે. રસસ્રોતમાંથી રૂધિરપાન થાય, એ તે જોઇ શકતોજ નહોતો; એટલે રક્ત-સરિતાને, સુધા નદી માને છે, ભલે–મલ્લરાજ તેમાંયે સુફળતાનુ માધુર્ય બિંદુ ચાખી લહે !–

કુસુમબા કેમ કબજે કરવી ? આ યવરાજને કેમ છુટો પાડવો ! કાઠી ભાગે નહિ ને સાપ મરે, તેવા યુક્તિના કામપર કેવી બુદ્ધિ ચલાવવી ! આ તર્ક કરવામાં મલ્લરાજ ગુથાયો–કુદરતનો માર્ગ કુદરતજ બતાવે છે, કંઇ સત્ય કલ્પના માટેજ કુદરત સહાય છે, એમ નથી. શ્વેત ને કૃષ્ણ બેઉ પક્ષ રહેલા છે. ને તે બન્નેમાં કુદરતનો નિવાસ છે. મલ્લરાજને મહાભારત તર્ક ઉત્પન્ન થયો નંદરાય કનેથી કોરે કાગળે સહી કરાવી લીધેલા બે કાગળોપર મનેચ્છિત લેખ લખી કહાડયા. મલ્લરાજનું મન કુદરત પ્રત્યે નમવા લાગ્યું. પ્રભુએ તેની ધારણા પ્રમાણેજ સફળતા કરી, અને તેમાંજ પોતાની ફતેહ થઇ તો તેને પણ ફુલ નહિ, પરંતુ ફુલની પાંખડીજ ચડાવવાની, આ મહાપી મગતરાંએ આશા આપી પ્રભુને પણ ઠગનારા–હાથમાં રમાડનારા, કેવળ એ દૈવનીજ પ્રસાદી માંહેના અજીઠા ભાગમાંથી ઉત્પન્ન થયેલા, તેનેજ બનાવવા નીકલ્યા ! દુનિયાં તો જુઓ ! કલ્પના તો જુઓ ! બુદ્ધિ બળ તો જુઓ ! માંસાહારી પશુને, ઘાતકીપણાનીજ ખબર ! દુષ્ટાચારીને દુર્ગુણનો અનુભવ ! ભૂંડ વળી મિષ્ટાનનો સ્વાદ શું જાણે ! ખાખરની ખીસોડીને સાકરના સ્વાદની શી ખબર ! કવિયોજ કવિતાના રસભેદને પિછાણે ! પ્રેમીજ, પ્રમદા પ્રીતની પરિક્ષા કરી શકે !

મલ્લરાજનો દુષ્ટ સંકેત તેને કયા ગારમાં ધસડી ગયો હશે! કુંદને તેને કેવી કલ્પનામાં સાહ્યતા આપી હશે! નનામી, પણ સહીવાળી ચીઠીમાં કુસુમને કબજે કરવાનું, માધવરાજને હાંકી કાઢવાનું, ગાદ્દજાદાને હાથનું રમકડું બનાવવાનું, નંદરાયને સદાનો દેશપાર કરવાનું, અને ચાવડીને શરણાગત બનાવવાનું શું લખેલું હશે! મલ્લરાજ જેવા પ્રપંચીએ, અલબત પોતાના મગજ તંતુઓને એક સરખા ઉદ્યોગે લગાડયા હશે. કુંદને સાહ્યતા આપેલી તે માનતો હશે, પરંતુ તેમાંહિ પડેલો કાળો ડાઘ તે જોઇ શક્યો નહિ હોય!

ખરેજ! મગતરૂં આકાશમાં ઉડે, તે અમુક બળ સુધીજ જઇ શકે! મલ્લરાજની બુદ્ધિ તો મલ્લરાજના સ્વાર્થ સુધીજ પહોંચી શકે! તેણે બે ચીઠીમાં બે લેખો લખ્યા, પણ તેમાંયે તેણે ગોથું ખાધું. નંદરાયને ચાવડીએ છેતર્યો. ચાવડીને મલ્લરાજે છેતરી. ને મલ્લરાજને કુદરતે ભૂલ ખવરાવી. લેખમાં લખેલી વાત, આંધળા-બહેરાની કહાણી જેવી લખાણી. સમજુએ તેમાં મર્મ જોયો ભેદ પારખતાં પોતે પકડાઇ ગયો, ભેંસ બદલે પાડો લાવ્યો, અને ઘોડા બદલે ખચ્ચરને ખેંચ્યો. ભૂલમાં ભૂલ પડી. દુષ્ટ સંકેતનું દુષ્ટ ફળ મળ્યું, અને પરિણામ-નિષ્ફળ નીવડયું

---

## પ્રકરણ ૨૪ મું.

---

### ભૂલમાં ભૂલ—કાંટામાં ફૂલ.

આંધળો ગમે તો જાણીતા માર્ગે જાય, તોપણ ઠોકર તો ખાયજ! હરાયા ઢોરને ગળે ડેડ નાખો, તોપણ ઓખર કરવા જતું હોય તો ને

જાપજા બેલને આંખે પાટા બાંધા, ને ઘાણીએ ફેરવો, તોપણ તે પોતાને ઠેકાણેજ આવી ઉભો! તેમ મલ્લરાજ ગમે તે કાવાદાવાએ ફાવી જાય, તોપણ અંતે તો મૂળ ફળનો ભાગ મેળવે! અલબત આ ચીઠીની ભૂલભૂલામણીમાં દુષ્ટ સંકેત સમાઇ જવાથી જોનાર મનુષ્યની આંખમાં, મલ્લરાજની કલ્પનાનું અંજન અંજાઇ ગયું, પણ જ્યારે તે પ્રયોગ, રસાયણ ક્રીયાએ તત્વ પામ્યો, ત્યારે તેમાંથી સત્યતા પ્રકટ થઇ ગઇ—જે ભૂલથી મલ્લરાજ કુસુમને કબજે કરી શક્યો, એ ભૂલ કઇ હતી? કેની હતી? કયા પ્રકારે થયલી હતી? એ જાણવું જોઇએ?

મલ્લરાજે, એક ચીઠીમાં આ પ્રમાણે લેખ લખ્યો હતો. નીચે નંદરાયની સંપુર્ણ અક્ષરે સહી હતી. લેખ ખરો ઠરે, તેવી રીતે સહીવાળો હતો—પણ તેમાં માત્ર એકજ કાળો ડાઘ પેઠો હતો. ને તે સમજુ વાંચકનેજ શંકા ઉપજાવનારો હતો. મલ્લરાજને તો તે દોષરૂપ લાગતોજ ન હતો. જો લાગે તો લખે શા માટે! આ લેખ, "એક દસ્તાવેજના રૂપમાં—કહો કે વસીયતનામાના રૂપમાં હતો.

"હું, નંદરાય વાઘેલો, નિઃસંતાન રહી, વૃદ્ધાવસ્થાને શરણ થયો છું. હિંદુ ધર્મ પંથના નિયમ પ્રમાણે, પિતૃશ્રદ્ધની વાસના મેળવવા માટે શ્રાદ્ધકર્મ કરનારા નિત્રીઓના પિંડની આશામાં હું મ્હારા વિશ્વાસુ ભાણેજ મલ્લરાજને દત્તક કરી લઉં છું, પુત્રી, પરગોત્રની વાસનાભૂત છે. દુષ્ટ સ્ત્રીના હાથનો પિંડ, પ્રેતને અનિવાર્ય છે, આ સંકલ્પ જન્મ પછીનો છે, પણ મુમુક્ષોએ તેનો પ્રથમથીજ પ્રયત્ન કરવો જોઇએ છે. મેં, મારું રાજપાટ—વૈભવ, સુખ,

સગાં સહોદર, સ્ત્રી બાળક, સર્વની વ્યવસ્થા કરવાનું, મારા ભાણેજ મહારાજ, કે જેના હસ્તપિંડથી હું સ્વર્ગસમૃદ્ધિને પાત્ર થનાર છું, ને જેના શ્રાદ્ધકર્મથી હું મુક્તીપદ મેળવનાર છું, તેને સ્વાધીન કરી જોઉં છુ. મારી પત્નિપર મને પવિત્રતા સંબંધી શક છે. વિવેકી કુસુમ, પુત્રના તુલ્યની પુત્રી, મારા જીવનને કલંકના સાગરમાં ઝબોળવાનો પ્રયત્ન આદરી બેઠી છે. ક્ષત્રીવટ છોડી, યવન કુળમાં વાસો કરવાને ઉન્મત્ત થઇ છે, તો તે ઉભય સંબધીને મારી રાજ્ય સત્તા અને સરહદી શાન્તિના હક્કમાંથી રદ કરૂં છું. આ લેખ મારી પ્રકૃતિને દૃઢ કરીને લખવામાં હું સ્વસ્થતાને વિસરતો નથી. વૈરાગ્ય પામેલા ચિત્તને, સંબંધીનો શોચ નથી. કર્મની ગહન ગતી છે. વહેળો, પોતાના સત્યમાર્ગ શોધી લહે છે. કુદરતે મને સત્ય સુચવ્યું, તે મેં વિસ્તર્યું છે, અને તે સર્વસ્વ આર્ય ધર્મના પંથને અનુસરીને, કુટમ્બીજનો કબૂલ કરશેજઃ—

લી૦ નંદનગરીનો **મહારાજા નંદરાય.**

ડાક્ટરની સહી કરાવી—ચાવડીની સમંતિ રૂપ સાક્ષી કરાવી લઇને, પછીજ આ મલ્લ જેવા બહાદુર મહારાજે, રાજ્ય પ્રકરણી અભ્યાસનો નમુનેદાર લેખ ચિતર્યો. આ લેખની સિદ્ધત્તા, ગુજરાતના શહેનશાહ પાસે કરાવાની પ્રતિજ્ઞા કરી. નંદ વાઘેલાના કુટમ્બને આગે પાડીને પછીજ, રાણીને બળવંત કાયદો બતાવવાની ધારણા રાખી. સાક્ષીઓ તો કબજામાંજ હતાં, તેની પરવા કરી નહિ. આ લેખ તો ઠીક લખ્યો. શાહને તેમાં સ્નાન સૂતક ન આવ્યું, પણ બીજો લેખ, બહુ વિચિત્ર રીતે લખ્યો—આ લેખ, કુસુમના ભાગ્યોદયનો હતો!—

નેક નામદાર–ગરીબ નિવાજ, શેહેનશાહે આદીલ નામવર, ગુજરાતના સ્વતંત્ર સુબા સાહેબ બખ્તાવર મુજફ્ફરખાનની જનાબમાં—આપના ગરીબ ગુલામની અદના અરજ છે કે—

મારી વફાદાર કુંવરી કુસુમ આપના સ્નેહના સ્મરણાર્થે, હું આપના પાટવી શાહજાદા અહમદશાહની સાથે જીંદગીનું સુખ મેળવવાને વરાવવાની પ્રતિજ્ઞા કરી ચૂકયો છું, અને તે સ્વિકારશો, એવી ઉમેદ છે. આ લગ્ન, એવી સરતે કરવામાં આવે છે કે, મેં મારો સઘળો રાજ હક્ક, મારા મૃતદેહને મુક્ત કરવા અર્થે, પુત્ર શ્રાધનો પિંડ મેળવવા સારૂ, મારા ભાણેજને આપ્યો છે. ને તેથી તેમાં કુસુમ વગેરેનો કંઇ પણ હક્ક રાખ્યો નથી. પણ તેમાં બે મતલબ છે. એક મારો દેહ મુક્તી પામશે, ને કુસુમ આપના આશરામાં રહી મારા સ્નેહનું સ્મરણ આપશે.

લા૦ આપનો વફાદાર દોસ્ત નંદરાય વાઘેલો.

આ લેખોમાં શી ભૂલ થઇ હશે ? આ ભૂલનુ નઠારૂં પરિણામ કેવું આવશે ! સમજુ વાંચક કદાચ કળી શકશે, પણ સ્વાર્થી મલ્લરાજથી કળી શકાશે નહિ. નામદાર શાહના હાથમાં બન્ને લેખ મુકાશે, એ વાત સિદ્ધ છે. કુસુમ જેવી કળાકૌશલ્ય શસ્ત્રધારી ને બહાદુર રજપૂતાણી, પોતાની પુત્ર વધુ થાય, અને તે માટે, તેનો પિતા એક લેખમાં નાલાયક અને બીજા લેખમાં લાયક કન્યા બતાવે, તેનો શાહને શક ન જાય, પણ માનથી સ્વિકાર કરે, એ પણ મલ્લરાજે માન્યુંજ હશે ? મલ્લરાજનું મન ન માને તો આ ભૂલભરેલું લખેજ શા માટે ! મલ્લરાજને માનવાનાં–મનાવવાનાં બે કારણો હતાં–પ્રથમના લેખમાં,

કુસુમ અને ચાવડીને નાલાયક ચિતરે નાહ, તો દીકરીએ ગરાસ જવાનો ક્ષત્રીય રિવાજ અનુસરતો થઇ ન પડે. ભાણેજને એકદમ વારસો દઇ, દીકરીનો હક ડૂબાડી ન શકાય. બીજા લેખમાં પુત્રીને વફાદાર ન ગણે, તો શાહ તેનો સ્વિકાર કરે નહિ. આ ભૂલ, ઉતાવળમાં–આકળાપણામાં, મલ્લરાજથી જોઇ શકાઇ નહિ. જો મલ્લરાજ, તેના પર પુખ્ત વિચાર કરે, તો સુધારીને, ખરા બનાવ તરીકેના માર્ગ પર મુકી શકે, પણ રાત થોડી ને વેશ ઘણા, તેમ બે કલાકના અરસામાં, વાઘેલખંડાધિપતી થવાનું મલ્લરાજના નશીબમાં સરજેલું તે માનતો હતો; એટલે બુદ્ધિબળની વધુ અજમાયશ કેવી રીતે કરી શકે! અંતે, આ લેખોથીજ સિદ્ધ કરી દઇને, શાહ અને શાહજાદાનું વિશ્વાસુ–કૃપાપાત્ર ઠરવુ, અને એજ લેખથી કમળ પુષ્પને કાંટામાં નાખીને પોતાની ચાતુર્યતાનો ચાંદ પોતેજ ધારણ કરવો એ નિશ્ચય પર આવ્યો.

અકર્મી આંધળાઓ એવાજ મુર્ખ હોય છે. કુદરત તેને એજ માર્ગે ભૂલાવે છે. કર્મ પ્રમાણે બુદ્ધિ પેદા થાય છે, તેજ બુદ્ધિ વડે બંધનમાં પડે છે, ને તેજ બંધનથી તેઓ પરિણામનાં ફળ ચાખે છે. ઝરમાં ઝેરજ છે, છતાં તેને અધીણીઓ પ્રિય ગણે છે! આ મહાન ઝેરી ભુલ, મલ્લરાજ જેવા અધીણીને પ્રિય લાગે છે. ગરવી ગુજરાત એમજ ગાંડી ઠરી છે વાઘેલા વંશના ઘેલા રાજાઓ, આ પ્રકારેજ ઘેલા ઠર્યા છે ભુલ માત્ર પ્રારબ્ધની છે. મનુષ્ય તો માત્ર નિમિત્ત છે.

પાપી કીડો, આ લેખ વડે, ભવ પાર તરવાને, આશાના વૈમાનપર ઉડવાને, બલવંત બનીને, પાવત્ર કુસુમબાના મહેલ-તરફ કુચ કરી

જાય છે, એવામાં અકળાયેલો પ્રેમસંગ બારોટ મળ્યો. અકસ્માત્ મળ્યો. અંધારૂં તો ન હતું. પ્રહર રાત્રી ન હતી, તોપણ પ્રેમસંગ નિશામાં–કહો કે, કેફના નિશામાં નહિ, પણ નિમકહલાલીએ ડંખ મારવાથી એ વેદનાના નિશામાં અજવાળાને અંધારૂં ગણીને ફાંટતી ફુંકે, ને દમભર શ્વાસે દોડતો જતો હતો. માધવરાજને, આ કાવત્રોની ખબર કરી, તેને ખસેડવા જતો હતો; પ્રેમસંગ કયાં જાણતો હતો, કે મલ્લરાજને નગી–હાર લઇ વિદાય થયા પછી, મહાભારત યુદ્ધના કોઠા જાણવાનો અભ્યાસ થયો છે, અને તેજ કોઠા હસ્તગત કરવા મલ્લરાજ ચાલ્યો જાય છે—

'બારોટ, ઉતાવળા કયાં?'–દુરથી ધીમે સ્વરે બોલાવતું કોઇ માણસ પ્રેમસંગને લાગ્યું. ઉભો રહી જોયું. "મલ્લરાજ સિપાઇની ટુકડી સાથે માધવરાજને પકડવાજ ચાલ્યો! નખ્ખોદ ગયું! હું લુણ હરામી થયો. કુસુમને આરોપમાં ધસડી, માધવરાજને તોપને ગોળે ઉડાવશે. બારોટાણીના વિનોદમાં ઘર ગયું. બુરી થઇ, બાપા! બુરી થઇ. પ્રેમસંગ? પાતકી થયો. નીચ થયો!" તે પૂતળાં પેઠે ઉભો થઇ રહયો. મલ્લરાજ જાણી ગયો, કે પ્રેમસંગ કુસુમને ત્યાં જાય છે, કંઇક નવિનતા છે, કંઇક લાલચ છે, કંઇક ભેદ છે.

"કયાં ચાલ્યા–બારોટજી?"—

"આપના કામ સારૂ. પેલો નાસી ગયો છે કે નહિ તે જોવા"–

"ચાલો મારી સાથે—

"હવે મારૂં કામ નહિ–રજા લઇશ." બારોટ છટકયો–મલ્લરાજ કુસુમને મહેલે પહોંચ્યો.

કુસુમના મહેલ તરફ જવાનો એકજ માર્ગ હતો. તોપણ મહેલની પછવાડે, બગીચાનો દરવાજો હતો. જો કે તે ઉઘાડો હોવાનો સંભવજ ન હતો, તોપણ બારીવાટે માત્ર મુખ દર્શન કરી, કંઇક ખબર દેવાય, તો દેવાની મિષે પ્રેમસંગ ચાલ્યો. ભલી લાગણીથી તેને કુદરતે સદમાર્ગ દેખાડયો. મલ્લરાજ અને નંદરાય, પાછળને દરવાજેથી નીકળ્યા હતા. એટલે એ દરવાજો ઉઘાડો રહી ગયો હતો. આ માર્ગ કોઇના જાણવામાં ન હતો. પ્રેમસંગને દુધમાં અને દહીમાં પગ રાખવાનું બની આવ્યું, અને તે મલ્લરાજના પહેલાંજ કુસુમબાના મહેલમાં પ્રવેશી ગયો.

ભોળાં માણસો ભડભડીયાં હોય છે. પણ તે દીલનાં સાફ, અને નીતિનાં એક્કા હોય છે. લાલચુ લોકોથી લોભને વશ થઇ અરિષ્ટ સત્વર થઇ શકે છે. તેને પશ્ચાતાપ થતાં વાર લાગતી નથી. જયારે તે લોભમાં અંજાઇ જાય છે, ત્યારે તે જોઇ શકતો નથી, પણ તેની આંખનું પડ ઉઘડી, પ્રભાતના સૂર્ય પેઠે ઝળકતું જણાય છે, ત્યારે ખરી વસ્તુ જોઇ શકે છે. અને જયારે તે સારા સારનો વિચાર કરી શકે છે, ત્યારે તે ખરો લાભ જાળવવાને તરત તૈયાર થાયછે. જો કે એવા અજ્ઞાનીયોનો એક દુર્ગુણ, તેના બધા સદગુણને ઢાંકે છે. કેમકે મુવા પછી અમૃત નકામું છે, તો પણ તે નીચ–પાપીયોના હ્રદય કરતાં ભલુ છે. કારણ કે પાછળનો પશ્ચાતાપ ઘણુ કોઇ પ્રસંગે, પરજનને પરદુઃખ ભજન થઇ પડે છે.

---

# પ્રકરણ ૨૫ મું.

---

## ભૂલનો ભોગ.

મૂર્ખના મોઢામાં વાત, કાગડાના પેટમાં ખીર, અને કમળપત્રપર બિંદુ રહી શકતું નથી. તેમ પ્રેમસંગના પેટમાં, મલ્લરાજની ઇનામી વાત રહી શકી નહિ. તેણે તરત ઘેર જઇને તેની સ્ત્રીને કહ્યું, અને પાછળથી પોતાનેજ પસ્તાવો થયો! ખરી વાત છે, કે કસુંબી રંગને જેમ જેમ કુટે, તેમ તેમ રંગ ચડે છે, પણ પતંગને જેમ જેમ ચડાવે, તેમ તેમ ચોટતો જાય છે. પ્રેમસંગ તેવી જાતનો મૂર્ખ છે. તેનું હૃદય કેવળ એરંડાના મૂળ જેવું નિર્બળ છે. પ્રેમસંગને ગમે તેવું સમજાવવામાં આવ્યું હોય, પણ તેના પેટમાં ટકવાનુંજ નથી. ઘણાં માણસો જગતમાં એવી પ્રકૃતિ રાખે છે, કે તેના કાને એક વાત આવી, પછી તે ખરી હોવ યા ખોટી, પણ બે ત્રણ સ્થળે ફુંક્યા પછીજ તેને જંપ વળે છે. જેમ જુગારીના હાથમાં ધન, ઘેલીને માથે બેડું, વાંદર કંઠે હાર, પથ્થરપર પાણી, મૂર્ખને ઉપદેશ, અને સરિતા જળપર વ્રજ ટકતું નથી, તેમ એવા માણસોના અધિરાં, અદૃઢ અને અવિચારી હૃદયમાં, ગંભીર જોખમભરેલી અને ઉપયોગી વાતો પણ ટકતી નથી. પ્રેમસંગને હમેશાં વાત કરીનેજ પસ્તાવો થતો, અને તે પ્રમાણે આ પ્રસંગે પણ તેવું થયું. મલ્લરાજને વાત કરી દીધી. સદાનો આશીગણ હોવાથી, લાલચુ હોવાથી, બુદ્ધી વગરનો અને સાહસકર્મી હોવાથી સપડાઇ ગયો. વાતનો ભેદ ખુલ્લો થઇ

ગયો. અંતે પણ તેમના બુદ્ધીબળે કામ ન કર્યું, અને મલ્લરાજને શંકામાં નાખીને પાછી પાની કરી નાસી ગયો. કુસુમબાના મહેલમાં આવ્યો. પાછળ ઉઘાડે દરવાજેથી તે અંદર પેઠો કોઇએ તેને અટકાવ્યો નહિ. બગીચામાંથી પસાર થઇને દિવાનખાનામાં પ્રવેશ કરવા ગયો, કે વૃદ્ધ ખવાસણની દૃષ્ટે પડયો. પ્રભાત થવા પહેલાં, અકળાયલો અને દમભર હાંફતો બારોટ, કોઇની અટકાયત વગર સામંતની ભીમ જેવી ચોકીમાંથી પસાર થઇને આવે છે, એ ઉપરથી તે વિશ્વાસુ વાત લાવેલો હોવો જોઇએ, આવી કલ્પનાએ, વૃધ્ધ ખવાસણે તેને ઉપર આવવાનો માર્ગ દેખાડયો. પ્રેમસંગનાં શુકન સારાં નીવડયાં–વગર શ્રમે, મલ્લરાજની જાળમાં સપડાયલો છતાં, ધારેલી આશામાં સફળ થવા મૂળ સ્થળે પહોંચી ગયો, એ પણ અહોભાગ્ય ગણાયું. વૃધ્ધ ડોશી, તેના આવાગમન વિષે પ્રશ્ન કરે, તે પહેલાંજ પ્રેમસંગ બોલી ઉઠયો ! "બા ? દુષ્ટ મલ્લરાજ એક ટુકડી લઇને આવે છે. મહેલને ઘેરો ઘાલશે, અને માધવરાજ તથા કુસુમ બહેનને કેદ કરશે." પ્રેમસંગના આવા શબ્દો સાંભળીને ડોશી ગભરાઇ ગઇ પોતાના વૃધ્ધ અનુભવનો ઉપદેશ બાળક કુસુમને અયોગ્ય લાગ્યો; પણ પાછળથી પસ્તાવાનો વખત આવ્યો. એથી તેને પાણી તો આવ્યું. પણ તેવું થયેલું જોવાને તે રાજી થઇ નહિ. પ્રેમસંગનો ઉપકાર માની, તેને એક તરફ ઉભા રાખીને ડોશી, કુસુમ-બાના શયનગૃહ તરફ ગઇ. દરવાજા દીધા હતા. ડોશીને લાગ્યું કે કદાચ રાતના જાગ્રણથી બન્ને પોઢી ગયાં હશે. તેણે દરવાજાના એક છિદ્રમાંથી જોયું. તેની વૃધ્ધ આંખને, અંદરનો

દેખાવ અળખામણો થઇ પડયો. કુસુમની કેવળ નાદાની રીતને તેણે નઓડી કાઢી. પુજ્ય પિતાની કૃપાનું અપાત્ર થવા માટે કુસુમ લાયક લાગી. કુસુમ નવલપતિના પ્રેમપાશમાં દિગ્બંધ થયેલી જોઇ, છતાં તેમને અકસ્માત્ ઉઠાડવાની ફરજ પડી. વૃદ્ધ ડોશીએ ધીમે સાદે કહ્યું–'બા ? પ્રભાત થઇ જવા આવ્યું છે!' આ ગંભીર શબ્દો સાંભળીને દમ્પતી ચોંકી ઉઠયાં–દુષ્યંત અને શકુન્તલા, પ્રેમચુંબનમાંથી નિવૃત્ત થયાં–વૃદ્ધ ડોશી બહાર ગઇ, તેની નજરે ઉભી રહીને, તેઓને શરમાવવાનું તેણે યોગ્ય વિચાર્યું નહિ. માધવરાજ હથિયારબંધ પોશાક સહિત બહાર માર્ગે પડવાની ઉતાવળમાં હતો તે એક તરફ બાગની બારી વાટે ઉભો હતો, અને કુસુમે દરવાજો ઉઘાડયો. કુસુમની નજર પેલા પ્રેમસંગ બારોટ ઉપર પડી, અને માધવરાજની નજર મહેલના દરવાજા પાસે ઉભેલા સિપાઇઓ પાછળ પડી. માધવરાજના મનમાં ગભરાટે દમ વધાર્યો–તેમ કુસુમના શબ્દે અંદર દૃષ્ટી ખેંચી લીધી. 'રાજ ? અહીં પધારો !' આ ગંભીર શબ્દોચ્ચાર કરનારી નિર્દોષ હંસણીનું હૃદય ધડકવા લાગ્યું, આંખમાં આંસુ આવ્યાં હોય, તેમ માધવરાજને લાગ્યું, તે કુસુમની તરફ પાછળા ભાગમાં ગયો, તો સામંત અને બારોટ બન્નેની વિનતી સાથની સલામને પાત્ર થયો–માધવરાજે તરતજ પ્રશ્ન કર્યો, "સામંત ? બહાર સિપાઇઓ કોણ ?" "મહારાજ, મલ્લરાજ સાથે આવેલા હશે." સામંતે નમ્ર ઉતર દીધો. "રાજ ? ચિન્તા ન કરશો. સામંતના કહેવા પ્રમાણે જો પ્રયુક્તિ થશે, તો આપણે પવિત્ર ભાવના સિદ્ધ કરી શકીશું !" કુસુમે ધિરજ દીધી. કુસુમ અને સામંત વચ્ચે માત્ર થોડીજ પળ વાત થઇ હતી.

તોપણ ટુંકમાં તેણે ગભરાટ નરમ પાડી દીધો હતો. પ્રેમસંગ સાંભળીને દંગ થઇ ગયો હતો. મલ્લરાજે, સામંતના હૃદયપટપર એવો વિજળીક ડફામ દઇ દીધો હતો, કે તેના ઉન્મત્ત વાયુરોગને દબાવી દીધો હતો. મલ્લરાજને જોઇને સામંત ઉસ્કેરાય, એ બનવાજોગ હતું, પણ આ અપંચી વૈદ તેની નાડી પારખી શક્યો હતો; ને તેથી મલ્લરાજે ઘણીજ સીફતથી સામંતને સમજાવ્યું હતુ. આ વૃતાંત પુરેપુરૂં કુસુમને સમજાયું નહોતું, તોપણ કંઇક સુચવ્યું હતું. મલ્લરાજને દરવાજે બેસાડયો હતો, અને પોતે ઉપર આવ્યો હતો. મલ્લરાજના નીચ હૃદયે, સામંતનો વિશ્વાસ આવ્યો નહોતો. તેના પાપી મનમાં એવી પણ વાસના ઉભી થઇ હતી, કે કદાચ સામંત, માધવરાજને હઠાવી દે! સાણસામાં સપડાયલો સાપ છટકી જાય, અને જાળમાં ગુંથાયલી કોયલડી ઉડી જાય, માટે તેણે કેટલાક સિપાઇઓને પાછલે દરવાજે, ને કેટલાકને ફરતા રાખ્યા હતા. સામંતને જોકે એ ખબર નહોતી. સિપાઇઓના આવાગમનની વાત પણ જાણવાને તે બેનશીબ હતો, તોપણ માધવરાજના પ્રશ્નોતરમાં ‘હશે’ શબ્દ વાપરીને પોતાનો અનુભવ દેખાડયો હતો. તેણે પુખ્તપણું બતાવી દીધુ હતુ. માધવરાજે આ હકિકત જાણવા પ્રશ્ન કર્યો.

“સામંત, શી ગડબડ છે? આ બધું તોફાન શું છે? મને, મહારાજા નંદરાજને મળવું છે.”

“બાપુ! નંદરાયજીનું ચિત્ત ભ્રમિત થઇ ગયું છે. પેલા મલ્લરાજનું હૃદય કોણ જાણે કેવું કઠોર થઇ ગયેલુ છે કે પરખાતુંજ નથી.

રાત્રીના બાર વાગે, મહારાજાને લઇને મલ્લરાજ અહીં આવેલો હતો, પ્રભુ જાણે તેને કોણે પત્તો આપેલો હશે"—

"બાપુ ? મારી ભૂલ થઇ છે. અહીથી જતાં હું માગમાં સપડાઇ ગયો-મલ્લરાજે મને જોયો હતો." પ્રેમસંગે પોતાની મૂખ ઇનો પડદો વાત વચ્ચેજ પ્રકટ કર્યો—

"ત્યારેજ મલ્લરાજ કાવ્યો. જોકે નંદરાયને મે સમજાવ્યા, ત્યારે તો તેમણે જતુ કર્યું, પણ મલ્લરાજે માથું ફેરવ્યું, ને અંદર મહેલમાં પ્રવેશ કર્યો મને લાગે છે કે તેગણે છુપી રીતે નજર કરી હશે. તેઓ કયે માર્ગે ગયા, એ મને લાભ વખ્તેજ કલ્પનાથી જણાયું, ને તપાસ કર્યો તો પાછળનો દરવાજો ઉઘાડો હતો."

"હા-હુ તેજ માર્ગે અંદર આવ્યો" પ્રેમસંગે વચ્ચે સાક્ષી દીધી.

"ત્યારે તમે અમને ખબર કાં ન કરી ! બહુ યોગ્ય પ્રસંગ હતો."

"મે ધાર્યું કે તેઓ તમને મળશેજ; હું તો વાત જોતોજ રહ્યો"

"ઠીક, હવે શું છે ?"

"નંદરાયનું ચિત્ત ફરી ગયું છે નંદરાયની સહી સાથના બે દસ્તાવેજ છે. સહી ખરી છે, એટલે દસ્તાવેજ ખરા માનવા જોઇએ. તેમાં એક દસ્તાવેજ એવો છે કે, નંદનગરનું રાજ, મલ્લરાજને દેવું. રાણી અને કુસુમનો હકક છીનવી લેવો. બીજો લેખ, કુસુમને, શાહજાદા સાથે-

"પરણાવી દેવી ? હાય !" કુસુમ મુર્છીત થઇ, માધવરાજે પકડી લીધી.

"સાધ્વી ? સાવધ ! માધવરાજના પ્રાણ હશે, ત્યાંસુધી શુદ્ધ અને પવિત્ર ક્ષત્રી તન્યા, કદીપણ યવન હાથ નહિ જશે."

"આ લેખ વડે મલ્લરાજ શું કરવા ઇચ્છે છે!"

"તે જે માર્ગ બતાવે છે, તે તો મને વ્યાજબી લાગે છે. મલ્લરાજ કહે છે કે નંદરાયનું ચિત્ત હાલ ભ્રમિત છે. તેણે કુસુમને કબજ કરવાનો હુકમ આપ્યો છે, ને આપને ઠપકા સાથે રજા દેવા ફરમાવ્યું છે. પણ મલ્લરાજ કહે છે કે, હું ખરો ક્ષત્રી બચ્ચો છુ. વાઘેલ કન્યાને લાછન આવવા દેવાને હું ખુશી નથી. મેવાડ કુંવર આબરૂદાર છે. માત્ર તેમણે પ્રથમ કુસુમને મળવાનીજ નાદાની કરી છે. અલગત હું શાહજાદાનો એક પક્ષનો હિમાયતી છુ, તોપણ કહી શકુ છું કે, નંદરાજનુ ભ્રમિત મન ઠેકાણે આવે ને તે શુદ્ધિમાં આવીને પસ્તાવો કરે તેટલાં કુસુમે અને માધવરાજે આ નગરથી દુર થવું. પાછળથી સૌ ઠીક થઇ રહેશે. કુસુમને માધવરાજના આશરા નીચેજ રાખવી, પણ પ્રથમ માધવરાજ પોતાને ત્યાં જઇ બદોબસ્ત કરે, અને પાછળથી કુસુમ તેમને મળે. કેમકે આ વાત પ્રકટ થવાનીજ, શાહને ખબર પડવાનીજ, અને પાછળથી તકરાર ઉઠવાનીજ. પણ પોતાની સરહદમાં પોતાનું જોર વધે તેમ રૂપનગરના કિલ્લામાં પેઠા પછી હરકત નથી."

"સામંત ? આ પ્રપચી સલ્લાહમાં મને કંઇક ભેદ માલમ પડે છે. મલ્લરાજ સાથેના મારા છુપા અનુભવમાં, અને તમારી સાથે તેમણે લીધેલા પ્રસગની વાતોમાં સ્પષ્ટ જણાઇ ગયું છે, કે તે એક પાકો બદમાશ અને નંદરાયનો છુપો શત્રુ છે. તોપણ તે

આ ઠરાવપર આવવામાં શું શુભ વિચારે છે, એ કહી શકાતું નથી. નંદરાયને મળી ન શકાય, અને મલ્લરાજના કાવતરાંના લેખો જે મારી પાસે પુરાવા સાથે હાજર છે, તે ઉઘાડા મુકી ન શકાય તો, હાલની તેની સલાહ લક્ષમાં લેવા જેવી લાગે છે."

"હું પણ તેમજ ધારૂં છું. તમારી પાસે જે પુરાવા હોય, તે નંદરાજની શુદ્ધિ થતાં સુધી ગુપ્ત રાખવા. અને આપે રૂપનગર તરફ રવાના થઇ જવું. હું કુસુમબાને લઇને પાછળથી આવું છું."

"સામંત? તમે સમજુ ચતુર વૃદ્ધ ને રાજ્યના છળભેદથી જાણીતા છો. સાપ સાંઢસામાં વીંટળાઇ ગયો, પણ એમ ન સમજવું, કે તે ઝેરથી છુટો થયો છે. તે આપણે વશ થઇ ગયો છે. ભૂમિપર પડેલો ઉંદર મૃતવત્ લાગે, પણ નજર ટળી, કે પાછો જીવતોજ જાણવો. હું જઇશ અને પાછળથી કપટ થશે તો?"

"તો તમે ક્યાં દુર છો? સામંત કાચો નથી. મલ્લરાજ જેવા સેંકડોને ઠગી લ્હેશે. વળી આપણે એવો આડો માર્ગ લેવો, કે મલ્લરાજ પોતાની બાજીમાં ગોથુંજ ખાય."

"હા તમે કયાંથી આવશો? રૂપનગરનો માર્ગ કયો લેશો?"

"અમે સપ્તપૂટ પર્વતની કંદરામાંથી પસાર થઇ સાબરમતી આળંગીને, પાછલે રસ્તે રૂપનગર આવીશું. આ માર્ગ કોઇના જાણવામાં નહિ હોય, એટલે કે આપણે આ આડે માર્ગે જઇશું, તે કોઇ નહિ જાણે."

"મલ્લરાજને એક માર્ગ બતાવીને તમે બીજે માર્ગે આવજો. આ કામમાં વીલંબ કરવી નહિ. હું રજા લઇશ."

"તમારે કુસુમબાની ચિન્તા ન કરવી. તે મારે જીવને જોખમે છે. તમે પધારો-અમે તમારી પાછળજ રસ્તે પડીશું." સામંત ધિરજ દઇને નીચે ઉતર્યો. બારોટને સાથે લેતો ગયો. બારોટ પાછળને દરવાજેથી પસાર થઇ ગયો; અને સામંત મલ્લરાજને જઇને મળ્યો. સામંતે, માધવરાજને વિદાય કરવાની ખબર આપી; અને પોતે કુસુમ સાથે અરવલ્લીના પહાડી જંગલમાંથી રૂપનગર જવાનુ કહીને મલ્લરાજને સંતોષ આપ્યો. મલ્લરાજે તેમને ધન્યવાદ આપ્યો, અને તાકીદે નીકળી જવાનું કહીને તે રસ્તે પડયો. મલ્લરાજ કેવળ સામંતના ભરૂસાપર બેસી રહ્યો નહિ તેણે કેટલાક છુપા બાતમીદારો ફરતા રાખ્યા, ને બીજા સિપાઇઓને લઇને રાજગઢ તરફ રવાના થયો

ઇશ્વરની અકળ માયા છે. ભૂંડા જનો ભૂંડાઇ કરતાં ભૂલે છે, ને ભલાને રંજાડવાના પ્રયત્નમાં જો તે ભુલ ખાય છે, તો એવા નીચ કામમાં પણ પ્રભુ સાહ્ય થાય છે. આ અજબ ચમત્કાર આશ્ચર્યકારક નથી. કેમકે ભલા માણસનું અંતે પરિણામ ભલું લાવવા માટે જે નીચજને પ્રપંચી પારશ્રમ કર્યો હોય ને તેમાં અપુર્ણતા રહેવાથી ભલાં જનોને વધારે વખત ગુમાવી વ્યર્થ વિપત્તિમાં ઘસડાવું પડતું હોય, તો પેલા ભૂંડાને તત્કાળ સ્મરણ કરાવી, તેના નીચ માર્ગો પ્રભુ તેને નજરે બતાવી આપે છે; એમ થવાથી ભુંડા માણસો પ્રભુનો પાડ માને, અને પોતાને હતાશમંદ થયેલા જાણે, પણ ઇશ્વર તો તેની મુર્ખાઇપર હસે. એ નીચને નીચો પાડવાનો આ પ્રભુનો પ્રપંચ છે, એ તો તે સમજે નહિ. પછી પાછળથીજ તે પસ્તાય-મલ્લરાજ, પોતાના પ્રપંચમાં ફાવેલો માનતો હતો-પણ સામંત અને માધવરાજના વિચારમાં તે.

નિષ્ફળ થયેલો હતો-કેમકે કુસુમ તો સપ્તપૂટ પર્વતને પાછલે માર્ગે જનાર હતી, અને મલ્લરાજના સ્મરણમાં અરવલ્લીનો માર્ગ ઘુમી રહેલો હતો. એટલે મલ્લરાજનો પ્રયત્ન નિષ્ફળ નીવડવાનો હતો. ઇશ્વરે એમ ધાર્યું કે માધવરાજ સફળ થવો જોઇએ. ત્યારે હવે માર્ગ શું? મલ્લરાજને એ છુપી બાતમી કયાંથી મળે? કઇ પ્રભુ તેના કાનમાં કહેવા આવશે!, કંઇપણ નિમિત્ત શોધીને લાકડે માકડું વળગાડશે! પ્રભુ, પળમાં ચાહે તે કરે! અભાગી માતાનું નિર્દોષ બાળક, વૃક્ષની ઘટા નીચે પડયું, ત્યાં કોણ પોષણ કરે? પ્રારબ્ધ તો માયા વગરનું હતું. માત પીતા તો તજી ગયેલાં હતાં. જીવને માયા સાથે, આત્માને દેહ સાથે સંબધ હતો. બાળકને જીવાડવાની પ્રભુને ઇચ્છા હતી, એટલે ડાળીપર મધપુડો બન્યો; તેમાંથી મધનું બિંદુ, બાળકના મોમાં પડવા લાગ્યુ, ને તે બાળક ઉછર્યું, એ રીતે પણ પ્રભુની માયા ફળી! મલ્લરાજને તેવીજ રીતે ઇશ્વરે માર્ગ આપ્યો ઇશ્વરની ગતિનો બીજો દાખલો જુઓ. સામતે, પાછળનો દરવાજો ઉઘાડો જોયા છતાં, ઉતાવળમાં બંધ કરવાનું ભૂલી જવાથી, પ્રેમસંગે મહેલમાં પ્રવેશ કર્યો, અને પેલા પ્રેમસંગના છાલકા પેટમાં એમ ઉતર્યું, કે મલ્લરાજને ચીરવાનો બીજો દાવ આવ્યો છે. માટે તેને મળીને, માર્ગની વાત વિદીત કરવી. આ વિચાર કરતો એકદમ મલ્લરાજને મધ્ય માર્ગમાં પકડી પાડયો અને હાંફતો હાંફતો સલામ કરી ઉભો.

"કેમ, પ્રેમસંગ? કયાં હતો, ઉતાવળો કયાં?"

"બાપુ? હું તો તમારી પાસેથી નીકળી પાછલે દરવાજેથી બાના મહેલમાં ગયો હતો. માધવરાજ રૂપનગર જાય છે, તેને મળવા

ને દક્ષણા લેવા ગયો હતો. તમને જોઇને શરમાયો, એટલે નાઠો. , દુઃખ ન લગાડશો, હું !"

" કુસુમ પણ જાય છે ની !"

" તે તમને ખબર નથી શું ?"

" અલ્યા ક્યાંથી જાય છે ? સાચું કહેજે !"

" તે ન કહેવાય. તેની તો કિમ્મત આકરી છે, બાપુ ?"

" ખરૂં કહે, તો જે માગે તે દઉં."

" તમને કયા માર્ગની ખબર છે ?"

" અરવલ્લી પર્વતના—"

" ના; તે સપ્તપૂરના પાછલા ભાગમાંથી સાબરમતી માર્ગે જનાર છે જો—જો ભુલ થતી. હું ત્યાં હાજર હતો. તે લોકોએ તમને આડું સમજાવ્યું છે. એમ કહેવા માટે ત્યાંજ પ્રપંચ ઘડાયો છે."

" ત્યારે તું શાહજાદાને રાજનગર જઇ મળીશ ?"

" બંદો—હાજર છે. પણ—

" પણ શું ! લે આ હીરાનો હાર—હું તને ચીઠી દઉં, તે લઇને શાહજાદાની મુલાકાત લે, અને તેની સાથે તું પેલા જે માર્ગે જાય, તે માર્ગે તેને લઇ જા. હું પણ તે લોકોની પાછળ પડવા તૈયાર થાઉં છું—" એટલું કહી મલ્લરાજે હીરાનો હાર પ્રેમસંગના ગળામાં નાખ્યો. અને તેને સાથે લઇને પોતાને ઘેર ગયો. ત્યાં જઇ એક ચીઠી શાહજાદાપર લખી તેમાં બે મુદ્દા હતા. એક મુદ્દો પેલા બે નંદરાયના લેખો, શાહની સંમતિ માટે આપવાના હતા તેનો, ને

નિષ્ફળ થયેલો હતો–કેમકે કુસુમ તો સપ્તપૂટ પર્વતને પાછલે માગ જનાર હતી, અને મલ્લરાજના સ્મરણમાં અરવલ્લીનો માર્ગ ઘુમી રહેલો હતો. એટલે મલ્લરાજનો પ્રયત્ન નિષ્ફળ નીવડવાનો હતો. ઇશ્વરે એમ ધાર્યું કે માધવરાજ સફળ થવો જોઇએ. ત્યારે હવે માર્ગ શું? મલ્લરાજને એ છુપી બાતમી કયાંથી મળે? કંઇ પ્રભુ તેના કાનમાં કહેવા આવશે! કંઇપણ નિમિત્ત શોધીને લાકડે માકડું વળગાડશે! પ્રભુ, પળમાં ચાહે તે કરે! અભાગી માતાનું નિર્દોષ બાળક, વૃક્ષની ઘટા નીચે પડયું, ત્યાં કોણ પોષણ કરે? પ્રારબ્ધ તો માયા વગરનું હતું. માત પીતા તો તજી ગયેલાં હતાં. જીવને માયા સાથે, આત્માને દેહ સાથે સબંધ હતો બાળકને જીવાડવાની પ્રભુને ઇચ્છા હતી, એટલે ડાળીપર મધપુડો બન્યો; તેમાંથી મધનું બિંદુ, બાળકના મોંમાં પડવા લાગ્યું, ને તે બાળક ઉછર્યું; એ રીતે પણ પ્રભુની માયા ફળી! મલ્લરાજને તેવીજ રીતે ઇશ્વરે માર્ગ આપ્યો. ઇશ્વરની ગતિનો બીજો દાખલો જુઓ સામંતે, પાછળનો દરવાજો ઉઘાડો જોયા છતાં, ઉતાવળમાં બંધ કરવાનું ભૂલી જવાથી, પ્રેમસંગે મહેલમાં પ્રવેશ કર્યો, અને પેલા પ્રેમસંગના છાલકા પેટમાં એમ ઉતર્યું, કે મલ્લરાજને ચીરવાનો બીજો દાવ આવ્યો છે. માટે તેને મળીને, માર્ગની વાત વિદીત કરવી. આ વિચાર કરતો એકદમ મલ્લરાજને મધ્ય માર્ગમાં પકડી પાડયો અને હાંફતો હાંફતો સલામ કરી ઉભો.

"કેમ, પ્રેમસંગ? કયાં હતો, ઉતાવળો કયાં?"

"બાપુ? હું તો તમારી પાસેથી નીકળી પાછલે દરવાજેથી બાના મહેલમાં ગયો હતો. માધવરાજ રૂપનગર જાય છે, તેને મળવા

ને દક્ષણા લેવા ગયો હતો. તમને જોઇને શરમાયો, એટલે નાઠો.
, દુઃખ ન લગાડશો, હું !"

"કુસુમ પણ જાય છે ની !"

"તે તમને ખબર નથી શું ?"

"અલ્યા ક્યાંથી જાય છે ? સાચું કહેજે !"

"તે ન કહેવાય. તેની તો કિમ્મત આકરી છે, બાપુ ?"

"ખરૂં કહે, તો જે માગે તે દઉં."

"તમને કયા માર્ગની ખબર છે ?"

"અરવલ્લી પર્વતના—"

"ના; તે સપ્તપૂરના પાછલા ભાગમાંથી સાબરમતી માર્ગે જનાર છે. જો–જો ભુલ થતી હું ત્યાં હાજર હતો. તે લોકોએ તમને આડું સમજાવ્યું છે એમ કહેવા માટે ત્યાંજ પ્રપંચ ઘડાયો છે"

"ત્યારે તું શાહજાદાને રાજનગર જઇ મળીશ ?"

"બંદો–હાજર છે. પણ—

"પણ શું ! લે આ હીરાનો હાર–હું તને ચીઠી દઉં, તે લઇને શાહજાદાની મુલાકાત લે, અને તેની સાથે તુ પેલા જે માર્ગે જાય, તે માર્ગે તેને લઇ જા. હું પણ તે લોકોની પાછળ પડવા તૈયાર થાઉ છુ—" એટલું કહી મલ્લરાજે હીરાનો હાર પ્રેમસંગના ગળામાં નાખ્યો. અને તેને સાથે લઇને પોતાને ઘેર ગયો. ત્યાં જઇ એક ચીઠી શાહજાદાપર લખી તેમાં બે મુદ્દા હતા એક મુદ્દો પેલા બે નંદરાયના લેખો, શાહની સંમતિ માટે આપવાના હતા તેનો, ને

સ્વતંત્રતાનીએ હદ હોવી જોઇએ. અગ્રેજી પ્રેમ ભલે સ્વતંત્ર હોય, તોપણુ હીદી-અને ખાસ હીંદુ સસારમાં જે જે વ્યવહારીક નિયમ રાખ્યો છે તેવો હોવો જોઇએ. સ્રી, છુટા છેડા કરે, પુનર્લગ્ન કરે, તેવી વનિતાઓ, પોતાની નબળાઇ પ્રકટાવીને, કે લગાર સંસારનો બોજ પડવા માંડતાં, તેમાંથી છુટાં થવાની મતલબે, અથવા ખરાબ સોબતમાં પડી, સ્વતંત્ર થવાને માટે, જૂઠા પ્રેમનો ઉપયોગ કરી લહે છે. તેવો કાયદો ન જોઇએ એ કાયદાથી જે છુટ મળે છે, તેનો સ્રી-પુરૂષ ગેરઉપયોગ કરે છે. જગતમાં મોહિની છે, ને તેથી આ લોખંડ જેવું, પણ પારસમણીથી સુવર્ણ બનેલુ, છતાં લોહચુબકથી આકર્ષાતું હૃદય, ઝડપથી બીજી વસ્તુપર મોહી જાય છે. ને તે વેળા સ્વતત્ર કાયદાનો ગેરઉપયોગ કરી, પવિત્ર પ્રેમની સત્વિકતાનો ભંગ કરીને, મોહન પ્રિયાથી વિમૂખ થાય છે. અલબત પ્રેમની સ્વતત્રતા, શરૂઆતમાં જળવાય, તે વાસ્તવિક ગણાય. હિંદુની જે જ્ઞાતિઓમાં બાળલગ્ન થાય છે, અને માત્ર કુળનીજ મોટાઇ જોઇ, માબાપનાં સદગુણપર પારણામાં ઝુલતાં બાળકોને વરાવવાની અઘટિત છુટ લેવામાં આવે છે, ત્યાં પ્રેમનાં સત્વનુ ખરૂ રહસ્ય જળવાતું નથી. માત્ર પરણનારનાંજ મનની સ્વતંત્રતા કાયમ રાખીને, કે માત્ર માબાપનીજ ઇચ્છા પ્રમાણે જયાં લગ્નગાંઠ બંધાય છે, ત્યાં લાકડે માકડું જોડાવાનો સંભવ રહે છે. પણ તે જેમ પસદ કરવા જેવુ નથી, તેમ એકદમ છુટાપણું પણ યોગય નથી. પવિત્ર જોડાં, અગ્નિ સમક્ષ પ્રતિજ્ઞા લઇ, સાત્વિક ભાવનાએ અન્યોઅન્યને ચાહવાનો કરાર કરે છે, તે ખરો ધર્મ છે. એ ધર્મ, જાળવવા માટે આ પ્રેમ સાગરમાં ઉડતાં કલ્લોલકીરિટે, પ્રેમને પોપવો

જોઇએ છે. હવે એ પ્રેમ પોષવામાં જે બંધન રહે છે, તેપર દમ્પતીના દૃઢ વિચાર બંધાય છે. અને જો તેમાંથી વિભિન્ન થવાનો માર્ગ મળે છે, તો તેથી અખંડ જગત, છિન્નભિન્ન થઇ જાય છે. સ્ત્રી અને પુરૂષ સંસારમાં પડયા પછી, એક બીજાનાપર એવી જાતની કઠણુ ફરજો રહેલી છે, કે જો તેના પ્રેમનું બંધન ન હોય, તો તેઓ સહજવારમાં લડીને છુટાં પડે છે, ને તેથી પરિણામ એ પામે છે કે તેઓની સ્વતંત્રતા, વર્ણશંકર પ્રજા ઉત્પન્ન કરે છે. પણ જ્યાં સ્ત્રી પુરૂષના પ્રેમનું બંધન છે, ત્યાં તેઓને સ્વતંત્રતા મળતી નથી. એટલે બેવડો ફાયદો થાય છે. મૂળથી પ્રેમ ભાવનાએ વરે છે, ને પછી તેમાંથી છુટું ન થઇ શકાશે, એમ સમજીને તે પ્રેમને પોષે. પોષતાં પોષતાં દૃઢ થઇ જાય, અને કુદરતનો કોપ ઉતરવાથી, કે સંસ્કાર પુર્ણ થવાથી ઉભય જોડાનું ખંડન થાય, તોપણ પેલા પ્રેમ બંધનના સાત્વિકપણાથી તેઓ અન્ય સ્ત્રી કે અન્ય પુરૂષની વાચ્છના કરી શકેજ નહિ, કેમકે મૂળ પ્રેમનો કારી ઘા એટલો ડંખતો હોય છે, કે તેને બીજી વસ્તુપર કદીયે ચિત્ત ચોટતું નથી. આ પ્રેમ તે ખરો પ્રેમ છે. આ પ્રેમનું જગત સૂખી છે. આર્ય ધર્મમાં પ્રાચીન સતીઓ, પતિ પાછળ બળી મરતી હતી, તે પ્રેમ બંધનને લીધેજ. પ્રાચીન કાળમાં વીર–પ્રતાપી પુરૂષો પેદા થતા હતા, તે એજ બંધનને લીધે. અને હવે પછી પણ આ બંધન જારી રહેશે તો ભરતખંડ એક કાળે મૂળ સ્થિતી પામશે. પ્રાચીન કાળમાં પણ કન્યાનું લગ્ન, યોગ્ય ઉમ્મરેજ થતું હતું. પ્રાચીન સતિયોનાં ચરિત્રો, કે મહાન પુરૂષોના ઇતિહાસોમાં પણ સ્પષ્ટ જોવામાં આવે છે, કે તેઓ ગુરૂ કુળમાં જઇ,

સંસાર ધર્મ ને નીતિની કેળવણી લઇ, ઉચ્ચ સંસ્કારવાળાં થઇને, પછીજ પરણુતાં હતાં. તેમાં પણ ગુરૂ કે માબાપની સમતિ વગર કંઇ થતુ ન હતું. ગુરૂ કુળની શાળાઓમાં કન્યા અને પુત્રો બન્ને શીખતા. કન્યાને ગુરૂ પત્નિ શીખવતી, અને પુત્રને ગુરૂ શીખવતા. આ બાળકોનાં મનનાં વલણુ, તેની કેળવણી અને તેનો સદાચાર જાણ્યા પછી, તે ઉભય બાળકો, કોના કોના સદ્ગુણુને એકત્ર થઇ શકે છે, કોણુ કોણુ દમ્પતી થવાને લાયક છે, એ ગુરૂજનને પુછવામાં આવતુ, ને તેપરથી જે પવિત્ર પ્રેમી લગ્ન થતાં હતાં, તે સદાય સુખી નીકળતાં હતાં મનની મરદાનગીથી, કે પ્રેમની પ્રાબલ્યતામાં સમાયલા મન્મથના મદાંધથી, દમ્પતી વરતાં નહોતાં, ને તે જો વરતાં હશે, તો તે અપુર્ણુ જીવન ભોગવી, પ્રેમખંડનનો ભોગ થઇને બહુજ આપત્તિ વેઠતાં હશે. ખરો પ્રેમ, વિવેકી દમ્પતીમાં રહે છે દમ્પતી, પ્રેમના બંધનમાં અને ધર્મના કાયદામાં રહેવાં જોઇએ છે જે પદાર્થ પર કાયદો લાગુ પડયો નથી. તેનું પરિણામ સારૂ આવતુજ નથી હાથીને અંકુશની જરૂર નહોત, કે સિંહને પિંજરની પરવા ન હોત તો જગત ડુબી જાત—મોહની સર્વને છે. પણુ સ્વતંત્રતા તેમ બંધન પણુ જરૂરનું છે. કુસુમ વાધેલીએ, પોતાની પ્રેમદોરી, એવા પદાર્થ સાથે બાંધી છે, કે તે તાણી તુટવાની નથી, વળી તે હીરની દોરી છે, તોપણુ સાથે કાચા સુત્રનો તંત્ર નથી તે પણુ હીરાગળજ છે.

અનેક બાળાઓ, રૂપાળા, જુવાન અને ઉપરના આડંબર રાખનારા ફાકડાઓપર મોહી પડીને, અજાણુપણામાં, કામને વશ થઇ, મનની તૃપ્તિને અર્થે, એકદમ આકળી પડીને, પોતાનું જીવન સુખ

અર્પી, પાછળથી પોકળ જાણીને, જીવ બાળી મરે છે, તેવી આ વાઘેલી કન્યા નથી. એક વિરલ વિચારની, વિદ્વાન, ખરી ગૃહિણી અને ચતુર રાણીના પેટમાં પાકેલું આ રત્ન છે. વળી માતા મરી ગયા છતાં પિતાના લાડનો ગેરઉપયોગ કરીને અઘટિત સ્વતંત્રતાનો ભોગ થઇ નથી, પણ પરિપકવ ફળ જોઇનેજ હાથ લાંબો કર્યો છે. મેવાડી રજપૂતથી હિંદના યવનો ત્રાસભેર ભાગતા ફરે, અને જેની સતા, બહાદુરી અને વૈભવ આગળ, ગુજરાત—કહો કે ગાંડી ગુજરાતની નારીઓ, મેવાડી દાસીનાં રૂપ લેવા તપશ્ચર્યા કરે, તેવા મહા બળવાન કુમારને પસંદ કર્યો છે. અને મેવાડી કુંવરે પણ એક અસલ રાજ રત્નને ખોળી કહાડવામાં પોતાનું પ્રારબ્ધ ફતેહમંદ બનાવેલું છે. જ્યારે દુધમાં સાકર મળે છે, ત્યારે તેની મધુર્યતામાં કચાશ રહેતી નથી. પુનેમનો ચંદ્ર, કુમુદિનીને પુર્ણ ખિલાવે છે તેમાં કુદરતની પસંદગી છે. તેમાં પ્રેમનું ખરૂં તત્વ છે ચંદ્રનાં કીર્ણ જરા ઝાંખા પડયાં, કે કોમળ કુમુદિની કરમાવાનીજ. જો કે તે ચંદ્ર પુનઃઉદય પામી—કુમુદ પ્રફુલ્લિત પણ થવાની છે, તોપણ અબળા—કોમળ જાત—પ્રેમનું કમળિયું, માત્ર એક પુષ્પ સરખું કોમળ, કરમાઇ જાય—તેમાં નવાઇ નથી. માધવરાજના વિયોગ માટે કુસુમ પણ આ પ્રસંગે કંઇક કરમાયલી જણાય છે, જો કે તે રૂપનગરના કિલ્લામાં, છ કલાકને અંતરે મળવાની લાલસામાં છે, તોપણ કોણ જાણે સાત્વિક ભાવનાઓ, કે પવિત્ર અંતઃકર્ણે નિશ્ચેહનું ચિન્હ દેખાડયુ છે; ગમે તેમ—પણ તેઓ ઝાંખાં પડી ગયેલાં જણાય છે ખરાં !—

સામંત, ધિરજ ધારણા આપી અને કુસુમ ફરીને મુર્છિત થઇ ગઇ. માધવરાજના પવિત્ર હૃદય પટપર, પોતાનું નાજુક બદન નાખી દીધુ. માધવરાજે, વિવેકથી ઝાલીને અંદર લીધી. કોચપર પોતે બેઠા, ને તેમને પોતાના ખોળામાં માથું મુકીને પવન નાખવા માંડયો. જરા વારે કુસુમને શાન્તિ થઇ, પણ ઉઠીને માધવરાજના મુખ પ્રત્યે જોયું કે, શ્રાવણ અને ભાદ્રપદનાં અશ્રુજળ વહેતાં કરી દીધાં–

"બાળા ? તમારા જેવી સમજુ અને સદ્‌ગુણી ક્ષત્રિ કન્યાએ આમ કરવું ઘટે ? હવે મને હેતથી રજા આપો. અને શુરવીર થઇને આગળ પડો. એમ બાળક બનીને, બાયલાં બનીને બેસી રહેવું, એ શું ક્ષત્રીયાણીનો ધર્મ છે !"

"ના–પણ–" બાળા બોલી શકી નહિ તેનું હૈયું ભરાઇ આવ્યું. માતાની પ્રેમ વાત્સલ્યતા, તેનો આશરો, તેનો છાંયડો, તેનો બળવત્તર હુકમ, અને તેની સત્તા સાંભરી આવી. આજ સુધી સ્મરણમાં કદિ આવી નહોતી, કેમકે પિતાએ તેવો જરાપણ સંજોગ આવવા દીધો નહતો, પણ આ પ્રસગે તો ખુદ પિતા–અજાણબાળાએ તો પિતાનેજ નિમિત્ત આપ્યું હતું, કે તે નિર્દય થયા છે, અને જયારે પોતાનું આ જગતમાં કોઇજ નથી, એમ જાણ્યુ, ત્યારે સંસારની અનુભવહીણ બાળાથી રડી જવાયુ.

" મારૂં આ જગતમાં કોઇજ નહિ, કુમાર ?" માત્ર, આ વાકય બોલીને, તેનાં મોતીડાં સમ અશ્રબિંદુ, ગોરા ગાલપરથી સરી પડીને, માધવરાજના હાથપર પડવા લાગ્યાં–

"આ જીવન તારે માટેજ છે. હું પ્રતીજ્ઞા કરૂં છું કે તારા જીવન સુખ માટે મારો દેહ અને લોહી માંસ હું અર્પણ કરવા તૈયાર છું. તારાપર કુઃરતનો હાથ છે, તેના કરતાં વધારે બળવાન આ જગતમાં કોઇ નથી. સંસારમાં સુખ દુઃખ, તાપ છાંયડી વારાફરતી આવ્યાજ કરે છે. જે કળી પ્રભાતમાં ખીલે છે, તે સાંજ પડયે કરમાય છે, તેમાં ગભરાય છે શું! સમય સરખો નથી. કાલે વાત વીતી જશે, ને તુંજ તું, તારા પિતાની પવિત્ર પ્રેમ ભક્તિમાં પડીને તેની શુદ્ધ સેવના કરીશ." માધવરાજ, કુસુમને પોતાના જમણા હાથના ખભાપર ગરદન લઇ, આંસુ લુંછતો બોલ્યો. કુસુમને લગાર ધિરજ મળી. "માધવરાજ? હું નિર્દોષ છું. પવિત્ર છુ. પિતાની ભક્તિની છુ. પણ હું અનાધાર અટુલી થઇ પડી છું. નમાયી થઇ ગઇ છું. હું લાડકડી છું, પણ આ વેળા અટુલી અને પ્રેમ વાત્સલ્યતાથી વિહિન થઇ ગઇ છું. મને કશી ખબર નથી. દુઃખનું નામ સાંભળ્યું નથી. દુઃખ અને વિપત્તી, મનુષ્યને બાવરાં બનાવી દે છે, તેનો મને પ્રથમજ આ અનુભવ છે, અને તેથી હું નમ્ર વિનતી કરી કહું છું, કે મને સંભાળજો. મારા પવિત્ર પિતાની શુદ્ધિ ઠેકાણે લાવીને, હું નિર્દોષ છું, એમ પ્રસિદ્ધ કરવાનું તમે કબૂલ કરજો. હું હવે તદન નબળી પડી જાઉં છુ. મારો વેગ, મને નબળો પાડે છે. કુમાર! હું તમારી છું. જીવન, મરણ અને પુનર્જીવનમાં પણ તમારીજ સાથી છું. જો હું મરી—

"બાળા! આવા વિચારો તમારા મનમાં પ્રવેશ કેમ થવા પામે છે? ભલે, તમે નવાં દુઃખ દર્શન જોવા લાગ્યાં, તોપણ તમને

કેટલો મોટો ટેકો છે. પિતાએજ કર્યું, એવું શું સિદ્ધ છે! કાં તેમા કાપટય નહિ હોય! કાં પિતા પાછળથી પસ્તાવાના નહિ હોય! તમે એક વેળા, મારા આશરામાં સ્વતંત્ર થઇ રહો. પછી જુવો કે હું શું કરી બતાવું છું. ઉઠો, હવે મને રજા દો. પ્રહર દિવસ ચડયો છે. તમે પણ તૈયારી કરો. વૃદ્ધ ડોશીને મહેલની સભાળ માટે રહેવા દો, અને સામંતને લઇને, નિમેલે માર્ગે નીકળી પડો."

"પણ કદાચ તેમાંથી કપટનો ભોગ થાઉં, ને તમને ન મળી શકું તો!—" ફરીને બાળા રડી પડી. માધવરાજને કંઠે વળગી પડી

"પ્રભુ સાહ્ય કરશે. હવે મારું દીલ પણ ગભરાય છે. હવે મને રજા આપો, પ્રાણ? આ પ્રાણ આપવા છતાયે તમને ધિરજ નથી! બાળક બનીને મને છેવટની રજા આપતાં પણ હસતુ વદન બતાવવાના નથી!"

"ના—મારે માટે તમે બહુ વેઠો છો ને તેથી હું તમને મારી છેલ્લી ભેટ આપું છુ" એટલુ બોલી, માધવરાજની પ્રત્યે હસી પડી, અને છુપી રીતે છાતીથી ચુંબન કર્યું. માધવરાજનું મન પ્રફુલ્લિત થયુ, અને તેમણે પણ મનોહર મેનાના મધુર ગાલપર ફરી ચુંબન કર્યું એક બીજા સ્નેહથી ભેટ્યાં અને ઉભાં થયાં—

"કુમાર? નાસ્તો ક્યાં કરશો?"

"હાલ કંઇ કહેશો નહિ મને જવા દો. પ્રેમભગને ત્યાંથી ઘોડો પણ આવી ગયેલો લાગે છે. તેનો ખંખાર આવે છે. હું થોડાજ વખતમાં રૂપનગર પહોંચી જઇશ મારી લાડકડી લક્ષના માટે સર્વ સામગ્રી તૈયાર કરી રાખીશ, ને વાટ જોઇને, મુખદર્શન કરવા તડપતોજ રહીશ—"

"વિજય કરો-મને પાછા મળો" વળી ફરીને બન્ને ભેટયાં અને પ્રેમ સહિત પવીત્ર દ્રષ્ટિ રાગે છુટા પડયાં માધવરાજ, ઘોડાપર સ્વાર થયો. કુસુમ બારીમાં ઉભી ને જ્યાં સુધી બન્નેની દ્રષ્ટિ પહોંચી, ત્યાં સુધી ઇશારત કરતાં નમતાં હસતાં છુટાં પડયાં પાછાં જલદી મળવાના ચેષ્ટા વડે છુટાં પડ્યાં, અને છેવટનાં છુટાં થયાં.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### સંસાર સાગરમાં ઉઠેલી અગ્નિ.

સંસાર, એ સુખનુ સ્થાન છે. સંસારમા એક સુખ વડેજ સુખ નથી, પણ દુઃખ પણ તેની જોડી છે. દુઃખથી સુખની ગણના થઇ શકે છે, જગતમા કોઇ પણ જન-પ્રાણી સુખી છેજ નહિ! ખરા રાજવંશીઓ પોતાને સુખી માનતા નથી મૂર્ખ હૃદયને તો સર્વ સુખમયજ લાગે છે, પણ તેજ સુખને સજ્જનો તિરસ્કારે છે અહોનિશ આપત્તીમાજ પોતાનુ જીવન ગાળવાનુ પસંદ કરી, રાજવંશી ઘેર જન્મ લેવા કરતા, એક ગરીબ ગામડીયાની નિશ્ચીંત, અને નિર્દોષ જીંદગી બહુ સુખદારક ગણવામા આવે છે. શ્રીમાન-તવંગરો, દ્રવ્યથી સુખ માને છે તો, તેઓને તનની ને મનની વ્યાધિએ ઘેરેલા હોય છે. તેઓ દિવસે નિરાતે બેસતા નથી, ને રાત્રે નિરાતે ઊંઘતા નથી-એ ભાગ્યશાળીને ત્યા દ્રવ્યની રેલછેલ છતા, સંસારનું બાળસુખ હોતું નથી-અને સુખવાસી પ્રમદાઓ, નિવૃત્તીમા બાળ-

કોની લાલસાથી ઝુરે છે આ ઝુરાપો તેને કેટલો આકરો થઇ પડે છે, એ તેમનાંજ-તેમના જેવાંજ દમ્પતી જાણી શકતાં હશે. માર્ગમા રઝળતાં કંગાળ ભિખારીઓ જ્યારે બે બાળક આંગળીપર, એક બાળક ધાવતું, ને એક બાળક ઝોળીમાં બરાડા પાડતું જોવામાં આવે છે, ત્યારે બાળઉત્સુક મા બાપો, તેની દયા ખાય છે; પરંતુ સમજુઓ તેનો શોચ કે ગણના કરતા નથી ભાગ્યવતનું સુખ ભોગવવાને ભાગ્યશાળી જીવનોજ જન્મ થવો જોઇએ. રાજયોગ વિના ધનવતને ઘેર જન્મ લઇ શકાતો નથી. તવંગર થનાર, રાજયોગી હોવો જોઇએ. આ પ્રકારના પશ્ચાતાપમાં ધનીકો ઝુરે છે, ત્યારે તે પણ સુખી નથી સંસારમાં મધ્યમ વર્ગ, બિલકુલ દુઃખી છે. દ્રવ્ય વડે સસાર છે. તે ઉપાર્જીત કરવામાં કાઠિણ્યતા છે. જીવનનો સર્વ ભાગ રોકવો પડે છે. સ્ત્રી બાળકોને નિભાવીને, સંસાર વહેવાર ચલાવીને, અને કલકિત જીંદગીને નિર્દોષ ઠરાવીને, મરવું કઠણ છે. એવા કઠણકાળમા પ્રભુ પ્રસાદી તો મળવીજ કઠણ-વળી તેમા સંસાર સાગરમાં અગ્નિ ઉઠે છે! વૃદ્ધકાળે સ્ત્રી મરી જાય! જુવાન પુત્ર જેને પરાકાષ્ટાએ ઉછેરી, વૃદ્ધાવયમાં તેનો બદલો લેવાની આશા રાખી હોય, તે કામવશ થઇ, સ્ત્રીલપટ બની, બાપનો ત્યાગ કરે, ત્યારે એ પણ સકટ સોસવું પડે છે આ પ્રકારના અગણિત દુઃખે લોકો સાધુ થઇ જાય છે આબરૂથી કમાવુ કઠણ હોવાથી, ટુકડા માગી, અપમાન સહી, જગતના સઘળાં નિવાસોમાં નિવાસ કરીને, જીંદગી પુરી કરવાનુ, અને કામોત્પત્તિ જાગૃત થાય, તો અનીતિમાન પ્રવાસીનીઓને પોતાની કરીને, વર્ણસંકર પ્રજા ઉત્પન્ન

કરીને છેવટ શ્વાનગતીએ મરવાનું પસંદ કરે છે. તેમાં પણ સુખ નથી. વિક્રમ રાજાને પણ એજ સંભ્રમ થયલો હતો. "સુખી કોણ સંસારમાં?" આ પ્રશ્ન વડે તેનું અભિમાન ગળી ગયું હતું! ત્યારે સંસાર સુખી નથી, એમ સિદ્ધ થાય છે. ઇંદ્રિય નિગ્રહમાં સર્વ સુખ છે. સંતોષમાં સર્વ સુખ છે, પણ તે સર્વ જનને, સંસ્કારવિના સાંપડતુ નથી. સંસાર દુ:ખી છે, છતાં આર્યધર્મનાં વેદાંત તત્વોએ એક માર્ગ સુખનો આપ્યો છે, જેમાં સુખની તૃપ્તિ થાય છે, સંસારનો વૈભવ પણ ભોગવાય છે, અને મુક્તિ પણ મેળવી શકાય છે. આ પદાર્થ તે સંસારાશ્રમ છે. જન્મ પછી બ્રહ્મચર્ય પાળવું, અને તેટલા કાળમા ઇંદ્રિયોને સ્વાધીન રાખી, પોતાના ધર્મનુ જ્ઞાન મેળવવુ, તે પછી સંસાર સુખમા પડવુ. તેમા ધિરજથી, જ્ઞાનથી, અને શાન્તિથી અનુભવ સુખ મેળવવું, અને લગભગ અર્ધી વય ગયા પછી, વિષયસુખથી તૃપ્ત થઇ જવુ. પોતાની નીતિથી મળેલું દ્રવ્ય, અથવા વિદ્યા, પોતાની સંતતિને સ્વાધીન કરીને, પુનઃકાળ સંસારના પ્રવાસમા ગાળવાનો નિશ્ચય કરવો. પોતાને થયેલો સંસાર અનુભવ સત્ય કરવા માટે, આખા જગતનું પર્યટન કરવુ. આ સ્થિતીમા સન્યસ્ત લઇ શકાય છે. સન્યસ્તકાળ, દરેક સંસારીઓમા અતિથીરૂપે ગુજારી શકાય છે, અને દરેક સંસારીઓના આતિથ્યમા તેમનો પુર્વ અનુભવ સિદ્ધ થાય છે. આ કાળમા તેમની મનોવૃત્તિઓ કેવળ શાન્ત થઇ જાય છે, અને સંસારનાં સુખ-દુઃખાદિ તત્વો જોવામા આવે છે. આખરે એ રહસ્યપર પરિણામ પામે છે, કે તેઓ સર્વ જગતને એકજરૂપે

જોઇ શકે છે. જ્યારે મનોવૃત્તી સ્વાધીન થઇ ગઇ, એટલે પરમહંસની પદ્દી પામી, આત્મજ્ઞાની બનીને, છેવટ મુક્તિપદ પામે છે જન્મ જોગીને પોતાના જીવનમાં, સંસારી ચિત્રનો પાશ લાગે છે, જેથી તે ચળિત થાય છે, પણ આ ચાર આશ્રમાધિકારી મુમુક્ષ, કદી પણ ચળિત થતો નથી કેમકે તે પુર્ણાનુભવી છે લોખડ, તાપથી તપીને વજ્ર, રૂપ થયુ છે આ મનુષ્યો ખરા સુખી છે પણ જેઓ સ્વાર્થમાંજ સિદ્ધત્તા સમજે છે, તેઓનો દેહ એક વાસનારૂપે ભટકયાજ કરે છે. કર્મ બધનમા સપડાયલોજ રહે છે. તેની અવસ્થા, આ ઉપદેશક કાવ્યમાં સમાયલી જોવામાં આવે છે કોઇ વૈરાગ્ય પામેલાના મનોદ્ગાર જણાય છે કોઇ સસારના અનુભવીના-કહો કે તાપ-છાંયડી અનુભવેલાના ઉદ્ગારો દેખાય છે.

### ધન્યાશ્રી-પદ.

નથી સરવ સુખરંગ જગતનો પતંગસમ પરમાણ,  
નાહક આશ પતંગ ઉડાવે, જશે પવનમા પ્રાણ-ટેક  
પ્રભાતના ઝાકળ બિંદુ સમ-જનજીવન જગ જાણ,  
મોતી સમ મનમાની મૂરખ-હંસ! ભૂલે કયમ ભાન?  
મધુકર, કમળ પર ડોલે-માયા સુગંધી તો લ્હે,  
પરતાઇ આખર બોલે-"તુ લે-પ્રભુ તન, ખોળે-  
જો ધરીશ જન્મ, જગખાણ-કદિ નહિ ભૂલીશ ભગવત ભાન!"  
કળી ખીલિ જગ બાગમા-લાગો પવનની લ્હેર,  
માયામા મુઝાઇને, આખર થઇ લે-મેલ  
તજ ગમાર, ગર્વ ગુમાન-કર્મમા આખર કાળો હાણ -[1]

---

૧-હિંદુ સગને અગ્નિદાહ કરતી વેળા, ઘણા દેશોમાં સ્મશાન શય્યાપર પથ્થર મુકવાનો રિવાજ ચાલે છે

કેટલાક સંતદિલના સજ્જનો, સંસારથી છુટા થવા ચાહે છે, પણ તેની સઘળી પળો, છવમાં ગુથાયલા દોરાની પેઠે એવી સંકડાયલી જોઇ શકાય છે કે તે મહા પ્રયત્ને પણ છુટતો નથી જ્યારે સંસાર સાગરના નિવાસમાં અકાળ અગ્નિ પ્રગટ થવા જેવું કર્મ નડે છે, ત્યારે તેમાં ભસ્મ થતો-બહાર કિનારે નીકળી આવે છે, અને પછીજ તે અનુભવની સીમાપર ચડી જાય છે નદવાઘેલાનું મહાત્મીક હૃદય એ ઠરાવપર આવી ગયુ લાગે છે.

વિષય વાસનાથી કટાળેલો વાઘેલો સ્વાભાવશ થયો હતો અને તેના હૃદયમંદિરમાં વિરાજતી સત્યદેવીની મૂર્તિને એમ આભાસ થયો, કે સસાર સાગરમાં અગ્નિ ઉત્પન્ન થઇ છે. આ અગ્નિનો મોટો તાપ, તેને દ્રષ્ટિગોચર થયો સાગરના ઉડતા તરંગોમા અગ્નિ! આ આશ્ચર્યકારક દેખાવ જોઇને ચમકયો નિદ્રામાથી જાગૃત થઇ બંકી ઉઠયો—

"આ જવાળા શી? સાગરમા અગ્નિ કેવી? ઓ પ્રભુ! ઓ દેવ!" એટલું બોલીને પલંગપર પડી ગયો ભ્રમણામા ગુંથાઇ ગયો. ચાવડી, પલગ છોડીને, દુષ્ટ મહારાજના નગ્નિ સકેતમા સામેલ થઇ હતી, તે દોડી આવી વાઘેલાના શબ્દો સાભળીને હરખી. કુસુમ નાશી જવાનો કથા પ્રસંગ, વાયુદ્વાર-વાઘેલાના જાણવામાં આવવાથી ચમકી ઉઠયા છે, એમ કલ્પીને ચાવડીએ અહો ભાગ્ય માન્યું. પોતાને કહેવું પડતે, એ વરતા૫ ભાગ્યેજ શ્રવણ થયું, તેથી આનદ પામી, અને તેની શકામાં વધારો કરવા-નિર્ણય કરનારનુ રૂપ ,ધરીને કાળી કાગડી આવી વાઘેલાને પલંગાર આખ

વીચી પડેલો જોયો–ચાવડી એટલું બોલી " નાથ ! ઝંપી જાઓ, કુસુમ ન્હાસી ગઇ છે. તેને હસ્તગત કરવાને મલ્લરાજ વિદાય થાય છે." એમ કહીને પાછી મલ્લરાજને વધામણી દેવા આવી–, "મલ્લરાજ ? વાઘેલાએ વાયુદ્વારા જાણ્યુ મેં તેના કર્ણમાં મર્મમાંજ નિર્ણય કર્યો. હવે તું કુસુમની પાછળ દોડી જા શાહજાદાને સંતોષ આપ–વચન પ્રમાણભૂત થવા પ્રયત્ન કર–જા, મલ્લ ? તું સફળ થા !" ચંડાળ ચાવડીએ આશિર્વાદ દીધો. "મા તેવા દીકરા, અને માટી તેવા ઠીકરાં !" મલ્લરાજે પણ શુભ આશિર્વાદ દીધો કે, "તું હવા ખા–ચંડાળણી ? તારો ભવ અફળ કર !" મલ્લરાજ નવીન માર્ગપર ચડયો. ચાવડી રાત્રીની ઉજાગરણ હતી, એટલે ઉંઘી ગઇ નંદરાયને કુદરતી સુચન થયું. ગીરિનંદનું દિગ્દર્શન થયુ.

"નિદ્રા તારી નવ ઊડી, થયો પ્રભાત પ્રકાશ,
નિદ્રામાં ઘેરાયલા–નંદરાજ ? હર આશ."
રજની કૃષ્ણ પ્રકાશ તજ, જો ઉગ્યો રજની–કાન્ત
તિમિર સજાશે તાહરૂં, થશે પ્રકાશ–પ્રભાત.

આ ગગનગિરાનો ધ્વની, નંદરાયના કર્ણમાં પ્રદેશતિ થયો ગીરિનંદને જાગૃત કર્યો–મિથ્યા માયામાં લપટાયલા હંસને મોતીવાળું માન સરોવર દેખાડયુ–અને સંસાર-સાગરમાં ઉઠેલી અગ્નિનો ભાસ બતાવ્યો નંદરાય ફરીને ચમકી ઉઠયો. ચોતરફ દ્દષ્ટિ કરી સ્વપ્નું જોયું. સત્ય લાગ્યુ. કુસુમ ન્હાસી ગઇ. મનમા લટકતો ધ્વની કર્ણમાં પડયો–'જગત મિથ્યા છે સૌ પોતાના કર્માધિકારી છે !' આ વેદાન્ત વાકયને વશ થઇને પલંગ પરથી ઊઠયો. મ્હેલમા ફ્યો–

દઢ નિશ્ચય કર્યો. ગીરિનંદને મળવા જવાનો સંકલ્પ થયો—'ક્યા હોય ?' મનસ્વી પ્રશ્ન ઉભો થયો. દૃષ્ટે જોયું, હૃદયે શોધી કાહાડ્યું, પ્રેમે નિર્માણ્ય કર્યું, અને ગુરૂએ સત્યે માર્ગ દેખાડયો. '**નર્મદા તટપર સિહાંદ્રી પર્વતની એક ગુફામા–નવિનાશ્રમ**' આ મોટા અક્ષરો નજરે પડયા—ગિરિનંદે, મણિકર્ણિકાના ધાટપર રહેવા જવાનો નિશ્ચય કર્યો હતો સિદ્ધપુર થઇને તે માર્ગે, વદન કરવાનું ઉત્તમ ધાર્યું હતુ, તેમા આ નવીન સમાચાર નીકળી આવતા નંદરાયને આનંદ થયો નજદીકમાં જઇને મળવાનું તેને સરળ થઇ પડ્યું. સંસાર સાગરમાં ઉઠેલી અગ્નિનું રહસ્ય જાણવાની લાલસાએ, તેણે સર્વને ઉધ્ધતા કરીને નગર બહાર નીકળ્યો. પ્રભાતનો પ્રકાશ પડતો છતા, નગરવાસી જનોનીયે આંખ અજાવી. નંદ વાઘેલો, ગિરિનંદગુરૂનો છેવટનો આશિર્વાદ લેવા માટે સંસાર સાગરના સત્ય નાવમાં બેઠો–દેહીના માર્ગમાથી પસાર થતો થતો—મુક્ત કિનારો જોતો ચાલ્યો–અંતે સર્વ પદાથ પરહરી–સ્વાર્થી પ્રેમને ત્યાગી, ભક્તિ પ્રેમને વશ થયો. ગુંણીના ગાન ગાતો ચાલ્યો

**ભજન.**

ભક્તિના ભૂખ્યારે, સત્સંગતના મેવા મન ભાવે;
બીજા બધા લુખારે, ખાજાંના પડ મોં આગળ આવે–ટેક

નામ એક ને નજર જો, દીલ એક દીનાનાથ,
જેને જેનો આશરો, તેને તેનો સાથ.
બીજો નહિ ચાહેરે, હોવ ભલે રંગે રૂપાળોરે
મ્હારે, મન એઠજરે, કાઢીસો એ કાનુડો કાળોરે.

# પ્રકરણ ૨૮ મું.

---

## કપટ જાળમાં સપડાયલી સારિકા.

એક તરફ સિંધ્યાદ્રી, અને બીજી તરફ સાતપૂડ પર્વતની કોરમાં, જેમ અર્જુન અને ભીષ્મના આશ્રયમાં ચાલતી દ્રોપદી, નિર્ભય ને નિર્મળ દેખાય, તેમ નર્મદા નદી વહેતી હતી; જગત પાવની નર્મદે, જેમાં શિવલિંગો ઉત્પન્ન થતા હતા; અને મહાત્મ સાધુ સતો, તેના પવિત્ર કિનારાપર અહોનિશ નિવાસ કરતા હતા, તથા જ્યાં ગીરિનંદ જેવો તપસ્વી, મણિકર્ણિકાના કાશી ક્ષેત્રમાં વિરાજત મહાઘાટને તજીને, જનસમુહના શોરથી કંટાળી, એકાન્તવાસ માટે નર્મદ ઘાટપર આવી વસ્યા હતા ત્યાં ચકોર ચોરી, અને રક્ષક સામત ચારતે ઘોડે આવતા જણાતાં હતાં જેમ ઇંદ્ર ગજા દેવતાનું રક્ષણ કરવા ધસે, કે મહાદેવી, અસુરોનો સહાર કરવા દોડે, તેમ વાઘેલી કુસુમ પવનવેગે જતી હતી જેના ભયથી નિર્દોષ પશુ કંપતાં જણાતાં હતાં દુષ્યંત જેમ શિકાર પાછળ પડીને ધરતિ ધ્રુજાવતો હતો, તેમ આ પવિત્ર કુમારિકાનો વેગ, શીવનાં ગાંડિવ ધનુષ્યમાંથી છુટેલા તીવ્રબાણ માફક જમીનને કંપાવતો હતો સરિતાનાં જળો હસતાં હસતાં રમતાં જતાં હતાં જેમ કૃષ્ણના પગનું ચુંબન કરવાને યમુનાનાં જળ ઉછળી પડયાં હતાં, તેમ નર્મદાનાં નીર, કુસુમ દેવીનાં ચરણરજ લેવા ઉછળતાં હતાં ઘોડાને પાણી પીવું હતું, એટલે જળ પીવા રોકયા, ને પાણીએ કુસુમનું પાદ-જળ ચુંબન લીધું પવિત્ર કુમારિકા કુસુમના

પાદ્યચુંબનથી જેમ નર્મદાનીર નિર્મળ ને પવિત્ર થયું, તેમ નર્મદના જળથી કુસુમ પણ પવિત્ર થઇ ગઇ. સામંત અને કુસુમ રજપૂત રાજવંશીના ચમકદાર ઠાઠમાં, હથિયારબંધ સ્વાર બનીને, નદીની મધ્ય મતીમાં ઉભાં હતાં. એવામાં સામેથી બે સ્વાર આવ્યા, અને તેઓએ સામે કાંઠેના કિનારાપરનાં ઝાડ નીચે ઉતારો કર્યો. ઘોડાપરથી ઉતરી પડયા, એકજણે બિછાનું બિછાવ્યુ, અને બીજાએ ઘોડાને ઝાડનાં થડ પાસે બાંધ્યા. સામંતને શક ગયો: કુસુમને વહેમ પડયો, પણ પંથી–પ્રવાસી ગણીને તેની દરકાર કરી નહિ. બપોરનો સૂર્ય મધ્ય આવ્યો હતો ડુંગરોની વાટ કાપતાં, ઘોડા પણ થાકી ગયા હતા ગરમીનું જોર પુષ્કળ હતું. જમવાનો સમય પણ પુણ થઇ ગયો હતો, એટલે તેઓએ પણ પોતાના ઘોડા પાસેના બીજાં ઝાડ નજીક લઇ જઇને ઉતરી પડયાં. સામંતે બિછાનું બિછાવ્યુ, અને કુસુમ બેઠી. સામંતે ઘોડા બાંધ્યા, પણ ચતુર સામંત ચુપ રહ્યો નહિ. તેણે પેલા મુસલમાન મુસાફરને પ્રશ્ન કર્યો.

“ભાઇ, રામ રામ ! આમ કયાં સુધી ?”

“ગુજરાત પ્રાંત દેખનેકો જાતે હંય !

“આપ કોણ છો ! શા માટે જવું પડે છે !”

“ગુજરાતકી તારીફ બહોત સુનતેં હય, ઓર વહાં બહોત ઝોહરી રહતે હય ! ચ્હેરેવાલે તવંગર રહતા હય, ઉસ્કી મુલાકાત કરેંગે, અગર ઝવેરાત ખરીદેગા સો હમ બેચ ડાલેગે ! સોદાગરકા સોદા હય ! જો કભી અચ્છા ઝવેર મીલજાવે તો

ઉઠાયગે ભી સહી ! બેપારીકા બેપાર કરનાં હય ! આપ કૌન, ઔર કહાં જાતે હો !"

"મેવાડ તરફ જવું છે. મેવાડી રજપૂત છઈએ. આવો, નાસ્તો કરીએ !"

"મહેરબાની ! હમેરી પાસ બહોત હય, અગર આપકો જો હરકત ન હોવે, તો બયઠ જાઇયે; તુમેરે સાથવાલે કો બુલાઇયે !"

"મહેરબાની !' હજી હમારે તો નાવુ ધેવુ પડશે." સામંત, નમીને કુસુમ પાસે ગયો નિર્ભય રહેવાનો ઇસારો કરીને બેઠો ! કુસુમ થાકી જવાથી લાંબી થઇ પડી સામંત, કપડાં ઉતારીને જંગલ સ્નાન માટે નર્મદા કિનારે ગયો.

આપત્તિ કહીને આવે છે પણ ભાગ્યના કર્ણ બધિર થઇ ગયા હોય તો તેને કશું સંભળાતું નથી સામંત જેવા બહાદુરને પણ અગમચેતના ન લાગી, તો કુસુમ બિચારી કોણ !' ભાગ્યની ઉથળપાથળ થાય છે, ત્યારે બુદ્ધિના કણ વેરાઇ જાય છે શત્રુ હોવા છતાં મિત્ર ગણી તેના વિશ્વાસમાં વંટળાઇ જાય છે, અને એજ દુર્ભાગ્ય, પાછળથી પસ્તાવામાં નાંખે છે. કિરતારની કલ્પના, મનુષ્યથી મનાતી નથી. માણસ ધારે છે એક, અને ઇશ્વર બનાવે છે બીજું ! !-પેલા મુસાફરોએ, ઘોડાને એમજ બાંધી રાખ્યા છે. પીઠપરનો ભાર ઓછો કરતા નથી, કે તેઆને પાણી પાતા નથી વળી ઉતાવળા અને બ્હાવરા જેવા, અકળાયલા ને આકળા પડી ગયેલા જેવા દેખાય છે. તેઆની ચપળ આંખ કંઇ તરેહવાર સંશોધવા મંડી પડી છે, જાણે શિકાર નજરે ચડયો છે, તેને કેમ પકડી પાડવો, એ ભ્રમણામાં

શિકારી ભમતો હોય તેવા દેખાય છે. એમ છતાં કુસુમ અને સામંતની બુદ્ધિ ભૂલાવો ખાય, એ પણ ઇશ્વરનીજ માયા! જેનો તર્ક, આમા જનની શબ્દોચાર પરથી પારખવાને બળવાન છે. જેની શકિત, બીજાની મુદ્રા જોઇને તેને કળી લેવાને બહાદુર છે. તે માણસો નજરે જોઇને પ્રસંગમા પડીને, અનુભવ મેળવીને ભૂલ ખાય, એ ભાગ્યની નિરાશા નહિ તો બીજુ શું!

પેલા ચાલાક સોદાગર, સામંતને કુંવરીથી છુટો થવાની વાટજ જોતા હતા કુસુમ થાકથી લગાર નિદ્રાવશ થયેની જોઇ, કે નીચેની પથારી સહ ઉપાડી એક જણ ઘોડાપર સ્વાર થયો, અને કુસુમને સભાળથી પોતાના ખોળામાં બેસાડી કુસુમ હજી આંખ ઉઘાડી જુવે, તેટલાં તો પવનવેગી ઘોડો બહુ કદમ કાપી ગયો, અને કુસુમ બૂમ પાડી સામંતને બોલાવે, તેટલાં તો, પહાડની પેલી તરફ જ્યાં બીજોજ માર્ગ હતો—ત્યાં પહોંચી ગયા. સામંતે, કુસુમનો ત્રાસજનક દયામણો કપટ ને દગાથી ફસી જવાનો કરૂણાજનક અને મદદ માગનારો શબ્દ સાંભળ્યો કે એકદમ હાથ સાફ કરી દોડયો ઘોડો દોડાવીને પૂઠે પડે, તેટલાં તો પેલા સોદાગરો અને કુસુમ અદૃષ્ય થઇ ગયાં. સામન્ત સમજી ગયો. કપટ જાળમાં કુસુમ સપડાઇ ગયેલી જાણીને સોદાગર તરફ શક ગયો—"એ નીચ મુસાફરો, શાહજાદાનાં માણસ હોવાં જોઇએ. કદાચ બાતમી મેળવીને ચોતરફ ફરતાં રાખેલાં હોય, તો માંનવાને કારણ છે કે તે લોકોજ કુસુમને ઉપાડી ગયાં પણ હવે ગભરાવું નહિ જોઇએ" ઘોડાની દરકાર ન કરતાં માત્ર કુસુમનો સામાન સાથનો ઘોડો લઇને એકદમ પાછળ દોડયો: અને બે મૈલને અંતરે જતા

પેલા લોકો નજરે પડયા; પણ તેમને પકડી પાડે, તેટલા તો કુસુમબાનો શાહજાદાના તંબુમાં પ્રવેશ થઇ ગયો. ચોકી બેસી ગઇ, અને માત્ર એક મૈલને અંતરે, સામંત પણ સપડાઇ ગયો. આ રીતે મલ્લરાજની કપટ જાળમાં એક નૌતમ સારિકા સપડાઇ ગઇ. ઉત્તમ અભિસારિકા, મલ્લરાજ બદલે શાહજાદાના કૃપા મંદિરમાં કેદી બની.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### તડકામાં એક છાંયડી.

રવિ તેજ તપતુ દિસે,<br>
દશા તેજ સમ તેહ;<br>
તેમાં એકજ છાંપડી,<br>
કરે દિશા નિસ્તેજ.

આકાશમાં ફરતી વાદળી એક વેળા ચંદ્રનાં કીર્ણો ઢાંકવા દોડી, પણ તે મૂર્ખ એમ ન સમજી કે તેથી ચંદ્રમા ઢંકાઇ રહેવાનો નથી. ચાર ઘડીની ચાંદની પેઠે, તે પણ તુરત ખસી જવાની છે, તોપણ દુર્જનો તો મિથ્યા મનમાંજ ધુમે છે. કદી કંઇ અનિષ્ટ થાય છે, અને તે અનિષ્ટતામાંથી તે સારાં પરિણામ જોય છે, એટલે તેનો કર્ત્તા ભોક્તા પોતેજ માને છે. ખરી વાત છે કે મૂર્ખાઓ ગાડાનો ભાર જેમ શ્વાન તાણે તેવીજ ઇચ્છા રાખી ફરે છે. નીચ સ્વાર્થીઓ, પોતાનો એક પૈસાનો લાભ મેળવવા પારકાને રૂપિયાનું નુકસાન કરે

છે, જો કે તેઓ ઘણી વખત ઉંદરની સ્થિતીમાં બેસે છે, અર્થાત્ ઉંદર કિમતી કપડાં કરડે છે, છતાં તેનું પેટ ભરાતું નથી, પણ પ્રતિજનને પુર્ણુ હાની થાય છે. તોપણ પેલા નીચ ઉદરડા પોતાના દુર્ગુણ ત્યજતા નથી. મલ્લરાજે વાઘેલા રાજાનુ નખ્ખોદ વાળ્યું, તોપણ કુસુમ વાઘેલીની લાજ લુટવાનું કાવત્રું કરવામાં, પોતાની કુબુદ્ધિને સ્થિર કરી નથી.

ભરતખંડની પાયમાલી થવાના પણ આવાંજ કારણો છે. કુટુમ્બમાં કુસંપ, રાગ-દ્વેષ અને નીચ સ્વાર્થીઓ પેદા થયેલા હોવાથી અજાણ બુદ્ધિને લીધે આડે માર્ગે દોરાઇને દુશ્મનને વશ થાય છે .અને પાછળથી પોતે જોકે હાથ ઘસતા રહી જઇ ત્રીજોજ ફાવી જાય છે, પણ તેઓ કુકર્મ કર્યાં વિના રહેતા નથી. એવી અનેક રાજવંશી પ્રજા, વર્ણસંકર દશાને પામી, અને પોતાની નીચતાનો પોતેજ ભોગ થઇ પડયા—વાઘેલા વંશની પડતી કરનાર, આવા નીચ માણસોજ હોવા જોઇએ. અલબત અનીતિમાન રાજાઓ, જે પ્રજાને પીડારૂપ થઇ પડે, તેઓ તો એવી શિક્ષાને પાત્રજ છે; પણ ન્યાયી, નિર્મળ મનના, નિસ્પૃહી, પરદુઃખભંજન ને પ્રજાપ્રિય રાજાઓના પર જૂઠાં તહોમત મુકી, પોતાના નીચ સ્વાર્થ માટે તેને નાલાયક ઠરાવી, આ લોકમાં અને પરલોકમાં અન્યાય ને અનીતિની કલગી ધારણ કરે છે, તેના જેવું પાપકર્મ બીજુ કોઇ પણ ગણાય નહિ. એવા કર્મવાદીઓ, કદાચ કાળે કરીને રારવ નર્કની ગતી પામે તો નવાઇ નહિ.

નંદરાય જેવા પરમાર્થી રાજાને, નાહક અથડાવીને, મલ્લરાજે ભલે રાજદ્વારી લોભને વશ થઇ રંજાડયો. પણ પોતાની બ્હેન, ખરી

ક્ષત્રિયાણી, એજ કુળદીપક બાળા, તેને યવનરાજને સોંપવામાં મલ્લરાજે બહાદુરી કરી હોય, તો તેના જેવો કપૂત અધમ રજપૂત બીજો કોઇ ન કહેવાય મલ્લરાજ જેવા ક્ષત્રીકુળને લાંછન લગાડનારા પાપીઓનો આ જગતમાંથી વિનાશ કાં થતા નથી! ગુજરાતની પવિત્ર રાજધાની ગુમાવવામાં કેટલાક બાયલા રજપૂતો, પોતાની બહેન-બેટીને પરહસ્ત દઇ, રાજ મેળવવાના નીચ સ્વાર્થમાં આ જગત અને પ્રભુના દ્વારમાં પણ કલંકી નીવડેલા છે. તેઓનાં નીચ કર્મનો ઇતિહાસ, હવે પછીની ભવિષ્યની પ્રજા વાંચીને તેને ક્રોડવાર તિરસ્કાર આપ્યા વિના રહેશે નહિ ભરતખંડના રાજકર્ત્તાઓની સાહેબીમાં અંજાયલો પેલો માનસિંહ જેટલો તિરસ્કારને પાત્ર છે, તેટલોજ ધન્યવાદને પાત્ર, પેલો રાજસિંહ રાણો ગણાવો નહિ જોઇએ

ક્ષણિક રાજતેજના અંધારમાં અંજાયલો પતંગીઓ, સૂર્યનું તેજ લઇને બળી મરે છે, તેમ મલ્લરાજ તેવીજ દશા પામવાનો છે. તે પોતાના તરેહવાર ચળકાટથી પોતેજ અંજાઇ જઇને, સૂર્ય-ચન્દ્ર ને દીપક, પોતાના તેજમાંજ રહેલા છે એવું માને છે પણ તે બળી મરતી વખતેજ, તેનો સાર સમજે છે. કસ્તૂરી મૃગ, પોતાની દુંટીમાંજ સુગંધી રાખે છે પણ મૂર્ખપણાને લીધેજ નાહક વનેવન અથડાઇ, સુગંધી ઝાડ શોધે છે જ્યારે સર્પ તેની દુંટીમાંથી નીકળતો પરાગ ખુંચવાને વળગે છે, ને તેના રસગંધથી તે મૃગ મરણ પામે છે, ત્યારેજ તે સમજે છે, કે સુગંધી પોતાની પાસે છતાં, મૂર્ખપણે અથડાઇને મરી જવું પડયું ધીરવીરો ધિરજથી કાવે છે મલ્લરાજ, નંદરાયની સેવામાં રહ્યો હોત, તો આ કર્મ

બંધનમાં સપડાત નહિ શાન્તિથી રાજનો અધિકાર પામત, અને પોતાના દેહને આનંદથી મુકિત આપી શકત. પણ ખરી વાત છે કે-

જીલ્લા.

જે છે કુજાત કુળબીજ વળી તે સુજાત કયમ થાયે;
કાકચની કડવાસ કહોને કયમ કરી બદલાયે!—
સીંદરી બળતાં વળ નવ છુટે, કહેવત એવી કહેવાયે!
નાગ ઉછેરે દુધ પીવાડી, પણ વિષ વેરાયે—જગતમાં. જે.

પ્રેમસંગ બારોંટને પક્ષમાં લઇને, અને એ દુર્ભાગી-બાયલા અને ભોળા બારોટને લાલચમાં લપટાવીને, નિર્દોષ કુસુમને કપટ જાળમાં તો પ્રસારી; પણ શાહજાદાની વિશેષ કૃપા મેળવવા માટે, કુસુમને તંબુના એકાન્ત ભાગમાં લઇ જઇને, શાહને શરણ થવાની શીખામણ આપવાને, ક્ષત્રી વંશનો કાળો પથરો વિસરી ગયો નહિ. હિંદની પડતી વેળા, ભલી ભૂમીપર, એવા નપુંશક ક્ષત્રિ, જન્મ્યા વગર પણ રહ્યા નહિ.

મલ્લરાજ, નંદનગરથી નીકળીને સિંહાદ્રીની તળેટીમાંથી પસાર થતાંજ પ્રેમસંગ અને શાહજાદાની સ્વારીનો ભેટો થયો. શાહજાદાએ, મલ્લરાજને સ્નેહચુંબનનો હાથ દીધો. વાંદરાને વધારે મદિરા પાયો. નીચ, હલકા સ્વભાવનો, લાલચુ, ખુશામતીયો, બાયલો ને બેવકુફ મલ્લરાજ વધારે મદભર થયો કુસુમને સપડાવાની બડાઇ મારી. શાહજાદે નમ્રતાથી વખાણ કર્યાં. મલ્લરાજે એ બહાદુરી માટે માન મેળવ્યું ત્યારે શાહજાદે, મલ્લરાજની બે ચીઠીઓ શાહને બતાવીને,

નંદરાયપર વિશ્વાસ મુકવાની અને મલ્લરાજ જેવા બહાદુરને યુવરાજ પદ અપાવવાની ભલામણુ કરવા માટે, મલ્લરાજનું માન મેળવ્યું. નર્મદાના એક કિનારાપર તેમણે તંબુ નાખ્યો, અને રૂપનગરને માર્ગે,* કેટલાક સિપાઇઓને રવાના કર્યા. તેમાં પ્રેમસંગ અને એક કુતલુખાં નામના પઠાણને, નર્મદા તટપરથી પસાર થવા એ માર્ગે મોકલ્યા. અત્રે તેઓ કુસુમને મેળવી આવ્યા. ઇનામને લાયક થયા. વળી પાછળથી સામંત પણ પકડાયો ને ત્યાંજ કેદ થયો. શાહજાદે, સામંતને પાસે બોલાવીને સમજાવ્યો. પણ એ સિંહીસુત, લાલચમાં લપટાવા બદલે, કે કદળી થંભ પેઠે ડગવા બદલે મેરૂ સમાન દ્રઢ રહ્યો; અને માત્ર વિવેકના પણ માર્મિક અને ભરૂસાદાર બે વચનો કહીનેજ, શાહજાદાને શરમાવ્યો. મલ્લરાજ તો ત્યાં આવી શકયોજ નહિ. પ્રેમસંગે તો પાછીપાની કરી, નંદનગર રવાના થઇ ગયો શાહજાદો નિરાશ થયો. ત્યારે મલ્લરાજે કુસુમને સમજાવવાનું બીડું ઝડપીને, અંદર તંબુમાં જ્યાં કુસુમ હતી, ત્યાં નમતો નમતો ગયો. વિહ્વલ વાઘણુ કોધમાં બેઠી હતી. શરીર બાગા નિસ્તેજ થઇ ગઇ હતી. એક તરફ પિતાની ચિન્તામાં, ને બીજી તરફ પ્રિયતમના વિયોગમાં આ અભિસારકા ઝુરતી હતી.

માણસના મનપર કાંઇ કુદરતી બોજ પડી જાય છે, એટલે તે શુરવીર છતાં, નબળું પડી જાય છે. તેની અગમ બુદ્ધિ ઠરી જાય છે. તેનાં વખાણુવાલાયક ને પ્રશંસનીય પરાક્રમો રદ થાય છે. જો કે તે પોતાના મનના વાયુવેગને આધીન થઇ, નિર્બળ દેખાય છે ખરી, પણ તે પોતાની ફરજ બજાવવા વખતે બહાદુર ને બળવંત બને છે.

મલ્લરાજનું કાળું મોઢું જોયું, કે કુસુમ ચમકી. પિતાની કુબુદ્ધિ માટે પોતાને અંદેશો ઉત્પન્ન થયો હતો તે નાશ થયો, અને મલ્લરાજનાં કાવત્રાંનો પ્રત્યક્ષ દેખાવ નજરે પડયો. તેને આશ્ચર્ય તો એ લાગ્યું, કે માધવરાજ સાથે થયલી છુપા માર્ગની ગોઠવણ પ્રસિદ્ધ કેમ થઇ ! પણ તે પ્રેમસંગનો શબ્દ સંભળાતાંજ ચેતી ગઇ કે, એ નીચ દાસીદાદી પણ સામેલ થઇ ગયો છે. કુસુમનું મન, હવે પિતા તરફ ઢળી ગયું. તેના મનની ઉર્મિઓ ઉશ્કેરાઇ જવાથી, મગજપર લોહી ચડીને કદાચ, દેહત્યાગી થશે એ ભ્રમણાથી તેને વધારે દુઃખ થવા લાગ્યુ. પોતાની જાત માટે પસ્તાવો થયો મલ્લરાજે, ઝુલ્મ ખવરાવી, અને પિતાના મનમાં, પુત્રી નીકળી જવાનો જે ખટકો અંતરમાં પેઠો છે, એ સ્મરણમાં લાવીને બહુ ખિન્ન થઇ, તે મલ્લરાજના ઉપર આ વિકરાળ વાઘણ, ખંજર મારવાને તડપી રહી. કુસુમે મલ્લરાજને આવતો જોઇને, પડખું ફેરવી આડી પડી ગઇ. તેનુ કાળુ મો જોવાંનુ તરતવેળા પસંદ કર્યું નહિ મલ્લરાજ ચેતી ગયો, અને તેને નિર્ભયપણે પાસે જવાની તક મળી.

સ્વાર્થને શરમ નથી. સ્વાર્થીઓ, અપમાન પામી, હડધૂત થઇ, કૂતરા પેઠે તિરસ્કાર પામી પાછા હઠે છે, તો પણ તેના મનપર તેની કશી અસર થતી નથી. તેઓ જન્મથીજ કીચડની દુર્ગંધીમાં પ્રવેશીત થયેલા હોય છે, એટલે તેને ખરાબ વાસ લાગતી નથી. પથ્થર મૂળથીજ નક્કર છે તેને પોલાદ અગ્નિનો પાશ લાગતોજ નથી, જો કે તે પણ નક્કર છે.

મલ્લરાજ, કુસુમની નજીક જઇ, ધીમે સ્વરે બોલ્યો !—

"બ્હેન ! બાપુ ! તારી તબીયત સારી છે ? બાપુએ મને તારી પછવાડે મોકલ્યો છે તેણે પોતાની ભૂલ જોઇ છે જો કે તેનો નિશ્ચય એકદમ ફર્યો નથી, તો પણ તારૂં મોં જોવાની તેની ઇચ્છા છે, ને તેથી શાહજાદાને સમજાવીને હું તારી મુલાકાત માટે આવ્યો છુ મને તુ તારો સગો ભાઇ સમજી લેજે. મારૂં તું અપમાન કરીશ નહિ. મને તુ ભૂડો માનીશ નહિ. તારાં ભલામાં મારો ભાગ છે તારી પકડાવાની ખબર મળતાંજ હું પૂઠે પડયો પણ અહી તો લાચાર-હવે તો યુક્તિથી કામ લઇ શકાશે શાહજાદો, તને છોડશે નહિ, માટે મારૂં માને, અને હાલ તુ તેને પ્રેમદ્વારા કબજ કરે, તો આપણું કામ થાય સાંભળ્યુ કે બાપું ?"

મલ્લરાજે, કુસુમના અંગ ઉપર હાથ મુકયો કુસુમ વાઘેણુ પેઠે ચમકીને ઉઠી

"નીચ ! દગાખોર ? તું બધાને બાયલાં સમજે છે કે !, દુર રહે ચંડાળ ! તારા પાપી હાથ, આ પવિત્ર શરીરને અડકાવ્યાથી તે અપવિત્ર થઇ જશે ! પામી ગમાર ? ચાલ્યો જા-નહિ તો આ કટાર હમણાજ તારો જીવ લેવા તૈયાર થશે. જા-કાળાં મોના વાંદરા ? તારૂં ગ્રહણ જેવું મોઢું તું ન દેખાડ ! તારી અધમ લવારી વારી નાંખ ! જા-તારૂં કાળું કર !"

કુસુમ, કટારને મ્યાન કરીને, પીઠ ફેરવી ઉભી. મલ્લરાજ તેથા ડર્યો નહિ

"વખતને વરતીને ચાલવુ, માણસની કુશળતાનુ તત્વ છે."—

"જા. મને હવે ન સતાવ! તારી શીખામણ, તારા મનનેજ આપ. હરામી મહારાજ! પાપી કૂતરા! તારો આ દેહ, કૂતરાને મોતે રવડશે! એક નિર્દોષ બાળાને ફસાવીને, એક રજપૂત કન્યાને કૂવામાં ઉતારીને, એક ભલા ભૂપતીને ભંભેરીને, ને એક બહેન ગણેલી બહેનને સપડાવીને તું જે રાજ્યલોભની આશા રાખે છે, તેમાં તું હાથ ઘસતોજ રહેવાનો છે. રજપૂત કુળના કલંકિત પતંગ? તારી જગ્યા ગગનમાં કે ભૂમિમાં નથી. એવા વૈભવનો લોભ કરવા કરતાં તારે મરવું બહેતર છે. આવાં મોઠાં કામ કરીને મુછનો આંકડો ચડાવવા કરતા મરદાઇથી રજપૂતાણીનું નામ વધારીને વાંકડો બનવા માં બહાદુરાઇ છે. તારા કરતાં ઝાડ તરૂવરો કે સમુદ્રનાં ખારાં પાણી સારાં છે કે જગતને ઉપયોગી થઇ પડયાં છે રજપૂતાણીને પેટે તારા જેવા બાયલા ને નપુશક રજપુતો પેદા થવા કરતાં, ન થયા ભલા! તું એકદમ ચાલ્યો જા—નહિ તો મારો ગુસ્સો મારે હાથ રહેવાનો નથી 'ખુનપર ચડેલું માણુસ મરવાની અણીપર હોય છે, તે હજારો બળવીરોના બંધનમાં છતાં અનેકના પ્રાણ હરીને તે મરે છે. તું નક્કી જાણજે કે હું એક ખરી ક્ષત્રીયાણી છું, સિંહનનું દુધ ધાવીને ઉછરી છું તું અને તારા શાહજાદા જેવા બાયલાની હું પરવા કરનાર નથી. અગર વધુ સતાવશે, તો પાણીમાંથી વલોવવાની મહેનત જેટલું પણ કહાડશે નહિ બાયલા! મે હું બતાવતાં શરમાતોએ નથી?"

"ઠીક છે. ત્યારે તું એ ફળ કહાડી રહેજે!" એટલું બોલી બડબડતો મહારાજ પાછીપાની કરી ચાલ્યો ગયો. કુસુમની છાતી ઉપરનો બોજો નરમ પડયો, અને નિરાંત વળી; પણ પિતા પ્રત્યેની

પવિત્ર ભાવનાએ પ્રબળ વધાર્યું અને પોતાના વહાલા પ્રિયતમની ભેટ માટે તડપતી રહી જવાના સમયને જોઇને હૃદયમાં રડવા લાગી. શુરવીર શુકનો વિયોગ વધારે પ્રજ્વલિત થયો. અંતઃકરણમાં તેની ખરી વેદના ઉભી થઇ. વિયોગીના ચિત્તની અવસ્થા તો વિયોગીનેજ ખબર !

---

## પ્રકરણ ૩૦ મું.

---

वैवस्वनो मनुर्नाम माननीयो मनीषिणाम्
आसीन्महीक्षितामाद्य· प्रणवश्छदसामिव ।

### સુક–સારિકાની વિયોગ વેદના.

"ચક્રવાક પંખીઓથી પોતાની પ્રિયાની વિયોગ વેદના લગારે સાંખી શકાતી નથી. જોકે ઉભય દમ્પતી, માત્ર કમળ પુષ્પના અંતરમાંજ બેસીને (રામના શ્રાપથી) દ્રષ્ટી મર્યાદા બાંધે છે; રજની ગાળે છે, તોપણ તેની વિયોગ વેદના, બૂમ પડાવ્યા વગર રહેતી નથી"

પ્રેમના પ્રપાઠકો, અનુભવ સિદ્ધ કબુલ કરશે, કે પ્રિયાની વેદના, અગ્નિ કરતાં તીવ્ર, અને શૂળ કરતાં આકરી છે. પ્રેમને કોઇ સુખ માને છે કોઇ દુ:ખ માને છે પ્રેમીને કોઇ ઘેલો કહે છે. પ્રેમને ઘેલછાનું રૂપ આપે છે ગમે તે હો, પણ પ્રેમમાં અદ્ભુત ખુબી છે. પ્રેમમયો જગત છે. પ્રેમ વગર સંસાર નથી. યોગી–સન્યાસી, કે સાધુસંત–મહાત્મા કે મુનિયો પ્રેમ વડેજ જીવે છે.

પ્રેમમાં સ્ત્રીનું આશ્વાસનજ નથી. દરેક વસ્તુ પ્રેમથી ભરી છે. પ્રેમમાં માયા છે. મોહ છે. સુખ-દુઃખ છે. વૈરાગ્ય છે, વિપત્તી છે, અકસ્માત છે, હાણી છે, બળ છે, નિર્ભયતા છે, પ્રેમાધી, કાળરાત્રી ગમન કરે છે. પશુ-પંખી, ઝાડ-પાન, ફુલ-ફળ, સરિતા-સરોવર, આકાશ-પાતાળ, સર્વ પ્રેમમયી છે ઉભય વસ્તુથી પ્રેમનું જોડાણ છે, પરિક્ષણ છે. બે પદાર્થ ન મળે તો એક પદાર્થ ઉત્પન્ન થતો નથી. એક એકના સંગથી, તે ઉદ્દભવેલી વસ્તુ, પ્રશંસાને પામે છે. પ્રિયા અને પ્રિયતમમાં રહેલો પ્રેમ, વિયોગથી વિશુદ્ધ થાય છે. તેના રહસ્ય તત્વ, ચમત્કાર, સાત્વિકતા, સત્વ, રજ, તમ અને નિર્ગુણાગાર પ્રદર્શિત થાય છે. પ્રેમની વાસના જગતમાં પ્રસરી છે. કૃષ્ણ પરમાત્માની પ્રતિમા, પ્રેમમયી છે, તો અન્ય વાદ શું?

પ્રેમના પ્રથમ પગથીયાં પર પ્રવેશ થયેલી 'કુસુમબા, શાહજાદ ના પ્રેમાગ્નિ કુંડમાં પડેલી દેખાય છે. પ્રેમીને મળવા જનારી અભિસારિકા, માર્ગમાં લૂંટાણી, અને તે વળી મોદક બનીને પરહસ્ત પકડાણી. ત્યારે તો તેનાં હૃદયમાં દાવાનળ પ્રકટયો. નિર્માયલે સમયે ચક્રવાકને મળવા જતાં, રાત્રી પડી ગઇ, અને ચાલુ વિયોગ, નજરે જોવો પડયો. મુખમાં પ્રવેશ થયેલું અન્ન, ઝડપાઇ ગયું. મનોહર બાળા, એકાન્તમાં ઝુરવા લાગી નીચ મલ્લરાજના વેણુ સાંભળીને વધારે દાઝવા લાગી. જે રાત્રી, પિયુના પડખામાં, પ્રેમધુની લગાડી તાપવાની હતી તે વેળા વીતી ગઇ, અને એક પરાયા પુષ્પના દુર્ગંધ વાસમાં સપડાઇ ગઇ. યુવાન મુગ્ધાને વિરહે, ઘેલી કરી હતી. તેની નસોમાં વીર્યનું રૂધિર વહેતું થયું હતું. તેના મગજમાં પ્રેમ

નું તીવ્રબાણુ ચોંટયું હતું તે કામનાથની માળા પહેરીને ફરતી હતી દમ્પતીના પ્રેમમાં કામનો ભાગ હોય છે, અને તે ભાગે આ વેળાએ પ્રબળ વધાર્યું હતું જો કે તેના પવિત્ર હૃદયમાં એ મદન રાગનો રંગ, અવસ્થા અને સંજોગ વચ્ચે લાગી રહેલો હતો, અને કામ પીડિત, પ્રમુગ્ધાને ઘેલછા લાગી હતી. પણ મર્યાદાનું બંધન ઉલ્લંઘીને એકદમ પોતાનો ટેક તજવાનું પગલું ભરતી ન હતી માખી સરખી માનુની જાત, પોતાનો ટેક તજતીજ નથી જો કે તે વિરહ ઘેલી, કામ ઘેલી ને પ્રેમઘેલી થયેલી છતાં, મનની લાગણીને વશ થતી નથી પિયુ પાસે પણ પ્રેમનાં પુર્ણ લાડ લડીનેજ તેને પોતાનો પ્રેમરાગ સંભળાવે છે. પ્રમદાઓની એ એક કુદરતી ખુબી છે, છતાં તે ઘેલી ને બ્હાવરી બને છે, ને પ્રેમીને તેવો બનાવે છે.

ચંદ્ર રજનીનો ઉદય થયો. શાહજાદો, વિરહથી પીડાતો, મલ્લ રાજની સાથે વિનોદમાં મન વાળવા લાગ્યો અને કુસુમ દુ:ખમાંદઝાતી વિચારવેગમાં તણાવા લાગી. તંબુના એક ભાગમાં એકલી બહુ વિચાર કરતી હતી પર્વતનાં શિખરોપર નજર કરતાં, અનેક પંખિઓ, વિયોગથી રીબાતાં હતાં, તે સાંભળતી નદિના નિર્મળ જળમાં શોભતી ચાંદની તેને દુ:ખકર લાગતી હતી. પવનનો અવાજ અને જળવેગનો ભણકારો તેના કોમળ મગજપર કઠોરતાનો વેગ કરતો હતો. મનોહરી, પથારીપર પડી પડી કંઇ કંઇ કલ્પના કરતી હતી. એ કલ્પનાનું મૂળ, માત્ર પ્રિયતમ અને પ્રેમ, બન્ને હતું—એકજ હતું. વિયોગીનું મન શાન્ત થતું ત્યારે વિયોગીની પૂર્વ કથાનો આભાર માનતું. કુસુમને સીતા યાદ આવી અશોકવનમાં આસોપલ્લવ ઝાડ નીચે

બેઠેલી સીતા, રામની મુદ્રા નીરખી શોક કરતી હતી અને હનુમંતની સાથે કુશળતાનો વિનોદ કરતી હતી, તે યાદ આવ્યું. અંગદ-રાવણને કંપાવ્યો અને રામનું સૈન્ય લંકામાં પ્રવેશીત થયું, તે ચિનાર ફૂવે પડયો રામ અને સીતાનો અખંડ મેળાપ થયો તે પણ નિહાળ્યું અને વિરહ વેલી-ગોપી તરફ મન ધયું. ગોપીયોની, કૃષ્ણ પ્રત્યે ભક્તિ પ્રીત નીરખી, પણ તેમાં તેનાં હૃદયને સન્તોષ પડી નહિ પરિજાતક પુષ્પનો વિતંડાવાદ તેને પસંદ પડયો. સત્યભામાનું રૂસણું-કૃષ્ણની સમજાવટ અને પ્રેમનું પ્રતિબિંબ, સચોટ છાપ સાથે પ્રેમીને પ્રેમ કુંડમાં ન્હવરાવતું હોય-આલિંગતું હોય, તેમ લાગ્યું. કૃષ્ણ પરમાત્માનાં, માનુષી કાર્યને ઉદ્દેશીને કુસુમ હસી. 'માધવરાજને એમજ નમાવવો જોઇએ!' આ શબ્દે, અંતરને હરખાવ્યું.-પણ ફરીને શકુન્તલા તરફ દ્રષ્ટિ દોડી. શકુન્તલા પત્ર લેખનની કથા યાદ આવી. એ મુગ્ધ બાળામાં વિરહાવસ્થાનું ચિત્ર, આહ્લેખન થયું પોતે મન સાથે લખવા બેઠી. મન પત્રપર લેખ લખાયો બુદ્ધિ કલમ થઇ, અને વિચારે, હાથનું રૂપ લીધું. વિરહ ઉદ્‌ગાર થયા પ્રેમ કાસદ થયો.

## ગુરૂ ગોવિંદના મહિના.

પ્રેમી પ્રેમ વિયોગનો પાઠ, ભણવા જાયેરે,
ગુરૂ જ્ઞાન કરે કોડદ્વાર, પણ ન ભણાયેરે;
લાગી ધૂન પ્રભુની પ્રલ્હાદ, તે શું શું ગાયેરે,
ગુરૂ, દે જ્ઞાન અવર ઉચ્ચાર પણ ન સુણાયેરે.
યોગી, જપશે લઇને માળ, તે સ્વરમાંયેરે,
પ્રેમી પઢગે પ્રીતીનો પાઠ, અન્ય ન થાયેરે;
નથી ગુરૂ વિનાનું જ્ઞાન, આ જગમાંયેરે,
પ્રિયા, પૂજે પતિને સમાન, રળિયાત થાયેરે

પતિનું જ્ઞાનદાન, પ્રેમના પાઠને અનુસરતું લાગે છે, એવી ધૂનમાં પ્રિયા, મદાંધી છે. પ્રિય વૈદનું વિષ, અમૃત સમાન છે. અજાણ વૈદનું અમૃત વિષ સમાન છે. પત્ર લખ્યો, પણ વિરહ વિયોગ શાન્ત ન થયો. કુસુમે વિશેષ લંબાણ કરવા માંડયું.

પ્રેમકુંડમાં પરવરી, પ્રીતતણું કરે પાન;
પ્રેમ પ્યાલો પી, પ્રેમદા, મસ્ત બને મસ્તાન.
અલક જગાવે આ નથી, પ્રેમ માળ લઈ પ્રાણ;
પ્રેમ ધૂનની ધુણીમાં, પેસી છોડે પ્રાણ.
અગ્નિ જાલ કાંણ નથી, વિયોગ જાળ અધિક;
પ્રેમ યોગીને પારખું, નીરખી પ્રેમની નીક.
"જેને વાંતિ જગતમાં, તે પરપીડા જાણ;
સાકરના શોખીનને ભૂખ્યાનું નહિ ભાન"

સારિકાએ મનવેદના લખી. 'પ્રસુતાની પીંડ, વંધ્યાની જાણે' એમ પણ આલેખ્યું—ત્યારે રહ્યું શું? માલતી, રાક્ષસોના પાશમાં સપડાણી, ત્યારે માધવને વ્હારે ચડવાને સ્મર્યો!—દ્રૌપદીની લજ્જા લુટાણી, ત્યારે કૃષ્ણ-પરમાત્માને યાદ કર્યા. કુસુમે માધવરાજને સંબોધ્યું. પવિત્ર પ્રિયતમનું સ્મરણ કર્યું—

દયાવંત દીલમાં ચઢી, દયાદાન દે પ્રાણ!
પ્રીતપીંજરમાં પ્રેમદા, પૂરાણી પ્રીયમાન,
પાંખ વગરની થઈ ગઈ, નહિ છુટાય ઉડાય;
એક પાંખપ્રિયતમ તમે, આવી કરજો સહાય.

નવ યૌવના, આ ભ્રમમાં સ્વપ્નવશ થઇ ગઇ, અને હવે તેમાં તે પ્રવાસ કરવા લાગી આ ઉર્વસી, પુરૂરવાને ભેટી, પુરૂરવાએ જાણે તેનો પાલવ પકડયો રમા, વ્યાકુળ થઇ ગઇ. આ કઠોર સ્વપ્નું તો દુઃખદાયક લાગ્યું, પણ તરત ઉષાનું રૂપ ધર્યું, અનિરૂદ્ધને સ્વપ્નામાં જોયો. અનિરૂધ્ધે, ઉષાનું મુખચુંબન કર્યું. સ્વપ્નમાંજ બન્ને પરણ્યાં. માધવરાજના પ્રેમનો અંશ, કુસુમને સ્વપ્ન સંકળનામાં પ્રવેશ થયો. વિલાવરી વનિતા, પિયુની સોડમાં સંતાવા લાગી. હવે તે સ્વામીના સુખ સ્વપ્ના જોવા લાગી.

કુસુમબા, વ્યાકુળ થઇને, પલંગ પાસે ગઇ. માધવરાજ, નિદ્રામાંથી ઝબક્યો. કોઇ દેવાંગના નિર્ખીને બ્હાવરો બન્યો. કુસુમના કોમળ કર, પોતાના હસ્તમાં દબાઇ ગયા. કુસુમે મર્યાદા મુકી, કુંભસ્થળને પલંગનો આશરો આપ્યો. કુસુમનો એક કર, માધવરાજની પીઠ પાછળ પડ્યો, એટલે મુખચંદ્રે પ્રેમામૃત કુંડમાં, અધરને ઝબોળ્યા ગંગા અને શાન્તનુનો સંયોગ થયો. માધવરાજના બે હાથ, પ્રફુલ્લતા કમળદળ સમાન કોમલાંગીની માંસલ પીઠ પાછળ પડયા, અને પ્રેમથી દાબી-છાતી સરસી ચાંપી-ચુંબન તો થયુ, પણ અંગોઅંગ સ્પર્શ ન થયો. કોણ જાણે કુદરતને કેમ ગમ્યું હશે! પ્રેમી તો ખરાં, પ્રેમનાં પ્રપાઠક ખરાં, પણ કંઇ રંગ-રસિકતાની ન્યુનતા ખરી! મર્યાદાએ લોપી-કે આર્ય ધર્મે અટકાવી, ગમે તેમ પણ પુર્ણ રસે, રમા ભીંજાણી નહિ. કમળપુષ્પમાં ભ્રમર ભોગી ગુંચાયો નહિ. સુભદ્રાને તો અર્જુને બાંય પકડી, બાથ ભીડીને, ચાંપી ચુંબન કર્યું, પણ માધવરાજ તો ડર્યો. અર્જુન જેવો વીર યોદ્ધો, મુગ્ધાને લોપવાને ચુક્યો નહિ, તો

માધવરાજ, માનવની માનસિક બુદ્ધિથી કેમ મંદ પડી ગયો હશે! હશે! કંઇક કલ્પનામાંયે ભૂલ! અથવા તો દ્રષ્ટિ મર્યાદાનો દોષ! રસ્તો એટલોજ યોગ્ય ગણાય!

બાઇ સાહેબ તો અહિં, આ પ્રકારે મુરલીપર નૃત્ય કરે છે, પણ માધવરાજ શું કરતો હશે! વળી પ્રેમ પડેલો ભ્રમર, બીજું શું સંકલ્પે! સ્ત્રી કરતાં તો પુરૂષ વધારે બ્હાવરો બને છે! તેને પણ એવુંજ થયું. તેની રાત્રી તો કેવળ પાપીણીજ થઇ પડી! સીતાનો વિયોગી રામ, જ્વાળામાંજ બળતો રહ્યો ત્યારે માધવરાજ તો શિતળ ચંદનીમાં–કહો કે વિદ્યુતજ્યોતમાં શિતળ થઇ ગયો–તેને તો–

ચંદ્ર, શુળ જેવો થયો–પવન, તીરનું બાણ;
પુષ્પરાગ, રાગી થયો–મલ્યાગર દુઃખ ખાણ.
રજની દુસ્મન થઇ પડી–તનમાં લાગી લ્હાય;
વિરહી, વનિતાના વિના–પળે પળે અમુઝાય.

ચાર ધડીની ચાંદની કે પતંગના તેજ પેઠે, વા વીજળીના ચમકારા પેઠે, કે વળખાં મારતી, પિયુદર્શન કરવાને અભિસારિકા સમ દોડતી રજની પેઠે, વાત વીતી ગઇ. કલ્પના ઉડી ગઇ, અને સ્વપ્નાં સરખાં સુખ દુઃખનો નાશ થઇ ગયો–માધવરાજને, આત્મ જ્ઞાન પેદા થયું, અને પ્રિયાની ભેટ દગારૂપ થઇ ગઇ છે, એ સ્વપ્નામાંજ પણ સત્ય સ્વરૂપે પ્રત્યક્ષ પ્રમાણ્યું! પાવત્ર આત્માએ તેને દિવ્યદર્શન કરાવ્યું! અને પ્રિયાની શોધ કરવા પંથે પડયો. કુસુમબાના અંતરમાં પ્રિયતમની વ્હાર વસી ગઇ, અને પોતે બહાદૂર બની.

પ્રિયા અને પ્રિયતમ એવાં સંગાથી છે કે, ધનુષ્યના બળે જેમ તીરનો વેગ વધે છે, તેમ દમ્પતીના અરસપરસ પ્રેમભાવના બળે તેનો મનોવેગ વધે છે, ને તેથી તે બહાદુર બની, પોતાની ઉપરની આ પત્તિનો પોતેજ નાશ કરી શકે છે.

પવિત્ર આત્માની એ અજબ થવા જેવી નહિ, પણ કુદરતીજ ખુબી છે કે, પ્રિયા, પ્રિયતમથી સેંકડો ગાઉ દુર છતાં, કેટલીક વખત અમુક સુખ દુઃખની બાબતો તેમના અંત્તર ભેદી અભેદી આત્મામાં સ્ફુરણ થઇ જાય છે, તે સત્ય પડે છે. આ પ્રસંગ, મહાત્મા કે પવિત્ર પ્રેમીયોએ પ્રત્યક્ષ અનુભવેલી હોય છે.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### શીકારીના હાથમાંથી છટકેલા શીકાર.

જેવા સાથે તેવા થઇને-

નીચને નીચો નમાવો-બિલાડી રસહેતથી ખાઓ.

'બાળ-બાગ'.

ઘી ખાનાં શક્કરસે, દુનિયાં ચલાનાં મક્કરસે,' આ હીંદી કહેવતનો ઉપયોગ કરવાની દિલગીરી ભરેલી ફરજ, મનુષ્યપર આવી પડે છે, ત્યારે તેઓ અંતરથી બહુ સંકોચાય છે, તોપણ નીતિ અને ધર્મનો લોપ થતો અટકાવવામાં આ ઉપાયં યોજવાને તેઓ અચકાતા નથી.

એક પ્રાણના રક્ષણ માટે, કે એક ધર્મની જાળવણી માટે, આડકતરે પ્રસંગે મનુષ્યને તેવી યુકિત વાપરવી પડે તો આશ્ચર્ય શું? અનીતિ શી? કુસુમબા કદાચ, કામી શાહજાદાના પંજામાંથી છુટવા માટે તેવી પ્રયુકિત કરે તો ખોટું શું? અંધ ગમાર શુદ્ધિ ભૂલી જાય, અને જો તે ઠોકર ખાય, તો તેને માર્ગ બતાવવો, એતો ધર્મનું કાર્ય છે, અને એવા પરોપકારના કામ સાથે પોતાનો „ સ્વાર્થ પણ સુધરતો હોય, તો તેમાં અવિવેક શો? દરેક સંસારીઓ, પોતાના સ્વાર્થમાં મસ્ત છે, ને તે મસ્તાન, કદી સ્વાર્થ માટેજ બીજાને ફસાવે, તે મનુષય વ્યવહાર માટે ખોટુ કહેવાય છે, પણ નીતિ ધર્મ જાળવવા માટે, કોઇ હરામીને પસ્તાવો કરાવવાનો પ્રયત્ન કરે તો તે ખોટું નહિ પણ જગત ધર્મનું રક્ષણ કરેલું કહેવાય છે, પછી તેમા થોડી મતલબ ને તે શુદ્ધ હોય તોયે શુ થયુ ?

કુસુમના તરફડાટમાં રજની ગાળી, નિદ્રાની અર્ધદગ્ધ આયુષ્ય કરી, પ્રભાતમાં ઉઠી; અને શાહજાદાના શયનગૃહ તરફ તિક્ષણ નજરે જોયું તો મલ્લરાજ, પળાયન કરી ગયેલો માલમ પડયો હવે તેને હિમ્મત આવી. શાહજાદાને ફંદમાં ફસાવીને તેની કનેથી છુટવાની તજવીજમાં પડી. શાહજાદાને પણ નિદ્રા આવી નહોંતી. મલ્લરાજની સાથે વિતંડાવાદમાંજ રાત્રી ગુજરી હતી તો પણ તે કુસુમના દર્શનનો અભિલાષી ચકવો, ચંદ્રદર્શન કરવાને તલપતો હતો કુસુમને ઉઠવાની, તેને શામદામ ભેદે સમજાવી પોતાની કરવાની, અને લાગ આવતાંજ મળીને વાત કહાડવાની તક જોતો હતો. મલ્લરાજે તેને પટાવી રાખ્યો હતો. કુસુમને પટાવવાની આશા પતંગપર ચડાવી ઉડાડવાની

અને પવન જે તરફ ફરે તે તરફ પતંગને ઉડાવી, દોરી કબજે કરવાની યુક્તિ બતાવી હતી. મલ્લરાજ, પોતાની મતલબ પાર પાડીને નંદનગર તરફ કુચ કરી ગયો હતો, અને શાહજાદો કુસુમને સમજાવવા માટે તક જોતો હતો કુસુમબા ઉઠી છે, એવો ખંખાર સાંભલ્યો, એટલે હજુરી મારફતે ખબર આપી કે, શાહજાદો મળવા આવે છે કુસુમે શાહજાદાને પ્રત્યુત્તર કહેરાવ્યો કે એકલાજ પધારવું. આ વાકય, શાહજાદાને, હજુરીએ કહેતાંજ તેના મોંપર રતાશ ચડી આવી. રજની વીતી ને પ્રભાતનાં કીર્ણું ઝળકવાં લાગ્યાં પોતે પુર્ણ ઠાઠમાં, કુસુમને મળવા ચાલ્યો. એકલોજ ચાલ્યો તેના અંગમાં અનુકંપ ઉત્પન્ન થયો, તો પણ અંદર ગયો

નવીન મનુષ્ય, અને તેમાં યુવાન મુગ્ધાને, એકાન્તમાં મળવા જતી વખતે પ્રેમી દમ્પતી પણ અનુકંપે તો આ આશા રૂપી પતંગ પ્રેમીની શી દશા! શિયાળાની ઠંડી પ્રવેશ થઇ ગઇ ધનુર પેદા થયો.

શાહજાદાનો કૃત્રિમ રતાશવાળો ચહેરો જોઇને કુસુમબી કઇક ક્રોધમાં અને કઇક તિરસ્કાર સાથે વિવેકગતમાં ઊઠી થઇ શાહજાદો નમ્યો કુસુમે બેદરકારીથી પોતાનું આસન લીધું. શાહજાદો બેસ તાંજ બોલ્યો.

"બાનુ! શરમાના નહિ! તુમ્હી સુઝકો પરાયા નહિ સમજો! રાયે આપકા તાબેદાર હું, જાનેનિસાર હું!"

"તમારી લાયકી છે, શાહજાદા! પણ હું દિલગીર છું કે તમારામાં દિચ્કારાપણુ હોવાથી, તમે મારા અંતરમાં તમારી અદ

દૂરીની છાપ મારી શકતા નથી. શુરી રજપૂત બાળાને તો શૂરવીરજ આશક જોઇએ !"

"મયે હિચકારા હું ! કયસે !"

"મને છુપી રીતે જોઇ, કપટથી પકડી, અને બળાત્કારે પ્યાર મેળવવાની નાદાની કરી એ બાયલાપણું નહિ તો શું ?" કુસુમે હિમ્મતથી કહ્યુ કુસુમના તીવ્ર, પણ કામાંધીને કોમળ લાગતા શબ્દો એ શાહજાદાનો વિરહ, વધારે પ્રદીપ્ત થતો ગયો. તેતો લાડમાંજ બોલવા લાગ્યો !

"તુમ્હેરા ચહેરાને મુઝકો બ્હાવર્રા બનાયા હય ! દિવાનાપણા લગાયા હય ! ચકોરી ! મયે દિવાના હો ગયા હું ! તુમ્હેરા ચંદ્રમુખકા ચુંબનકે વાસ્તે બેગાના હો ગયા હું !"

"એમ દિવાના થવાથી દિવાનું તેજ હરાઇ જતું હોત તો પતંગ બળી શા માટે મરત ? એમ હતું તો રાજબાગમાં કેમ છુપાઇ રહ્યા ?'

"તુઝકો હાથ કરનેકે વાસ્તે !"

"શું પ્રયોક્તિ કરી ! શુ ફળ મેળવ્યું !"

"યહી હાલ સુનાનેકા યહી વખ્ત નહિ !"

"તમારી બહાદૂરી જાણુવાથી, તમારા પ્રત્યે મને વધારે માન ઉભુ થશે."

"તબ સુનલે, જાન ! મલ્લરાજ ઓર ચાવડીકો છાપરેપર ચડાયા; મયે ઉસ્કો રાજકી લગામ દેનેકા બચન દીયા, વયેને તુઝકો મીલાનેકા એકરાર કર દીયા !"

"એકરાર લીખિત હશે !"

"હાં, મયે ઉસ્કો લીખદીયા, ઉન્ને મુઝકો લીખદીયા !"

"મલ્લરાજ ને ચાવડીનો લેખ મને દેખાડશો ?"

"હા-મગર-" શાહજાદો વિચારમાં પડયો. જરા વારે બોલ્યો ! "બહોત ભૂલ હો ગઇ ! યેહ દસ્તખત તો માધવરાજકી પાસ રહે ગયા ! તાજુબકી બાત !"

"માધવરાજ પાસે કયાંથી ?" કુસુમને શંકા થઇ. માધવરાજની ભૂલથી એ શંકા પ્રગટી કેમકે તે પત્ર દેખાડવો વીસરી ગયો હતો।

"બગીચામે વોહભી હોતા. યહાંસે છુટા પડકે તેરી પાસ આય• હોતા નહિ ! મલ્લરાજકી ખબરદારી હુશિયારીકા દોર લગતા નહિં' તુમ કભી હાથ આતી નહિં ! માધવરાજ મેરા દોસ્ત, મગર નિમક હરામ નીકલા !"

"તમે મેશની કોટડીમાં ગયલા છો. તમારી આંખમાં કમળો છે. માધવરાજ તો ઉલટી તમારી સીફારશ કરે છે, ને તમે તેને નિમકહરામ કહો છો ! ત્યારે તો તમેજ કાફર છો !"

"શુ ! મયે ભૂલા ! સુંદરી ! અબ તું કયા ચાહતી હય !"

"વારૂ ! મલ્લરાજને શું ઇનામ આપ્યું ! મારી બાતમી કયાંથી મળી ?"

"મલ્લરાજ ઔર પ્રેમસંગ બારોટને કહી ! મલ્લરાજકો, નંદનગરીકા રાજ દીયા ! નંદરાજ તો કહી ચલ ગયા ! અબ ચાવડી સુવાવડમેં હય ! ઔર મલ્લરાજ, ડંકા બની દેતા હય ! નંદરાજકી

પાસ કોરે કાગજમેં સહી લીયા ! આપકી મરજીકા દસ્તખત કરકે શાહકો ભેજા હય ! ફિરકી મરજીભી મલ્લરાજ તરફ હય, કયું કે મુઝકો તેરી સાથ શાદી કરાનેવાલા યેહી હય !"

"ત્યારે, તમારી સાથે લગ્ન કરવા માટે, મારા પિતાએ, તમારા બાપુપર લખેલો પત્ર અને વસીયતનામું, તે કપટથીજ લખાંયલું, એમકે ! "

"હાં–મગર નહિ–" શાહજાદો અટકી પડયો. તેને ભાન આવ્યું. બીજી વાતોનો રંગ ઉડાવવા જતા, કુસુમને વરવાની બાબતમાં નંદરાજથી કપટ રમવામાં આવેલું ને ખોટું જ ખત લખવામાં આવેલું તેનાથી જાહેર થઇ ગયું, એથી સંકોચાવા લાગ્યો.

"ફિકર નહિ ! માત્ર મને મેળવવા માટે તમારે આ બધો પ્રપંચ કરવો પડયો. મલ્લરાજ તથા ચાવડીને રાજયની લાલચ આપવી પડી. ચાવડીને હાથ ધરતી કરવી પડી. મલ્લરાજને કપટ રમવું પડયું અને નંદરાજને ભાગવું પડયુ. વારૂ ! શાહ, શુ એ કપટી કાગળોથી વાકેફગાર છે !"

"નહિ ! યેહી કાગજ મેરી મારફત શાહકી પાસ ગયે હય !"–

"તેમાં શાદીનો પણ કાગળ છે ?"

"હાં ! મગર તુમ તો કોઇ ચાલાક-વકીલકી તરાંહ ઉલટપુલટ સવાલ કરતી હય !"

"ગુસ્સો નહિ કરશો ! હું થોડુંજ પુછવા ચાહુ છુ ! તમે અહીં આવ્યા છો તેની બાપુને ખબર છે ?

"નહિ, મયેં શિકારમાહે નીકલા હું !"

"ત્યારે મારું શું કરવા ધાર્યું છે?"

"મયેં તુઝકો લે જાઉંગા ! ઔર શાહકા હુકમસેં તેરી સાથ મયેં શાદી કરુંગા ? તુઝકો આરામકી ઔરતમેં ગુલશાનકા બહાર દીખલાઉંગા !"

"કદી શાહે નાફરમાન કર્યું તો ! કદાચ આ કપટ પ્રકટ થયું તો !"

"યહી બાત અબ કરનેકી નહિ ! અબ તો તું મેરી હુઇ, મયે તેરા હુવા ! અબ તુમ્હે ચાહે સો કરના ! મેરી જાન મયેં તુઝકો કુરબાન કરી દીય હય ! ચાહે સો બચાનાં, ચાહે સો ગરદન દબાનાં !"

"નહિ, મારા શાહ ! હું તમને પવિત્ર નજરે જોઉં છું. પણ કહેશો કે મારા પિતા ક્યાં હશે ?"

"યહી મુઝકો માલુમ નહિ. મગર કહીભી હોગા ! તેરે ક્યા સુઝાયકા હય !"

'નંદરાજ વાઘેલા જેવો પવિત્ર રાજા, માત્ર પ્રપચીના કાવતરાંનો ભોગ થાય, અને આ તેની વફાદાર બેટી, સત્તાવાળીના હાથમાં સત્ત ભોગવતી છતાં, તેને રખડવા દે, ત્યારે મો મારો જન્મ વૃથાજ ગણાય કેની ?"

"જો તું ખરા એકીનસેં મેરી સાથ શાદી કરનેકા બચન દે, તો મયેં તું કહે વો કર દઉં !"

"ચાવડીનું નાક કાપી, ગધેડે બેસાડીને ગામ બહાર કાઢી, દેશપાર કરવી અને મલ્લરાજને નગ્રને દરવાજે ફાંસી દઈને લટકાવી મારવો! કબુલ છે! બાયલા હોય તો ના કરે જો!"

"હા–મગર" માથું ફેરવ્યું! સંકોચ પામ્યો! કુસુમે મશ્કરી કરી.

"આમ મલ્લરાજને ગાદી દેવી છે કે! તમારા હાથમાં હમણાં સત્તા શી છે જે તમે તેને ઉમેદના નાવપર ચડાવ્યા છે? શું હાથ માંહિ ગોળ છે કે ખાઈ જશો! સ્વતંત્રતાને તો હજી વાર છે, નામવર!"

"અચ્છા અબ તુ કહે સો કરનેકો તૈયાર હું!" તું કહે સો મયે મર જાનેકો તૈયાર હું! અબ ગયે સચા આશક યા નહિ!"

"વા–ત્યારે મારા સામંતને પહેલાં બતાવો. મારા ચોકીદાર તરીકે તેને બેસાડો. બીજાને અંદર આવવાનો હુકમ નહિ. સામંત, સરદારી ભોગવે, તેવું કરી આપો અને પછી મસ્તપ્યાલા મગાવો. લગાર લહેર ઉડાવીને કુચ કરીએ!" કુસુમે શાહજાદાને વાંદરો બનાવ્યો.

"વાહ મેરી જાન! જબ તો મેરા અરમાન પુરા હો જાયગા! મયેં જાતા હું ઓર સામંત, જો નજરકયદ હય ઉસ્કોં ખુલાતા હું! ઓર આપકી પાસ ભીજવાકે, સરદારીકા હુકમ ફીરવાયકે, મયેં આપકી પાસ આતા હું! અલેકુમ સલામ!" શાહજાદો, નમીને ચાલતો થયો. કુસુમે તેની બેવકૂફી પર દયા ખાધી. નાદાન

વાંદર ચાલતો થયો. કુસુમનું અંતઃકર્ણ, પિતાના દુઃખદ સમાચાર સાંભળીને વિંધાઇ ગયું! તેનાથી હવે રડી જવાયું! "નીચ રંડાના કારસ્તાનથી પિતા વાકેફ થઇને, અને નિર્મળ બુધ્ધિની કન્યાની ભાગ નાસ સાંભળીને તેઓ ન્હાસી ગયા હશે! જ્ઞાન તંતુના દોરવાયલા, દુનિયાં ત્યાગ કરી ગયા હશે!" આ વિચારે તેનું દિલ બહુજ ગભરાઇ ગયું. પણ બહાદુર કન્યાથી હારી જવાનું પરવડયું નહિ! શાહજાદાના હાથમાંથી છટકીને; સઘળાને પહોંચવાનું ઉત્તમ લાગ્યું, અને હજી પોતાના તે વિચારને પકવ કરે, તેટલામાં સામંત આવી પહોંચ્યો! કુસુમ એકદમ તેની તરફ ધસી જઇને સામંતની કોટે વળગી પડી. શ્રાવણ–ભાદ્રપદના મેઘ બિંદુ પાડવા લાગી. કરૂણ સ્વરને ખુલ્લો કરવા માંડી! સામંતે, શાન્તી આપી. તે તો માત્ર, પકડાયાનીજ વિપત્તીના આંસુ સમજતો હતો પણ કુસુમે પિતાની ગુમ થવાની ખબર આપી ત્યારેજ તે સામંત રડયો. પણ કઠણ પ્રસંગ ભણી, ધીરજથી કામ કરવાની શીખામણ આપી. અંતે બને જણે મળીને ત્યાંથી છટકી જવાની તજવીજ કરી સામંત, સ્વારીની સરવારી હુકમ લેવા માટે બહાર ગયો, ને કુસુમ શાહજાદાની પરોણાગત કરવા તૈયારી કરવા બેઠી. શાહજાદે, સઘળા સિપાઇઓને હુકમ કરી દીધો કે, 'સામંતના હુકમને માન આપવુ.' સામંતે, સર્વેના હથિયાર મુકાવીને પોતાને હસ્તગત કર્યા અને શાહજાદો અંતપુરમાં ગયો. કુસુમે, શાહજાદાને છાનો રાખવાની સામગ્રી તૈયાર કરાવી. દારૂ વગર બીજું ત્યાં હોય શું? શાહજાદો આવ્યો અને પાદશાહી ઠઠ સાથે, કુસુમ દારૂના પ્યાલા ભરવા લાગી. શાહજાદો પીવા માંડયો, ને કુસુમે

તેનું બંધન કર્યું ! સામંત તરત અંદર આવ્યો અને તક જોઇને નીકળી જવાની તજવીજ કરી. શાહજાદો કેફમાં પડી ગયો. સામંતે, સિપાઇઓને સમજાવવાની તજવીજ પહેલી કરી હતી, પોતાને મળેલી સરદારીની ખુશાલીમાં સર્વેને દારૂ પાઇને મસ્ત–દિવાના કરી દીધા હતા, અને બે વાળી ઘોડાને તૈયાર કરી અંદર આવ્યો હતો, સમય જોઇને કુસુમ તથા સામંત એકદમ સ્વાર થઇને રૂપનગર તરફ કુચ કરી ગયાં હતાં. પાછળથી શિકારી શાહજાદો હાથ ઘસતો રહ્યો હશે, અને કદાચ સ્વદેશ કે કદાચ શોધમાં પડયો હશે. અગર કતો નંદનગર મહારાજની મદદ મેળવવા કે સલ્લાહ લેવા ગયો હશે; ચાલો, ત્યારે હાલતો આપણે નંદનગર તરફ ફરીએ ! ત્યાં વળી નવીન શું છે ?

---

## પ્રકરણ ૩૨ મું.

---

### નંદરાયનો સ્વપ્ન–સંભ્રમ.

મહાત્મા હૃદયમાં જે વિકલ્પ ઉદ્‌ભવે છે, તેનો સત્યાંશ તત્કાળ પ્રકટી નીકળે છે. સ્વપ્નમાં, જેમ સાંપ્રતકાળનું કર્મ પ્રવેશ થાય છે; તેમ પૂર્વ સંસ્કાર પણ પ્રકટે છે, એવું વેદાન્ત શાસ્ત્રકારો કહે છે ! સ્વપ્નની વાત સત્ય માનવી કે નહિ ! તેના ઉત્તરમાં ભેદ રહેલા છે. એ ભેદિત ભેદનો જે પુરૂષ પારંગત હોય છે. તેજ સત્ય ઠરાવી

શકે છે. સ્વપ્ન, એ પણ એક સમાધી છે. પણ તે સમાધીમાં ઇંદ્રિયોનો વિગ્રહ થઇ જાય છે. ઘણા સંકલ્પીઓ એમ કહે છે કે, નિદ્રાકાળમાં સ્થુળ શરીર પડયું રહે છે, અને લિંગ શરીર બહાર નીકળે છે. આ વિચાર, એક વેદાન્તી ગ્રંથકાર અસત્ય કહે છે.

"બહિર દેહ જો નીકળે, દેહ અમંગલ થાય;
પ્રાણ સહિત સુંદર બસે, એથી લિંગ જણાય."

विचारसागर

આ ગ્રંથનો વેદાન્તીય કર્ત્તા લખે છે કે "જ્ઞાનેદ્રિયવડે, સર્વ સંકલ્પો ઉદ્દભવે છે. અને જેમ જળમાં ઉઠેલો પરપોટો જલમાં સમાઇ જાય છે, તેમ કલ્પીત પદાર્થો, તેજ ભ્રમમાં નાશ થાય છે." હવે દેહમાંથી પ્રાણ દુર થતો નથી, અને લિંગ શરીર પણ બહાર જતું નથી માત્ર મગજતંતુઓનું એ પરિણામ છે, ત્યારે સ્વપ્ન સત્ય કે અસત્ય જાણવું! એ વિવાદ અપુર્ણ લાગે છે. વિદ્વાનો, શાસ્ત્રકારો, જે શાસ્ત્રો કથે છે કે, કલ્પીતં મનુષ્યો, માયાબળે, વિવિધ વાસનાના અભેદ્ય હોય છે, તેઓના નબળા મગજમાં તરેહવાર કલ્પનાઓ ઉદ્દભવે છે. એ સર્વ, તેમના ચિન્તવનમાં હોય છે, ને તેપર સ્વાર્થી વિચારનો યંત્ર લગાડવામાં આવે છે, એટલે કૃત્રિમ બને છે; એથી તે જનોને સ્વપ્ન-સંકલ્પ, માત્ર ભ્રમણા રૂપ છે, પણ જો તેઓની એ સંકલ્પમાં, કંઇક સત્યવાસના હોય, ભલે પછી તે સ્વાર્થી હોય-તો પણ જેનું અંતઃકરણ શુદ્ધ નીતિવાળું ને પ્રભુ

થયો. નંદરાય જાગૃત થયો—અને જોયું તો કોઇ નથી. આત્મબોધમાં, નંદરાયે એક ગુહ્ય–પદ સાંભળ્યુ ! વીણાનાં તાર, હૃદય તંતુના તાર સાથે મળેલા હતા. વગાડનાર કોઇ મહાત્મા શાસ્ત્રી હતો. નંદરાયને આ સંગીતે, સજાગૃત કર્યો, શુદ્ધિમાં લાવ્યો.

## જીલ્લા–ગજલ.

રસિક હૃદય કમળ રસજ્ઞ જન્ને નહિ પિછાણ્યું;
જગતમાં જન્મ લઇ, કંઇ તેણે જન્મી ન' જાણ્યું
ઉપવનમાં જઇને કલ્પતરૂ જો નિહાળ્યુ;
કરી નહિ કામના પુરી અકર્માં કર્મે કાણું.
ગયો ગંગા કિનારે, પણ નહિ અંગે નવાણું;
ધર્યું બગ ધ્યાન, બની ભક્ત ગાયુ ભક્તિ ગાણું.
બગીચામાં ખીલેલાં પુષ્પ પરાગે ભરેલાં;
સુગંધી શ્વાસે ભરી નહિ, કરમાયેલુ લાણું.
પ્રીતિનાં પુષ્પની મીઠી અબમાં મન ન માન્યુ;
પ્રેમીનાં પ્રેમનુ શું મુલ્ય કહોને અકાણુ.
નાજુક નખે સીતાર, તારમાં રમાડયું ગાણું;
ગુણી થઇ નહિ પિછાણ્યુ, વાદ્ય–ખરે ગમાર જાણું.
જુવો જ્યાં જ્યાં જણાયે, ત્યાં સદા ઘર એક ભાણું
તથાપિ જાત પિછાણી ન તેણે શુ પિછાણ્યુ !—
પડયો પ્રીત કુંડમા, ભુલ્યો ભ્રમર કમળ લેવાને,
નહિ રસભેદ જાણ્યો તો શું પિછાણ્યું પ્રમાણ્યું !
અજબ જગત પટોળીયે પડેલી ભાત ભલી !

પિછાણી બાંધણી કે ભાત, નહિ શું પિછાણ્યું !
અનુભવના ઉદયમાં રત્ન ચળકતું નિહાળું;
ઝવેરી આંખે અંજાણું તો પછી શું પ્રમાણું !
પ્રભુનું સત્વ અને તત્વ, પુરાણે પ્રમાણ્યુ:
ભાણીને ભોગવ્યું, તથાપિ ગણીને ન જાણ્યું.
કહો સંસાર મહિં સાર સમું શું પિછાણ્યું !
નહિ વેદાન્ત તણું જ્ઞાન જાણ્યું ! શું વખાણ્યું !
કહે અસાર જગત, તેને પુછો શું પિછાણ્યું !
કહે છે સાર સકળ, તેને કહો કે શું જાણ્યુ !

આ સંગીત સારનાં બાણુનો કારી ઘા, સત્વ મગજના તંતુમાં ભેદિત થયો, અને નંદરાજ ઉઠયો. કુસુમની વાત ન જાણી, ચાવડીની ચમત્કારિક વાણી પ્રત્યે ન જોયું. ને મલ્લરાજનાં જીવન સમાચાર પણ ,ન પુછયા. એક અંધ બેલ, જેમ ઘાણીના ફેરા ફરતાં, મુળ સ્થાને ઉભે, તેમ નંદરાય, ગીરિનંદના માર્ગપ્રવેશ તરફ ચાલ્યો. આત્મદ્દષ્ટિથી તે ખેંચાતો ચાલ્યો, અજાણુ છતાં, તેનાં સાત્વિક અંતઃકર્ણે માર્ગ બતાવ્યો, તે કાશીપુરી તરફ જવા ચાહતો હતો, પણ મણીકર્ણીકાના ઘાટપરથી, નંદગીરિના નર્મદ તટપર આવી રહ્યો હતો. એકલિંગી મહાદેવના શિવાલયમાં તેમનો એકાન્તવાસ હતો. ને નંદરાય પણ ત્યાં ઘસડાઇ ગયો હતો. નંદરાય, પોતાના હિત માટે ઘસડાયો હતો. પણ ચાવડીનું અહિત તો પોતાના હિત-સંકલ્પમાંજ હતું. એ રંડા તો બેઘડી રંડાઇ હતી. નંદરાયે ત્યાગ કર્યા પછી, મલ્લરાજ પણ હવે તેની ઉમેદપર સ્વાર થયો હતો.

નંદરાયના ન્હાસી જવાથી મલ્હરાજ, શાહજાદાના તંબુમાંથી નંદનગર આવ્યો હતો. ને ત્યાં તેણે સ્વતંત્ર સત્તા સ્થાપવાને યુવરાજ પદ લેવાની ધારણામાં, વર્ષાના સરિતા જળના તરંગ સમાન ઉછળતો હતો. ચાવડીને કુદરતે પરવશ કરી હતી. 'ઇશ્વરો ગહનો ગતિઃ

---

## પ્રકરણ ૩૩ મું.

---

### નર્મદા કિનારે ભૂલો પડેલો નંદરાય.

ભૃગુકચ્છ (ભરૂચ) નગરી, નર્મદા કિનારા પર વિરાજમાન થયેલી દેખાય છે. પ્રાચીન હિંદુ ગ્રંથોમાં, નર્મદાની અને ભૃગુપુરી, મુક્તિનું સ્થાન ગણાયલું છે. ઋષિ, મુનિયો અને સાધુ-સન્યાસી ને તપસ્વીયો, નર્મદાના નિર્મળજલમાં સ્નાન કરીને દેહ-મુક્ત થયા છે. નર્મદાના જલમાં અદ્દભૂત ચમત્કૃતી જોવામાં આવે છે. શિવબાણુ નામે, શંકરના લિંગ જેવું બાણુ, તે જલમાંથી મળી આવે છે. આ બાણુ, આરસના લંબગોળ આકારનું શિવ-લિંગ સમાન નજરે પડે છે. તેમાં શિવ-મુદ્રા અને ત્રિપુંડ આકૃતી નીકળેલી જોવામાં આવે છે. આ બાણુ, કોઇ તપસ્વી કે મહાત્માઓ કનેજ મળી આવે છે. અને તે મંત્ર પ્રયોગ વડે, પવિત્ર કરવામાં આવે છે. આ બાણુ, ખરે શિવ-લિંગનું ભાન કરાવે છે. વળી નર્મદાનુ મહાત્મ, 'રેવાખંડ' પુરાણુ ગ્રંથમાં પ્રસિદ્ધી પામ્યું છે. નર્મદા, રેવાને નામે પણ પ્રખ્યાત છે. સપ્તપૂટ પર્વતની ગુફાઓમાં વસતા યોગેશ્વરો, નર્મદ મુખડાનાં

પવિત્ર સ્થાનનો લાભ લહે છે, અને પોતાના દેહને ત્યાંજ સંસ્કાર થવા માટે જીવનકાળ વ્યતિત કરે છે. આ સ્થળ એકાન્તવાસીઓને અનુકુળ છે, અને તેથી મહાત્માજનો ત્યાં વાસો કરી રહે છે. ગીરનંદ નામના તપસ્વીયે, સપ્તપૂટ અર્વતની પાસે, એક લિંગી મહાદેવની સ્થળમાં, નર્મદા કિનારે નિવાસ કરેલો છે, અને તે નિવાસમાં જવાને અર્ધદગ્ધ થયેલો નંદરાય નીકળી પડયો છે.

રાજ્યવંશી, કુળમાં જન્મ લઇને રાજવંશીજ સુખ મેળવી શકાય, એ લોક વાયકા મિથ્યા છે. પ્રારબ્ધની ગતી ન્યારી છે. કર્મ કરીને ઉચ્ચ જન્મ ધારણ, થઇ શકે, પણ ભોક્તા થવું સંસ્કાર પર આધાર રાખે છે.

નંદરાય રાજવંશી અવતાર છે, ગીતામા કહે છે કે, રાજવંશી તે રાજયોગી ગણાય; કેમકે જેમાં રાજતેજ હોય છે. તેમ રાજયોગ પણ હોય છે." પણ તેવા ગુણને જાળવી રાખનારા થોડાજ રાજર્ષિઓ હોય છે. કોઇક સંસ્કારે, રાજપદ પામે, કોઇક યોગને લીધે, રાજકુળમાં અવતરે, પણ તે નિમિત્ત માત્રજ. કાળે કરીને તેનો તુરત નાશ થાય છે. વૈભવથી વિહિન થઇ જાય છે. કદાચ રાજવૈભવ કાયમ રહ્યો, તો બીજાં અનેક કષ્ટોથી પીડિત થઇ, આત્મકષ્ટે માયાકષ્ટે તે નષ્ટ થઇ જાય છે. મનુષ્યો આપતિમાં ફસ્યા પછી વૈરાગ્ય જ્ઞાન થાય છે. અને તે કાળે પોતાની નબળી સ્થિતીમાં ઉચ્ચારેલાં વચનો, ને પ્રભુપ્રત્યે કરેલું ભક્તિ બંધન, વિસ્મૃત થયા પછી પુનઃ સ્મરણ થવાનું ભાન થાય છે. પોતાની સ્થતીનો દરેક મનુષ્યને અભાવ થાય છે. અને હમેશાં પરસુખમાંજ

તૃપ્ત જણાય છે. અજ્ઞાનીઓનું આ અકળ લક્ષણ છે. પણ જ્ઞાની તો સર્વમાં સુખ, તેમ મોક્ષ વિના સર્વમાં દુઃખ માને છે. માયાના સુખમાં મુઝાયલો જીવડો કષ્ટકાળેજ દુઃખ સમજે છે. જ્ઞાની છતાં માયાના પ્રબળમાં લપટાયલો હોય તો તેને પણ પ્રભુમહિમાનું સ્મરણ થતું નથી. નંદરાયને હવે ભાન આવે છે કે પોતાનું રાજવંશી સુખ કેવળ મિથ્યા છે. રાજ્યના પ્રપંચ ભેદ અને કાપટ્ય, એ માત્ર મૃગજળનાં બિંદુ છે અર્જુનને આ વૈરાગ્યે ઘેલો કર્યો, ત્યારે કૃષ્ણ પરમાત્માયે, ગીતા જ્ઞાન કરાવ્યું, અને નંદરાયને પણ કદાચ ગીરિનંદ, જ્ઞાનમાં ગાળશે. શબ્દ જ્ઞાનથી શાન્તિ આવવા પહેલાં, એ મહાત્માએ નંદરાયને, નર્મદાના કિનારાપરજ ભુલો પાડયો; અને તેને ત્યાંજ માયા બતાવી દીધી.

નંદરાય ભ્રમમાં અને ભ્રમમાં રાજમહેલમાંથી નીકળ્યો તો ખરો, કોઇએ તેને અટકાવ્યો નહિ એ પણ ખરું, પણ સાબરમતી ઉલંઘીને લગભગ નર્મદાના સીમાડાપર પહોંચ્યો, અને સતપૂડાની તળેટીનો માર્ગ પગે ચાલીને પસાર કર્યો, ત્યાં કેવળ કૃષ થઇ ગયો. જુવાન વયમાં અંગ બળથી પુષ્ટ અવયવનો રાજવંશી થયો હતો. એટલે લગભગ આ વયમા પણ તે નબળો ન હતો. માત્ર અન દુખે તે નિર્બળ થઇ ગયો હતો. પ્રપંચવિકારે તે વૃદ્ધ થઇ ગયો હતો. અલબત તે વિપત્તીમાં ઘેરાયલો હતો, છતાં નિડર અને બહાદુર હતો. મદતિમિરમાં કે, કાળરાત્રીમાં તે ભય પામતો નહિ. તેના જીવનમાં અનેક રાત્રીનો પ્રવાસ થયો હતો. અનેક વહેમી દેખાવો તેની નજરે પડયા હતા, પણ તે માયાવી હોવાથી તેનું દુર્લક્ષ પામ્યું ન

હતું. નબળાઇમાં રોગ વધારે દાબે છે, તેમ આ વેળાએ નંદરાયના મનપર દબાણુ થયું. તેની નજરે જે દેખાવ પડયો, તેમાં તેણે સત્યતા જોઇ. અલબત આ દેખાવ ચમત્કારિક હતો. ખરો હતો, એટલે તેનું સાત્વક મન કબુલ કરે, તેમાં આશ્ચર્ય નહોતુ. કેટલીક રાત્રીના પ્રવાસ પછી નર્મદા કીનારાપર આવતાં સંધ્યા સમય થઇ ગયો. અને થાકથી ગાત્ર પણ ગળી ગયાં. એટલે એક સાધુના આશ્રમમાં તેણે નિવાસ કર્યો. સમાધીસ્થ સાધુ, નંદરાયનું અતિથ્ય તો કરી શકયો નહિ, પણ સમાધી મુક્ત થયા પછી તેનુ અપમાન પણ કરી શકયો નહિ. માત્ર ,પાંચ પળના સમાગમ પછી સાધુ તો નર્મદાના વહેતા જળમાં બેસીને યોગ-સાધ્ય કરવા ગયો અને તેની ધુણી પાસે નદરાય, નિશ્ચિંત આરામ લેતો બેઠો. નંદરાય માર્ગ ભૂલ્યો, એ સ્મરણ સાધુએ કરાવ્યું હતું, ને તેથી નંદરાય વિમાસણમાં પડયો હતો, તો પણ યોગીએ, એકલિંગ મહાદેવનો માર્ગ સરળ રીતે દ્રષ્ટે પાડયો હતો, ને પ્રભાત થતાં નંદરાયને તે તરફ પ્રવાસ કરવાની ઇચ્છા હતી. યોગી તો ચાલ્યો ગયો, અને નદરાયને એટલુંજ રહેવું પડયું. એમ છતાં તે નિર્ભય પડી રહ્યો વગડામાં રહેવાનું કષ્ટ સહેવાનું અને તરેહવાર બનાવો જોવાનું તો તેણે બચપણથી અનુભવેલું હતું; કેમકે વાઘેલા વંશની પડતી વેળાએ તેને વિકટ વનવાસ સહેવવો પડયો હતો. દુશ્મનો સાથે ટક્કર ઝીલવાને તેને બહુ વગડો વેઠવે પડયો હતો, એટલે કસેલા અંગને, ને પ્રૌઢ મગજને કઠણુ લાગતું ન હતું. મધ્યરાત્રી વીત્તિ જવા આવી. નદરાયને નિદ્રાએ તજી દીધો હતો. એટલે માત્ર ગીરિનંદનુંજ સમરણુ કરતો બેઠો હતો એવામાં

એકાએક અવાજ થયો, અને દીપક જ્યોત પ્રગટી. આ દેખાવમ તેણે અદ્દભૂત બનાવ જોયો. મનની ભ્રમણામાં ભૂલા પડેલા નંદરાયને રાજ પ્રપચની ઇંદ્ર જાળનું દર્શન થયું. 'નઠારૂં થાય તે સારા માટે' તેમ ભૂલા પડેલા રાજાને લાભ થયો. મનને ભ્રમ નીકળી ગયો. ભ્રમમાં ભ્રમ મળી ગયો. માત્ર હવે તો ગીરિનંદના નિર્ણયનુંજ કામ બાકી રહ્યું નંદરાયે, બહુ વિચિત્ર રીતે લક્ષ દઇને જોયુ.

"મલ્લરાજનો, માલણુ પ્રત્યે વિનોદ, શાહજાદાનો ચાવડી પ્રત્યે વિતંડાવાદ, માધવરાજને પ્રતિબોધ, માધવરાજ અને કુસુમની પ્રથમ મુલાકાત, પ્રેમસંગ અને મલ્લરાજનો ભેટો, મલ્લરાજ ને ચાવડીનો સંકેત, નંદરાય (પોતાનો બીજો દેહ) અને ચાવડીનો માયા સ્નેહ, મલ્લરાજ સાથે નંદરાયનું ગમન, માધવરાજ અને કુસુમનો કામ-સંયોગ, દૃષ્ટિ-રાગનો ભ્રમ અને મલ્લરાજ તથા ચાવડીએ લીધેલી ખોટી સહી, એ સહીનો બનાવટી પત્ર અને કુસુમે કરેલો ભ્રમ, શાહજાદાના તંબુમાં થયેલો વિતંડાવાદ." આ સર્વ દેખાવ નાટકના પડદામાંથી પ્રેક્ષક જોઇ શકે તેમ નંદરાયે નિરખ્યો.

પોતાની નિર્દોષ કન્યાપર નીચ તોહમત મુકવા માટે, અને મલ્લરાજ તથા ચાવડીના પ્રપંચ માટે તેનો પીત્તો ઉશ્કેરાઇ આવ્યો અને ભુલો પડેલો નંદરાય, દુષ્ટોને હણવા માટે દોડી ગયો, પણ તુરત સર્વે પ્રકાસ નાશ થઇ ગયો. અંધારામાં અંધારૂં મળી ગયું. નંદરાય મુછિત થયો; અને તેનો દેહ, ગીરિનંદના આશ્રમમાં કહો કે ગીરિનંદની કૃપા તરૂની કલ્પ છાયામાં આરામ લેતો પડયો. ભૂલો પડેલો નંદરાય છેવટ પણ ભૂલમાંજ રહ્યો. અને મુર્છના વળતાં સાવધ થયો તો ગીરિનંદ મહાત્માનું દર્શન થયું. ત્યારેજ તે શાન્તિ પામ્યો——

મહાત્માના સત્સંગનો આ પ્રતાપ, પ્રતાપી નીવડયો. ખરી છે કે—

કમળ પત્રપર વર્ષા બિંદુ, વ્યર્થ જશે સરી ભૂતળમાંય;
તે જળબિંદુ સમુદ્ર જાતાં, મોતી સરખું એ બંધાય.
મૂર્ખ હૃદયમાં જ્ઞાન થવેથી, અનેક વહેમ વિશે વિટળાય;
જ્ઞાનીનો સત્સંગ સમાગમ, મૃગજળ નહિ પણ મોતી થાય.

## પ્રકરણ ૩૪ મું.

### નંદરાયિનો અશ્રુપાત!!

"સંસારમાં શું આ સુખ છે! ...નામાં શું આવો ધાતકી "પ્રપંચ છે! માયામાં શું આવો ચમત્કાર છે! પાણીના પરપોટા જેવા "જીવનમાં શું આવો માયાની ગઢ બંધાયલો છે! અનુભવપરથી "જણાય છે, જનમંડળ કેટલું અભણ અને ગફલતમાં ગમાર છે! "ગર્વમાં ગુથાયલું ને મદમાં મુઝાયલું મન, કેવા કેવા કલ્પિત તરંગો "પર ઉડતુ હોય છે! અરેરે, મે વૃથા જીવન ગાળ્યું! પારો હાથમાં "લીધો, ને તુરત ઉડી ગયો! અહા! જીવડા! તે સર્વે ગુમાવ્યું! "કવિયોનાં કાવ્યમાહિની સત્યતા હવે પ્રમાણભૂત ગણાવી જોઇયે!—

ભૈરવી.

"જીવિત વ્યર્થ ગુમાવ્યું, જીવડા? જીવિત વ્યર્થ ગુમાવ્યું;" ટેક.
મોહ—લોભ માયાના તેજે, દેહ—નયન અંજાવ્યું;
મદ—મતલબમાં અંધ બનીને, ભાગ્યું નાવ ચલાવ્યું. જીવડા!

આશ તરંગે ઉઠી રહીને, જંજાળે ઝપલાવ્યું;
મૃગજલને મોતી માનીને, પાછળ મન પસ્તાયું. જીવડા!
ધન-જોબનમાં મસ્ત બન્યો, વિજ્ઞાન જરા ન વિચાર્યું;
તરૂણીને ત્રિભુવન માનીને, વિષયે મન લપટાવ્યું. જીવડા!

સાખી.

જ્ઞાન ચક્ષુહીણુ મૂરખ, આંધળો થઇને ફરે,
કાળની દરકાર છોડી, લાલ મતવાલો ઠરે;
મૂઢ ઠોકર ખાઇને, આખરે પસ્તાવો કરે,
આહા! ગુમાવ્યું રત્ન—જોયું નહિ જગત એકે પળે.
અદ્‌ભૂત આકૃતી આ નજરે છે, પણ નહિ ચિત્ત ભરાયું. જીવડા!

"હું કોણ! મારૂં બળ શું! મારી શક્તિ શી! પામર પ્રાણી, એક "મગતરાંનો ભોગ! મનુષ્ય જાત. તું માત્ર માયાના કેદખાનાનોજ "અધિકારી છું! તું માત્ર ભૂલ ભૂલામણીમાંજ ભટકે છે! તું માત્ર "આંધળો થઇનેજ ફરે છે! તારૂં હિત માત્ર પાપી પેટના પોષણમાંજ "સમજે છે! અરે જીવડા, તું કેટલો ગમાર છે! આ ભૂલ ખવરા "વનારી માયા, તે જોવાને તારી પાસે સાધન તૈયાર છે! તારા હૃદયમાં "તારો આત્મા, તને તેનો અનુભવ આપવા હાજર છે. માયાનું ભાન, "ને સત્ય તેજનુ જ્ઞાન દેખાડનાર, કુદરતે તારો સંગી બનાવ્યો છે, "છતાં જોઇ શકતો નથી! સ્ત્રી, કેવળ માયા રૂપ છે. હા! સંસાર "માત્ર સ્વાર્થી છે. મનુષ્ય માત્ર, મતલબ અંધા છે. જીવ-લાગણીનો "સંસર્ગ કેવળ માયા-ભ્રમ રૂપ છે, જીવન પ્રૌઢ છે. પણ માનવોએ "ક્ષણિક કરી મુકયું છે. સંસારીઓ, ઢોંગી-જોગીઓને પુજે છે!

"તેમના સ્વાથી જ્ઞાનપર અંજાઇને અજ્ઞાન બને છે. કેટલાક પોતાને
"મુમુક્ષ માને છે. ધન વડે, પરમ પદને પહોંચવા ધારે છે. સત્તા વડે,
"બલ વડે, અને અવિદ્યા વડે પોતાને ભક્તરાગી માની બેસે છે.
"કીર્તિના બળે, ને રાજ્યપદના અધિકારી વડે, તે શ્રેષ્ઠ ગણના કરાવે
"છે, પણ રે! રંક ભૂપાલ! તુ એક ભિખારી કરતાં વધારે પાપી
"છે; રાજ્યવશી જીવડા, આત્ર તારૂં સુખ તો માયાનો વિકાર છે!
"તારો ધર્મ તારી, ફરજ અને તારૂ કર્મ તારી સત્તા જેટલું મહદ્
"છે; તેમાંનુ તારાથી કશું થતું નથી, ત્યારે કગાળના કરતાં તું
"વધારે પાપી, ઇશ્વરનો અપરાધી, અને દુષ્ટ છુ અરે! હવેજ મને
"ભાન આવ્યું! રાજસુખની વાચ્છનામાં હુ લપટાયો!. પ્રવીણ કન્યા
"ધર્મનિષ્ટ બાળાપર મેં દુષ્ટ સંકલ્પનો ઘા કર્યો! શું ચારો ભ્રમ
"ખરો હશે! અરેરે, ગીરિનંદ! મને બળતા પાહાડમાંથી બચાવો!
"મને ડૂબતા સાગરમાંથી તારો! મને મહાસાગરના
બંધનમાંથી મુક્ત કરો, મુક્ત કરો." જીવનકાળ
વૃથા જવાના ભયે ગુણવંત રાજા નંદરાયે પોતાના મહાત્મા
ગુરૂનું શ્રવણ કરીને, ઉત્તરકાળ સુધી કંઇ પણ દેહનું ધટીત સાર્થક
ન કરવાથી પસતાવો કરવા લાગ્યો. પોતાના પરમ ભકતનાં અશ્રુપાત
જોઇને ગુરૂ ગિરિનંદે પ્રકાશ દેખાડયો—નંદરાયની દૃષ્ટિ પડતાં
તે ચમકયો. ગિરશૃંગ પરથી ઉતરતા મહાત્માને નિહાળ્યો. ઉગતા
સુર્યને જોયો. બળતા તાપનો ભડકો નજરે પડયો. વિવિધ દેવાલયો
દેખાયાં! કોઇ કોઇ તાપસી પ્રવાસીઓ નજરે પડયા. સંતજનોનાં
ટોળાં ભજન કરતાં ચાલતાં જણાયાં. રાજાને શાન્તિ થઇ. અંતઃકરણમ

આનંદ વાપ્યો. પ્રેમલક્ષણા ભક્તી વડે પ્રભુપદ મેળવવાનો સમય દૃષ્ટીપર પડયો. કુટીલ સંસારની મિથ્યા માયામાંથી છુટક થવાનો સમય સમજાણુમાં આવ્યો પ્રભુ તુલ્ય ગુરૂને ભેટવા દોડયો, પણ માયાનો લોપ થઇ ગયો. જે જે પદાર્થ દૃષ્ટીએ પડયો હતો, તે અલોપ થઇ ગયો. ને ફરીને નંદરાય મુર્છિત થઇ ગયો. માત્ર સુર્યોદયનાં ઉગતાં કીરણોનો ઝાંખો પ્રકાશ આકાશ ને ગિરિશ્રગનાં થોડા ભાગમાં રહ્યો. એવામાં સાક્ષાતકાર ગુરૂ શ્રી મહાત્માએ પોતાન શિષ્યનો હાથ પકડયો. ને અશ્રુપાત બંધ કર્યો.—

## પ્રકરણ ૩૫ મું.

### માયાવી માનવીઓ માયા વડેજ ભવ-સાગર તરી શકે છે!

"સુજ્ઞ રાજા? શાન્ત થા. આ સર્વ માયાનો ચમત્કાર છે તું વૃથા શોચ ન કર રાજ વૈભવમાંથી એકદમ છુટો થઇ જંગલના વિચિત્ર અરણ્યમાં વિવિધ ચમત્કારો જોવાથી ત્હારા કોમળ મનની લાગણી અદ્‌ભુત થઇ ગઇ છે, પણ તે સર્વ ઝાકળના ઝાંઝવા જેવું છે. મનશકિતની નબળાઇને લીધે, મગજનાં તંતુઓ જવાજલ્યમાન થઇ જાય છે; ને તેથી તને ભયંકર દેખાવો લાગે છે, પણ તે માત્ર નબળાઇનુ કારણ છે. રાજા? લગાર આંખ ઉઘાડીને નજર કર, અને સાવધ થઇને શાન્તિથી સર્વે નિહાલ, એટલે ત્હારો સંશય દુર થશે."

ગુરૂશ્રીનાં વચન સાંભળીને તેને શાન્તિ ને શુદ્ધ આવી. રોગથી અકળાયલો દરદી જેમ વૈદની માનવંત સલાહને આધીન થાય;

અપરાધીનો ગભરાટ, જેમ વકીલની શાન્તિભરી સલાહને શાન્ત થાય, તેમ અચળ સુખ મેળવવાની આશામાં લપટાયલા રાજાને પણ ગુરૂજીનાં વચનથી શાન્તિ થઇ, ને ઉઠીને ઉભો થયો.

નંદરાયે મહાતમાનાં દર્શન કર્યાં. બે હાથ જોડીને નમ્યો, ને આષ્ટાંગ દંડવત્ કરીને બોલ્યો.

"મહાત્મા? મ્હારો ઉદ્ધાર કરો. પાપી પ્રાણી માયામાં મુઝાઇ ગયો છે, તેને મોકળો કરો. રાજયોગનો ત્યાગ કર્યો છે, મન-યોગની સમાધી ચડાવવી છે. માટે અલક્ષ્યા લક્ષનો ભેદ સમજાવો. માનસિક શિષ્યપદ આપીને મને વેગળો કર્યો હતો, તો હવે લાક્ષણિક ભેદ બતાવીને મ્હારૂં તારણ કરો, પ્રભુજી!"

"રાજન? તુ શાન્ત થા ત્હારી વૃત્તિ ઉછળી ગઇ છે. ત્હારા કર્મ સંજોગે, તું એક શેતાનના ભરાવ્યાથી ભમી ગયો છું. પણ જો-જો પેલા પર્વતની પછવાડે નજર કર"

ગુરૂના છેલ્લા શબ્દ મુખમાંથી પડતાં પર્વત ફાટયો, અને તેની પાછળ ગુજરાતના સુબાની કચેરી નજરે પડી. શાહ મુજફ્ફરખાન દીલાવર દીલ રાખીને, સિકંદરની સાહ્યબી માનીને ન્યાયાસન પર બેઠો છે. એક તરફ સામંત ઘુંટણીએ પડીને બે હાથ જોડી ડોકું નીચે નમાવી અરજ કરતો જણાય છે. બીજી તરફ કુસુમ અને માધવરાજ નમ્રતાથી માગણી કરતાં જણાય છે. કુસુમના શબ્દો નંદરાયના કાનમાં આ રીતે પડયા હોય, એમ નંદરાય માનવા લાગ્યો.

"દુષ્ટ મલ્લરાજ અને રાજ લોભી ચાવડી રાણીનો સંકેતનો પિતાજી ભોગ થયા છે માટે નંદનગરીની રાજધાની વાઘેલા રાજની

સત્તામાં રહેવા, પેલા બે ગુન્હેગારોને કબજે કરો અને મ્હારા વ્હાલા પિતાજી જે મ્હારેજ દુઃખે દેશવટો ભોગવે છે, તેની શોધ કરાવીને મ્હારો ભેટો કરાવો. સામંત તથા માધવરાજને લશ્કરની મદદ આપો, કે નંદનગરીમાંથી રાણીને તથા મલ્લરાજને હાથકડી કરીને આપને શરણ લાવે। અને મને આપને શરણ રાખો. પિતાનાં દર્શન થાય નહિ, ત્યાં સુધી વરવુ નથી-પરણવું નથી-" કુસુમનાં આ વચનો તીર માફક નંદરાયને લાગ્યાં અને અકળાઇ પડી બોલ્યો. "ત્યારે શું કુંવરી નિર્દોષ છે?"

ગુરૂએ કહ્યુ "રાજા ? ફરીને લક્ષ દઇને સાંભળઃ—નંદરાયે એક ધ્યાન ધર્યું, ને માધવના શબ્દો સાંભળવા લાગ્યો.

"જહાંપનાહ, આપે અમને ગુજરાત પ્રાંત જોવા જવાની રજા આપી. હું તથા શાહજાદો ગયા; પણ ખરેખરૂ તો એ હતુ, કે શાહજાદાને કુસુમ કુંવરી જોવાની ઇચ્છા હતી. શાહજાદે ત્યાં જઇને પ્રપંચ કર્યો. મલ્લરાજને રાણીદ્વારા કુસુમને મેળવવાનો યત્ન કર્યો તેના પુરાવામાં આ લેખ શાહજાદાને લખી આપ્યો ને શાહજાદે, મલ્લરાજ તથા રાણીને રાજ આપવાનું વચન દીધુ. નંદરાયને ગુમ કરવાની પ્રતિજ્ઞા લીધી." શાહના હાથમાં માધવે પત્ર મુકયો-શાહ ગુસ્સે થયો-અને મલ્લરાજ તથા રાણીને કેદ કરવાનો, તથા શાહજાદાને પકડીને પોતાની કને હાજર કરવાનો હુકમ આપ્યો—નંદરાય આ સ્વપ્ન-સભ્રમ જોઇને આશ્ચર્ય પામ્યો.

"હા; મ્હારી કુંવરી તો નિર્દોષ છે."

"તો હવે મને ભેટ-તેનું દુભાયલું મન શાન્ત કર, અને પુત્રીને કન્યાદાન દેવાનુ ત્હારે માથે જે રૂણ છે તે ઉતાર—,

"ગુરૂજી ? હવે મને સંસાર અકારો થઇ પડયો છે.

"હજી પણ ત્હારે સંસારી કામ કરવું પડશે; ઝેરના કીડા ઝેરમાંજ મુક્તી પામે છે—માયાવી માનવીઓ માયામાંજ મુક્તી પામે છે"

"મ્હારી દુષ્ટ રાણીનું હવે મ્હારે મોં નથી જોવું !"

"રાણી નબળા મનની છે. તો પણ દુષ્ટ મલ્લરાજની પવિત્ર શ્રી ગંગાના સત્સંગથી તેની કુબુદ્ધી ટળી ગઇ છે—જો—" ગુરૂ પ્રતાપે દેખાવ ફરી ગયો, ને મલ્લરાજ સામે કટાર લઇને ચાવડી રાણી ક્રોધ કરી, રાક્ષસને હણુવા દેવી ઉભી હોય, તેમ ઉભેલી લાગી. રાણી બોલી—"દુષ્ટ ચંડાળે, ગજ સોળાની લાલચ દઇ, મને પતિભ્રષ્ટ કરવાનો યત્ન કર્યો છે; પણ ત્હારાં કાળાં કરતુક હવે. મ્હારી નજરે પડયાં છે. આવ, ચંડાળ ? મ્હારી સામે ઉભો રહે આ તરવાર હવે ત્હારૂં લોહી પીવા સમર્થ છે. હાય ! હું અભાગણી, ત્હારા જેવા નિમકહરામ કૂતરાથી ઠગાણી ! અરે ઓ કપટી શિયાળ ! ત્હારા ભંભોવવાથી હું ભમી ગઇ, ને મેં મ્હારી આશાવંત કુંવરી તથા ભાગ્યવંત ભરથારને ગુમાવી બેઠી !" આમ વિલાપ કરતી પસ્તાવો કરતી રાણીને જોઇને નંદરાય વિસ્મય પામ્યો.

"આહા ! સંસારનું મંડળ તો ફરી ગયું છે."

"હા—હવે તું એકવાર સગાં—વ્હાલાંને મળી આવ—

"ને પછી મ્હારી શી ગતિ ?—

"પછી ઉપર જો—

"ઓહો ! એ મ્હારી મૃત રાણીનો વાસના દેહ ! એ કયાંથી ? મ્હારી પ્રિયા ? પુન્યવંત દેવી ? ઓ ! મ્હારો પ્રાણુ ?" આમ કલ્પતો રાજા મુર્છિત થયો, ને માયામાં માયા મળી ગઇ.

# પ્રકરણ ૩૬ મું.

## વાસના ભૂત! વૈકુંઠની વનિતા.

"ગુરૂજી! મ્હારી મૃત રાણી બાણુગંગાનો દેહ અધર લટકતો કેમ હશે?" નંદરાયે વિસ્મયતાથી પુછ્યું.

"રાજન! ત્હારી એ પવિત્ર રાણી વૈકુંઠની અધિકારી છે. તેણે પતિ ભક્તિનો પવિત્ર ધર્મ પુરી રીતે પાળ્યો છે; પણ તેનું અકસ્માત મરણ થવાથી જે કંઇ તમનો સંસ્કાર અધુરો રહેલો છે; તે વાસના દેહે પુરો કરે છે."

"શું મરણ વખતે વાસના રહે, તેથી તેની ગતિ આવી થતી હશે!"

"દરેક માનવોના કર્મ પ્રમાણે મરણ અવસાન વેળા બુદ્ધિ પ્રાપ્ત થાય છે, ને તે બુદ્ધિ પ્રમાણે વાસના હોય છે."

"કેટલાક માણસોને રાજપદનું સ્મરણ થયું હોય, ને કોઇને ગધેડો યાદ આવ્યો હોય તો?"

"રાજા! તેજ અવતારમાં તેનો જન્મ થઇ શકે!"

"ત્યારે લોકો રાજપદ યાદ કરે તો?"

"પણ તે વેળા તેને એવી બુદ્ધિ થાયજ કયાંથી! જેણે અઘોર કર્મ કર્યા હોય, તેના મોં આગળ તેવા આકારો દેખાય છે. તેનાં ભયંકર કર્મ પ્રમાણે તેના શત્રુઓ સામે આવીને વેર લેવા ઉભા રહે છે. એવી વેળાએ તેનો પાપી જીવડો આમ તેમ દોડતો ફરે છે. જ્યાં જીવને બચવાનો માર્ગ મળી શકતો નથી, તેને રાજપદ તે ક્યાંથી યાદ આવે?"

"ત્યારે તે પાપી જીવ ક્યાં જતો હશે?"

"તેને માટે નિર્માણ થયેલા દેહમાં જાય છે, જેવું જેવું કર્મ, જેનો જેવો સંસ્કાર ત્યાં તે જાય છે. કર્મનો પણ ક્રમ છે. એક બ્રાહ્મણ કોઇ કર્મ સંસ્કારે ઢેડને ત્યાં અવતરે છે, કાં તો ગર્ભમાંજ જીવ ગળી જાય છે. માત્ર એ ઉદરમાં જન્મ લેવાનું ને ગર્ભવાસનું મહા દુઃખ સહેવવાનુંજ તેને સરજેલું હોય છે. જેટલી ઘડી તેનો લેણા દેણીનો સંસ્કાર હોય, ત્યાં સુધી લેવાય-દેવાય છે, પછી આગ-ગાડીના ઉતારા પેઠે ઉતારૂ ઉતરી જાય છે. માત્ર સસ્કાર દોષને લીધે એક બીજાંને દુઃખ વેઠવું, પડે છે."

. "ત્યારે જગતમાં કોઇનું કોઇજ નથી! શું જુવાન દીકરાના મરણનો માબાપ ખાલીજ શોક કરે છે?"

"હા. જ્ઞાનીને દુઃખ થતું નથી. માત્ર અજ્ઞાની જે મ્હારૂં-ત્હારૂં ગણી બેઠા છે, તેનેજ દુઃખ છે. અલબત સ્નેહનું દુઃખ સર્વેને છે. લક્ષ્મણની મુર્છા વેળા રામને દુઃખ થયું હતું તે, અને ઇંદ્રજીતના મરણથી સુલોચનનાં રૂદન વેળા લક્ષ્મણને શોક થયો હતો, તે માત્ર સ્નેહનાં દુઃખનો હતો; કેમકે સંસ્કાર સંબંધ સાથે હતો; પણ બાકી તો વ્યર્થ ફાંફાં જેવું છે. જ્યાં સુધી મ્હારૂં કરીને માન્યું નથી, ત્યાં સુધી કશું દુઃખ થતું નથી.-

"જો-સાંભળ.-

"એક નાયકાએ પોપટ પાળ્યો. તેને એ નવરાવતી, ધોવરાવતી, ને ખવરાવતી હતી. દરરોજ પ્રેમ-વચનો પઢાવતી હતી. તેને ત્યાં એક સાધુ હમેશાં ભિક્ષા માગવા આવતો હતો. તેના આશિર્વાદ કરતાં પોપટની

સેવા કિમતી હતી. કાળે કરીને પોપટ ગુજરી ગયો, ને નાયકા રડવા બેઠી; ત્યાં પેલો સાધુ આવ્યો. નાયકાએ પોપટની પાછળ દાન દઇને સાધુને સંતોષ્યા. નાયકાએ પુછ્યુ કે 'મહારાજ? મ્હારા પોપટને આ સઘળું મળશે કે?' સાધુએ હા કહી. નાયકા દરરોજ વધુ ને વધુ દાન દેવા લાગી. સાધુનો ફેરો સફળ થયો. પોપટ ગયો, અને સાધુનું દેણું દેતો ગયો. નાયકા કને લેણું લેતો ગયો. કેટલેક દીવસે પાડોશીનો પાડો મરી ગયો, અને પાડોશી રડવા લાગ્યો; ત્યારે નાયકા હસવા લાગી. સાધુએ આવીને પુછ્યુ; ત્યારે નાયકાએ પાડોશીની મશ્કરી કરીને પાડાની વાત કહી. સાધુએ કહ્યુ કે, એજ રીતે તમારો પોપટ મરી ગયો હશે, ત્યારે પાડોશી હસતો હશે. તમને પાડાનું દુઃખ ન થયું, તો પાડોશીને પોપટનું દુઃખ ન થયું. તમે પોપટને મ્હારો કરીને માન્યો, તેથી દુઃખ થાય છે; ને તેણે પાડાને પોતાનો ગણ્યો, તેથી દુઃખ થાય છે. આ મ્હારા શબ્દમાંજ અંતર છે. માટે રાજન્! સર્વ વૃથા શોક છે. સ્નેહનુંજ દુખ છે."

"ત્યારે શુ આ રાણી મ્હારી ન કહું?"

"રાણી ત્હારી છે. સારા સંસ્કારે કરીને જે કોઇ પણ સંબંધી આપણે ત્યાં અવતરે, કે વાસો કરે, તો તે તારણુ કરી જાય છે-પણ પાપરૂપ જીવડો લેણું દેણું લઇ દઇ જાય છે, તો તે મહા દુઃખ કરે છે. આ રાણી ત્હારી છે; એમ મન કહે છે; પણ જયારે જીવ જુદો થાય છે; પછી તો તે કોણ જાણે કોના સંસ્કારનું સ્નેહ પૂતળુ થશે. રૂપિયો ત્હારા હાથમાં છે, ત્યાં સુધી ત્હારો છે; પછી તો બીજાનો છે. એજ રૂપીયો વળી કાળે કરીને ત્હારી કને આવશે હવે જો તે વેળા ત્હારી બુદ્ધિ

કંજુસ હશે, તો તે ખજાનામાં પડયો રહેશે, ને તું તેની સેવના કરશે. જ્યારે એ ધન ચોરાઇ જશે, ત્યારે તું મથું ફૂટીને લોહી કહાડશે; કાં કે તે ત્હારો કરીને માન્યો છે. માટે રાજા! કોઇનું દોષ નથી. મત્ર જગતનો નીયમ છે કે મ્હારૂં કરીને માનવું; પણ અળગું થયા પછી શોચ ન કરવો. માણસનો ધર્મ છે, કે સ્નેહ ને સંસ્કારને પોષવો, પણ એ ઝેર છે. ઝેરને એવી રીતે ન વળગવું, કે મારી નાખે. અગ્નિ પેઠે બ્હીને ચાલશે. તો એ કર્મ ફળદાયી છે. ત્રાંબાની ખાખ ને સોમલનું ઝેર ખાવાને જો હોજરીનું બળ હોય તો ખાવું, જો કેળવણી અને વિચારથી ખાઇશ તો તરીશ, નીકર મરીશ.

"ત્યારે હવે મ્હારે પુત્રીને ભેટવું શા માટે જોઇએ, મહારાજ?"

"ત્હારે માથે એનું રૂણ છે. કન્યા અવતરી, તો તેને પોષણ કરીને કન્યા દાન દઇ મુક્ત થવાને ત્હારો ધર્મ છે. અર્જુન સબંધીઓને હણતાં પાછો હઠીને સગ્રામ છોડી એક કોરે બેઠો, ત્યારે શ્રી કૃષ્ણ પ્રભુએ ગીતા જ્ઞાન આપ્યું, કે ક્ષત્રીનો ધર્મ છે, તે બજાવવા જવું. ધર્મ બજાવતાં બેવડું ફળ મળશે. જો મરીશ, તો સ્વર્ગે જઇશ; ને છૂટીશ તો જય મળશે. ધર્મ ટળ્યા દીકરો કે બન્ધુ જોવાય નહિ; માટે રાજા! ઇશ્વરે જે જે માયા મુકી છે, તે સ્વિકારવી, પણ તેને વળગી પડવું નહિ."

"ત્યારે મ્હારે મ્હારી પુત્રીને મળવું ને પછી વૈરાગ્ય લેવો!"

"હા-બાલ, હું ત્હારી સાથે આવું છું. ત્હારો ધર્મ બજાવ. પછી સન્યસ્ત લઇને મુક્તિપદ મેળવી લઉ!" નરરાય આનંદ પામ્યો; અને ગુરૂ સાથે પુત્રી-ભેટ કરવા ચાલ્યા. માયાનો આ અદ્ભુત ચમત્કાર જ્ઞાનીના ગોટકાંમાંજ ગોથાં ખાય છે!

સવા કિમતી હતી. કાળે કરીને પોપટ ગુજરી ગયો, ને નાયકા રડવા બેઠી; ત્યાં પેલો સાધુ આવ્યો. નાયકાએ પોપટની પાછળ દાન દઈને સાધુને સંતોષ્યા. નાયકાએ પુછ્યું કે 'મહારાજ? મ્હારા પોપટને આ સઘળું મળશે કે?' સાધુએ હા કહી. નાયકા દરરોજ વધુ ને વધુ દાન દેવા લાગી. સાધુનો ફેરો સફળ થયો. પોપટ ગયો, અને સાધુનું દેણુ દેતો ગયો નાયકા કને લેણું લેતો ગયો. કેટલેક દીવસે પાડોશીનો પાડો મરી ગયો, અને પાડોશી રડવા લાગ્યો; ત્યારે નાયકા હસવા લાગી. સાધુએ આવીને પુછ્યું; ત્યારે નાયકાએ પાડોશીની મશ્કરી કરીને પાડાની વાત કહી. સાધુએ કહ્યું કે, એજ રીતે તમારો પોપટ મરી ગયો હશે, ત્યારે પાડોશી હસતો હશે. તમને પાડાનું દુઃખ ન થયું, તો પાડોશીને પોપટનું દુઃખ ન થયું. તમે પોપટને મ્હારો કરીને માન્યો, તેથી દુઃખ થાય છે; ને તેણે પાડાને પોતાનો ગણ્યો, તેથી દુઃખ થાય છે. આ મ્હારા શબ્દમાંજ અંતર છે. માટે રાજન્? સર્વ વૃથા શોક છે. સ્નેહનુંજ દુઃખ છે."

"ત્યારે શું આ રાણી મ્હારી ન કહું?"

"રાણી ત્હારી છે. સારા સંસ્કારે કરીને જો કોઈ પણ સંબંધી આપણે ત્યાં અવતરે, કે વાસો કરે, તો તે તારણ કરી જાય છે-પણ પાપરૂપ જીવડો લેણું દેણું લઈ દઈ જાય છે, તો તે મહા દુઃખ કરે છે. આ રાણી ત્હારી છે, એમ મન કહે છે; પણ જ્યારે જીવ જુદો થાય છે; પછી તો તે કોણ જાણે કોના સંસ્કારનું સ્નેહ પૂતળું થશે. રૂપિયો ત્હારા હાથમાં છે, ત્યાં સુધી ત્હારો છે; પછી તો બીજાનો છે. એજ રૂપીયો વળી કાળે કરીને ત્હારી કને આવશે. હવે જો તે વેળા ત્હારી બુદ્ધિ

કંજુસ હશે, તો તે ખજાનામાં પડયો રેહશે, ને તું તેની સેવના કરશે. જ્યારે એ ધન ચોરાઇ જશે, ત્યારે તું માથું કૂટીને લોહી કહાડશે; કાં કે તેં ત્હારો કરીને માન્યો છે. માટે રાજા! કોઇનું કોઇ નથી. મત્ર જગતનો નીયમ છે કે મ્હારૂં કરીને માનવું; પણ અળગું થયા પછી શોચ ન કરવો. માણસનો ધર્મ છે, કે સ્નેહ ને સસ્કારને પોષવો, પણ એ ઝેર છે. ઝેરને એવી રીતે ન વળગવું, કે મારી નાખે. અગ્નિ પેઠે બ્હીને ચાલશે. તો એ કર્મ ફળદાયી છે. ત્રાંબાની ખાખ ને સોમલનું ઝેર ખાવાને જો હોજરીનુ બળ હોય તો ખાવું, જો કેળવણી અને વિચારથી ખાઇશ તો તરીશ, નીકર મરીશ.

"ત્યારે હવે મ્હારે પુત્રીને ભેટવુ શા માટે જોઇએ, મહારાજ?"

"ત્હારે માથે એનું રૂણ છે. કન્યા અવતરી, તો તેને પોષણ કરીને કન્યા દાન દઇ મુકત થવાનો ત્હારો ધર્મ છે. અર્જુન સબંધીઓને હણતાં પાછો હઠીને સગ્રામ છોડી એક કોરે બેઠો, ત્યારે શ્રી કૃષ્ણ પ્રભુએ ગીતા જ્ઞાન આપ્યું, કે ક્ષત્રીનો ધર્મ છે, તે બજાવવા જવુ. ધર્મ બજાવતાં બેવડું ફળ મળશે. જો મરીશ, તો સ્વર્ગે જઇશ, ને જીતીશ તો જય મળશે. ધર્મ વેળા દીકરો કે બન્ધુ જોવાય નહિ; માટે રાજા! ઇશ્વરે જે જે માયા મુકી છે, તે સ્વિકારવી, પણ તેને વળગી પડવુ નહિ."

"ત્યારે મ્હારે મ્હારી પુત્રીને મળવુ ને પછી વૈરાગ્ય લેવો!"

"હા-ચાલ, હુ ત્હારી સાથે આવુ છુ. ત્હારો ધર્મ બજાવ પછી સન્યસ્ત લઇને મુક્તિપદ મેળવી લ્હે!" નદરાય આનંદ પામ્યો; અને ગુરૂ સાથે પુત્રી-ભેટ કરવા ચાલ્યો. માયાનો આ અદ્ભુત ચમત્કાર જ્ઞાનીના ગોટકામાંજ ગોથાં ખાય છે!

# પ્રકરણ ૩૭ મું.

## પ્રેમની પુર્ણાહુતિ!

### કુસુમ-માધવનો વિવાહ—નંદરાયનો આસ-સન્યાસ!

ગુજરાત પ્રાંતના સુબા મુઝફરખાનની દિલાવરી અને અદલ ઇન્સાફનો પુરાવો, ગિરીનંદ મહાત્માએ નંદરાય વાઘેલાને બતાવેલા ચમત્કારિક દેખાવ સહિત પુરતો થઇ પડે છે; ઇન્સાફ ઉપરાંત મિત્રતા જાળવનારા આ જાતના ઇસ્લામી સુબાઓ બહુજ થોડા નીકળશે. ઇસ્લામી રાજકર્ત્તાની ઇતિહાસિક નોંધ તપાસીએ, તો હાતમ દીલના થોડાજ શાહેનશાહ કે સુબાઓ નીકળશે. અલ્લાઉદ્દીન ખુની કે મહમદ બેગડાનો ઝુડો ઇન્સાફની રાહથી વેગળો ગયેલો બહુજ જોવામાં આવશે.

વાંચનાર? નંદરાય વાઘેલાને એક ફરજ બજાવવાની અધુરી હતી; ને તે એજ કે કુસુમનાં લગ્ન કરી આપવાના હતાં, પણ નંદરાયના મનમાંહેથી કુસુમની અવિચારી વર્ત્તણુકનો વહેમ ટળી જાય, તોજ તે કામ સુત્રરે, એમ હતું; ને તે સંકટ ટાળવા માટે ગુરૂશ્રીએ યત્ન કર્યો હતો. નંદરાય પોતાના સ્નેહી મુઝફરખાન પાસે ગયો હતો. ત્યાં આપણે કુસુમ, માધવ, તથા સામંતને ઇન્તજારીમાં જોયાં છે. પણ કુસુમ તો સામંત સાથે રૂપનગરના કિલ્લા તરફ જવા ઉપડી હતી, અને ફરીને તરત સુબાના મહેલમાં નજરે પડી છે, ત્યારે તે સયોગ કેવી રીતે બન્યો, એ તરફ નજર કરીએ.

શાહજાદા અહમદશાહને ઉંઘતો મુકીને, કહો કે નિશામાં મસ્તાન બનાવીને આ બહાદુર કુંવરી, આ પિતૃભક્તિની રાજબાળા ન્હાસી છુટી. અને પોતાના પિતાની રાજધાની હાથ રાખી લુચ્ચા મલ્લરાજને તથા અવિચારી શાહજાદાને તેનાં કર્મનાં ફળ બતાવવા ચાલી નીકળી. માધવરાયની સહાયતાથી અને મુજફ્ફરખાનની મહેરબાનીથી તથા ચાવડી, મલ્લરાજ ને શાહજાદાના સંયોગી લેખથી જે જય મેળવવા ઇચ્છતી હતી, તે પાર પડયો હતો.

કુસુમ ને સામંત રૂપનગરની નજીક આવ્યાં, તેટલામાં માધવની મુલાકાત થઇ. માધવને છુપી રીતે ખબર મળી, કે કુસુમ પર હલ્લો થયો છે, ને નંદરાયજી ન્હાસી ગયા છે. માધવ એ વ્હાલાંઓની મદદે નીકળ્યો હતો. મધુરી મેનાને જોતાંજ માધવ ઘોડા પરથી ઉતરી પડયો; ને કુસુમ તો આનંદથી ભેટી પડે, તેમાં નવાઇ નહિ, સામંતે ઘોડાની લગામ ઝાલી રાખી, ને વાતોએ ચડયાં.

"પ્રિયે? સરિતા પુર વેગમાં સાગરને મળવા દોડતી જાય, તેમ તમે કયાં ચાલ્યાં?"

"સાગરનેજ મળવા. મારા પ્રેમ–સાગરને ભેટવા! વ્હાલા, તમે કયાં જાઓ છો?"

"હું તમારી શોધ કરવા નીકળ્યો છું. મને ખબર મળી, કે લુચ્ચાઓએ મહેરબાનીનો ગેરઉપયોગ કર્યો છે."

"ત્યારે તો હવે મારી સાથે સુબા સાહેબને ત્યાં પધારો."

"આજનો દિવસ રૂપનગરમાં રહો–મ્હારા આનંદ–ભુવનનો પવિત્ર કરો."

"પ્રાણ? જો આપણા હૃદય-ભુવન પવિત્ર છે, તો આનંદ-ભુવન પુન્યવત થશેજ, હાલ તો આપણે ધર્મ બજાવવાનો સમય છે. હાલ તો પાંડવ-કૌરવના યુદ્ધનો પ્રસગ છે. સંગ્રામ વેળા શાન્તિ ભોગવવાનુ કામ રજપૂત વિરોનું નથી."

"ત્યારે હું એક પગલે તૈયાર છું." એટલું કહીને ત્રણે જણ ઘોડાપર સ્વાર થયા, અને ગુજરાતની રાજધાની તરફ ચાલી નીકલ્યાં.

બીજી તરફ નજર કરતાં શાહજાદો પણ શુદ્ધિમાં આવ્યો; ને તે પણ પોતાના નગરમાં ગયો. વિમાસણ ને વિચાર, વિશ્વાસઘાત ને વિલાસની નિષ્ફળતાથી છુટેલો, શરમ ને સંજોગથી દબાયલો શાહજાદો પિતાને ભેટયો-અને નિર્દોષ થવા માટે સુબા મુજફ્ફરખાનને ભભેર્યો. "નદરાયે કપટ રચ્યું હતુ. કુસુમને મેવાડપતિ જોડે વરાવીને, ગુજરાતના કિલ્લામાંથી લશકર લઇ ગુજરાત સર કરી, સુબાગિરી લૂટવા વિચાર કર્યો હતો!" શાહજારાનીઆ ખબરથી મુજફ્ફરખાન છેડાઇ ગયો. એક મલ્લરાજના પ્રપચ પ્રમાણે પ્રથમની મુલાકાતનો નંદરાયપર અણગમો તો ઉત્પન્ન કરાવ્યો, ને બીજી રીતે આ ખબર દઇને ગુસ્સો ચડાવ્યો. નિર્મળ મનના સુબાને શી ખબર, કે શાહજાદો હવસની દોરીપર ખેંચાયલો છે, ને જાદુના જોરથી આ સર્વ હકિકત નિવેદન કરે છે.

માધવ, સામંત અને કુંવરી સુબાના શેહરમાં પહોંચ્યાં, અને મુલાકાત માટે યત્ન કરતાં ઉપલી ગુસ્સાભરી ખબર મળી. આખરે એક ધર્મશાળામાં તેણે ઉતારો લીધો, અને સુબાને ખબર કરવા માટે સુબાની વીટી સહિત સામતને મોકલ્યો. તે સાથે માધવ

કને રહેલો શાહજાદાનો પત્ર સુબાના હાથમાં મુક્યો. સુબાએ સ્નેહ તથા વિસ્મયતાથી તે વાંચ્યો. એટલે મલ્લરાજનો કપટી પત્ર હાથમાં આપ્યો; તે પણ ઘણા માન તથા મગરૂરીથી વાંચ્યો, ને બોલ્યા–"શું ત્યારે મને સમજાવવામાં આવ્યું છે, તે જૂઠું છે ?"

'હા, જહાંપનાહ !" સામંતે કહ્યું. તરત સુબાએ શાહજાદાને બોલાવ્યો, તથા કુસુમને મળવાની ઇજાજરી દેખાડી સામંતે પત્તો આપ્યો, એટલે માન સાથે કુસુમ–માધવને દરબારમાં બોલાવ્યાં. કુસુમે સઘળી વીગત ટુંકમાં વર્ણવી. શાહજાદો આવતાંજ તેને સુબાએ બે પત્રો દેખાડયા. શાહજાદો તો સઘળાને જોઇને સ્તબ્ધજ થઇ ગયો ! સુબાએ ધમકાવીને જ્યારે સવાલ કર્યો, ત્યારે શાહજાદાએ પોતાનો ગુન્હો કબુલ કર્યો; કુસુમને સુબાએ હવે પછી મદદ આપવા જણાવ્યું, ત્યારે તેણે નંદનગરીની સત્તા પોતાના હાથમાં આપવાની, મલ્લરાજને પકડવાની અને પિતા નંદરાયની શોધ કરાવવાની માગણી સુબા કને કરી. સુબાએ તે સ્વિકારીને પોતાના લશ્કરી સિપાઇઓને હુકમ કર્યો; ને માધવ તથા સામંત સાથે તેઓ મલ્લરાજને પકડવા ચાલ્યા. નંદરાયનો પત્તો મળતાં સુધી કુસુમને સુબાને ત્યાં પરોણા દાખલ રહેવા ફરમાવ્યું; શાહજાદાને તિરસ્કાર આપીને પોતાની કને આવતો બંધ કર્યો. સામંત તથા માધવ લશ્કર લઇને નંદનગર ગયા.

મલ્લરાજ આજકાલ નંદનગરમાં સત્તા ચલાવી રહેલો હતો–મલકુમાલણનો દીમાક સાતમે આસમાને ચડયો હતો, ને પ્રેમસંગ બારોટ પણ લાલચ-લોભની કલગી રાખીને રોબમાંજ ફરતો હતો. રાજ

સેવકી ગંગા માત્ર ચાવડી રાણીને સમજાવવામાં ફાવી હતી—વિજુ-બાને ગંગાનો ઉપદેશ અસરકારક લાગ્યો હતો, ને હવે તે પોતાની ઉદ્ધતાઇ માટે પસ્તતી હતી જે કાળે મલ્લરાજ આ રાણીને પોતાને કબજે કરવા દુરાગ્રહ કરતો હતો, ને ગંગા વચ્ચે પડતી હતી, એવા-માંજ સામત તથા માધવે છાપો માર્યો હતો. રાણી નમીને તાબે થઇ હતી, અને ગંગા પણ નમ્ર થઇ ગઇ હતી માધવે બન્નેને દિલાસો દીધો, અને મલ્લરાજને કેદ કર્યો મલ્લરાજે ક્ષત્રીવટ રાખવા યત્ન તો બહુ કર્યો, પણ સત્તા આગળ તેનું કશું બળ ચાલ્યું નહિ. અંતે મલ્લરાજ તાબે થયો, અને સર્વે વડી રાજધાની તરફ ચાલ્યાં.

મુજફ્ફરખાનને પોતાના મિત્રની આ દશા માટે બહુ લાગી આવ્યું. તેણે નંદરાયને શોધવા ઘણાં માણસો મોકલ્યાં, પણ તેનો અમલ થાય, તે પહેલાં ગુરૂ સાથે નંદરાયે સુબાની મુલાકાત લીધી.

આ મુલાકાત દરમ્યાન મલ્લરાજ તથા ચાવડી રાણી ને ગંગા સહિત સામત તથા માધવ હાજર થઇ ગયા. બીજી તરફથી કુસુમ પણ મળી, ને ત્રીજી તરફથી ગિરિનંદ તથા નંદરાય આવી મળ્યા. દરબાર ભરીને મુજફ્ફરખાંએ ઇન્સાફ કર્યો. મલ્લરાજે પોતાની તકસીર માટે માફી ચાહી—સુબાએ તેને દેશનિ-કાલ કરવાનો હુકમ કર્યો. વફાદાર ગંગાએ સજા માફ કરવા વિનતી કરી—મલ્લરાજે સારી ચાલ ચલાવવાની પ્રતિજ્ઞા લીધી—અને તે જોડાં સંધાઇ ગયાં—નિર્દોષ થયાં. સુબાએ શાહજાદાને શિક્ષા કરવા નંદરાયની ઇચ્છા પુછી. નંદરાયે બાળ-ભૂલ ગણીને તેને નિર્દોષ ઠરાવ્યો, પણ સુબાએ તે શાહજાદાને પ્રતિજ્ઞા લેવરાવી, કે સ્વપ્રજા કે અન્યપ્રજા

પર કદાપિએ દુષ્ટતા વાપરવી નહિ, કુદૃષ્ટિ કરવી નહિ શાહજાદાએ તે કબુલ્યુ, ત્યારે અંતે વઘેલાને તેનો બદલો આપવાનું કામ શરૂ થયું. માધવ ને કુસુમનાં શુદ્ધ પ્રેમ ભાવે લગ્ન કરી આપ્યાં, ને નંદરાયે પોતાની રાજધાની કન્યા દાનમાં આપી સુબાએ તેમાં સંમતિ આપી. ગંગાને એક ગામ આપ્યુ, કે તેને તેઓના બાળકો વંશપરંપરા ખાય ! સામંતની વફાદારી બદલ તેને બે ગામ ત્રાંબાને પત્રે વંશપરંપરા આપ્યાં, ને છેવટે નંદરાયે રાજ-યોગ લીધો. કુસુમ, સ્નેહને લીધે ઘણી રડવા લાગી. ગિરીન દે તેને બહુ સમજાવી, પણ સમજી નહિ. અંતે નંદરાયે રાજ-યોગ લીધો, પણ નગરમાંજ રહીને જીવન ગાળવા નક્કી કર્યું. ગિરીન દે તેને સંમતિ આપી, અને નંદરાયે જીવન સાર્થક કર્યું, આ કુસુમ-માધવ બન્ને પ્રેમી જોડલાંનો વિજય થયો-સુબા મુજફ્ફરખાનની કીર્તિ વધી પડી, ને વાઘેલા રાજનો એ રીતે અંત આવ્યો. વાંચનાર ! કુસુમના સંબંધમાં હવે આપણે વધારે વિસ્તાર કરવાની જરૂર નથી. રાસમાળાના કર્તાની માત્ર નામની નકલ ધ્યાનમાં રાખી છે; ને ભાટ ચારણોના ગપાટાને મેળવીને, યોગ્યાયોગ્ય ચરિત્ર ચિતરવામાં આવ્યું છે. આ વાર્તાની ખરી ખુબી, આરસીમાં જોવાથી જેમ સુખ જણાય, તેમ નાટ્યદ્વારા વધારે જણાશે; અને પ્રભુ ઇચ્છા હશે, તો થોડાજ સમયમાં તેનો પ્રયોગ પ્રગટ થશે—અસ્તુ !

સમાપ્ત.

| |
|---|
| ૧- ૦-૦ |
| ૧- ૮-૦ |
| ૧- ૮-૦ |
| ૦-૧૨-૦ |
| ૦-૧૨-૦ |
| ૦-૧૨-૦ |
| ૧- ૪- ૮-૦ |

ઝાલાડાકર.

# દેલવાડાકર સિરીઝ.

## "બાળ-ગ્રંથાવળી નં૦ ૧ થી ૨૦."

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધતિનાં મૂળતત્ત્વો ... | ૩ | ૦ | ૦ |
| ૨. | કિન્ડરગાર્ટન મૂળ ભાગ (સચિત્ર) ............ | ૦ | ૨ | ૦ |
| * ૩. | કિન્ડરગાર્ટન ભાગ ૧ થી ૩ દરેકના ......... | ૦ | ૪ | ૦ |
| | (ચાર પુસ્તક સાથે બાંધેલાના પાકાં પુઠાનો) ... | ૧ | ૦ | ૦ |
| † ૬. | બાળ કસરત ભાગ ૧ (સચિત્ર) ત્રીજી આવૃત્તિ | ૦ | ૨ | ૦ |
| ૭ | શિશુ શિક્ષણ (સક્ષિપ્ત કવિતામાં) ... ....... | ૦ | ૪ | ૦ |
| † ૮. | બાળ કહાણિયો આવૃત્તિ બીજી .............. | ૦ | ૨ | ૦ |
| † ૯ | બાળ બાગ ભાગ ૧-૨ ,, દરેકના ......... | ૦ | ૪ | ૦ |
| | (બે ભાગ સાથે બાંધેલાં પાકાં પુઠાનો) ... ... | ૦ | ૮ | ૦ |
| ૧૧. | કિન્ડરગાર્ટન પાઠમાળા (વાચન-પદાર્થ પાઠ)... | ૦ | ૨ | ૦ |
| †૧૨ | બાળ શિક્ષણ ગરબાવળી (સ્ત્રી ધર્મ શિક્ષણ)... | ૦ | ૪ | ૦ |
| ૧૩ | સંગીત—સતી મંડળ (સ્ત્રી ધર્મનીતિ જ્ઞાન)... | ૦ | ૪ | ૦ |
| *૧૪. | બાળ-ખેલ (સચિત્ર કિન્ડર-ગાર્ટન શિક્ષણ) ... | ૦ | ૫ | ૦ |
| ૧૫. | બાળકોની રંગભૂમિ (નાના નાટકો) ............ | ૦ | ૨ | ૦ |
| ૧૬. | બાળ જ્ઞાન ... . ..... ........................ | ૦ | ૨ | ૦ |
| ૧૭ | બાળ ગીત આવૃત્તિ ત્રીજી..................... | ૦ | ૨ | ૦ |
| ૧૮ | કિન્ડરગાર્ટન-પદાર્થ પાઠ . ...... ........... | ૦ | ૨ | ૦ |
| | ...ન્ડરગાર્ટન ડ્રૉઇંગ બુક ભાગ ૧ ........... | ૦ | ૨ | ૦ |
| | ,, ,, ભાગ ૨ ........... | ૦ | ૨ | ૦ |

મહારાજે પોતે
કાલ કરવાનો હુકમો, સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ટેક્સ્ટ-
કરી—મહારાજે સાનામ-લાઇબ્રેરી' તરીકે વાપરવા માટે સરકારી
સંધાઇ ગયાં-નિર્દેશ તરફથી ખાસ હુકમ પ્રકટ થયો છે
ઇચ્છા પુછી. ન કામાંહે કેટલાંક શાળા-શિક્ષકોના ઉપયોગ માટે
લાયબ્રેરી માટે મંજુર થયાં છે.
પણ સુખાએ તે શા—ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર,
આગ્રેની વાડી, ગિરગામ બેક રોડ—મુંબઇ.

# દેસવાહાકર-વાર્તા-માળા.

| | | | | |
|---|---|---|---|---|
| ૧-નીલમ ને માણેક | ભા૦ ૧-(આ૦ બી૦) | | | ૦-૧૨-૦ |
| ૨- ,, ,, | ભા૦ ૨- ,, | | | ૦-૧૨-૦ |
| (બન્ને ભાગ સાથે પાકું પૂઠું- ,, | | | | ૧- ૮-૦ |
| ૩-નીલમ ને માણેક- | ભા- ૩- | | | ૦-૧૨-૦ |
| ૪- ,, ,, | ભા- ૪- | | | ૦-૧૨-૦ |
| (બન્ને ભાગ સાથે- | | | | ૧- ૮-૦ |
| ૫- ,, ,, | ભા-૫ - | } | સાથે- | ૧- ૮-૦ |
| ૬- ,, ,, | ભા-૬ - | } | | |
| ૭- ,, ,, | ભા-૭ - | } | છપાય છે | ૧- ૮-૦ |
| ૮- ,, ,, | ભા-૮ - | } | | |
| ☞ ૭ ભાગ સાથે મંગાવનારને | | . ૩ | | ૪- ૮-૦ |
| ૯ વિક્રમ રાજાનો સંભ્રમ-ભાગ | | ૧-૩- | | ૦- ૮-૦ |
| ૧૦ ,, ,, | ભાગ | ૨-૩- | | ૦- ૮-૦ |
| ,, ,, (બન્ને ભાગ સાથે પાકું પૂઠું | | ૩- | | ૧- ૦-૦ |
| ૧૧ નવલ ગંગા- | ભાગ | ૧- | | ૧- ૮-૦ |
| ૧૨- ,, | ભાગ | ૨- | | ૧- ૮-૦ |
| ૧૩-બહાદુર કન્યા- | ભાગ | ૧- | | ૦-૧૨-૦ |
| ૧૪- ,, | ભાગ | ૨- | | ૦-૧૨-૦ |
| ૧૫-સંજોગની- | ભાગ | ૧- | | ૦-૧૨-૦ |
| ૧૬-કિન્ડરગાર્ટન-ગ્રંથમાળા, | ભાગ ૧-૨૦-સાથે- | | | ૪- ૮-૦ |

આંગ્રેની વાડી, }<br>
ગિરગામ, બેક રોડ }

ગો૦ હ૦ દેસવાહકર,<br>
મુંબઈ.

## હેલવાડાકર
## કિન્ડરગાર્ટન ગીફ્ટ-બોકસ.

ફ્રેબલના Paradise of Childhood શિશુ-શિક્ષણ નામના પુસ્તકમાહેની વીસે બક્ષિશોના First to Twenty Gifts વિલાયતી સામનનુ એકજ બોકસ બનાવવામા આવ્યું છે આ બોકસ હિંદુસ્તાનના દરેક ભાગની પ્રાથમિક શાળાઓને કિન્ડરગાર્ટન શિક્ષણ આપવા માટે ઉપયોગી થઇ પડયુ છે આ સાથે જુદી જુદી ભાષાની "કિન્ડરગાર્ટન ગાઇડ" આપવામા આવી છે, અને 'પ્રેકટીકલ કિન્ડરગાર્ટન-બોકસ' જેમ ઘર-શિક્ષણ લ્હેનારાં બાળકોને વધારે સગવડભરેલુ છે, તેમ આ બોકસ નિશાળોના ઉપયોગ માટે ખાસ સગીન બનાવવામાં આવ્યું છે

**કિમ્મત રૂપિઆ ત્રીસ.**

---

## પ્રદર્ષનમાંથી રૂપાનો ચાંદ મેળવેલું
## હેલવાડાકર
# પ્રેકટીકલ કિન્ડરગાર્ટન બોકસ.



---

**કિમ્મત રૂપિઆ પંદર.**

સરકારી કેળવણી ખાતામા કિન્ડરગાર્ટન 'ટેકસ્ટ-બુક' તરીકે મંજુર થએલી સચિત્ર 'બાલ-ખેલ' પુસ્તકની પદ્ધત્તિ પ્રમાણે નાનાં બાળકોને શીખવવા માટે સંગ્રહ કરેલો કિન્ડરગાર્ટનનો સામાન, તથા સચિત્ર પુસ્તકો અને 'ગાઇડ' આ એકજ બોકસમાં સમાયલાં છે. આ બોકસ પ્રદર્ષનદ્વારા હીદના ચોમેર ભાગમાં ફેલાયલુ છે, અને પ્રદર્ષન કમિટીએ તે માટે 'રૂપાનો ચાંદ' આપેલો છે.

કિન્ડરગાર્ટન સ્ટોલ,
ગીરગામ, બેક રોડ.

ગો૦ ક૦ હેલવાડાકર,
કિન્ડરગાર્ટનીસ્ટ